# संसार सार अने ब्रह्मविचार.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

કપડવણજ નિવાસી

અમદાવાદ જીલ્લાના માજી કોર્ટ પ્રોસિક્યુટર

**અંબાલાલ દામોદર જોશી.**

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સવત ૧૯૭૦ ઇ. સ. ૧૯૧૪

| | | |
|---|---|---|
| છીંટના પાકા પુંઠાના સોનેરી નામવાળાના. | કીં. રૂ. ૧-૮-૦ | પોસ્ટેજ માફ. |
| કાગળના પાકા પુંઠાનો. | કીં. રૂ. ૧-૪-૦ | |

# અર્પણ પત્રિકા.

---

સર્વ ગુર્જર વાંચક વર્ગ આ લઘુ ગ્રંથ-બાળ વૃદ્ધ, રંકથી રાજા સુધીનાં-બાઇ બેનોના કર કમલમાં અર્પણ કરૂં છું

જે આ ગ્રંથ

લેશે તેમણે અંગિકાર કર્યો,

વાંચશે તેમણે સત્કાર કર્યો.

વાંચી મનન કરશે તેમણે લાભ પ્રાપ્ત કર્યો.

અને મનન કરી સદ્દવર્તન કરશે તેમણે આ જીવનો ઉદ્ધાર કર્યો એમ માની કૃતાર્થ થઇશ.

હું છું સર્વના ચરણરજ તુલ્ય
અંબાલાલ દામોદર જોષી.
કપડવંજવાસી.

---

# ગ્રંથ કર્તાની પ્રસ્તાવના.



જગત શબ્દનો રૂઢાર્થ એટલે લોકોમાં સામાન્ય રીતે સમજાતો અર્થ સંસાર–દુનિયાં જે આ બધું દેખાય છે તે છે. કીડીથી કુંજર સુધી પ્રાણી માત્ર અને તૃણથી મેરૂ લગી ચૈતન્યવાળી, અર્ધ ચૈતન્યવાળી અને ચૈતન્ય વગરની જડ વસ્તુઓ જે જે નજરે દેખાય છે તથા અન્ય ઇંદ્રિયોથી જેનું ભાન થાય છે તે સર્વનો સમાવેશ જગત શબ્દમાં થાય છે. પરંતુ એનો મૂળ અર્થ સંસ્કૃત ધાતુ **गम्** એટલે જવું એ ઉપરથી કરતાં જે જાય છે તે એવો થાય છે. **જે જાય છે** તે—એટલાનો વિસ્તારથી વિવેચન કરતાં એવો અર્થ કરી શકાય કે જે હમેશાં ટકતું નથી પણ જે રૂપ દેખાય છે તે જતું રહે છે. ચાલ્યાંજ કરે છે એકની એક સ્થિતિમાં રહેતું નથી ક્ષણે ક્ષણે તેમાં ફેરફાર થયાંજ કરે છે. મનુષ્યનાં બનાવેલાં યંત્રો ચાલ્યાં કરે છે પરંતુ તે અમુક મુદતે વિરામ પામે છે. આ અનાદિ, અનંત અને અપરિમિત કાળચક્રમાં ફરતું જગત—યંત્ર કદી અટકી પડતું નથી, પણ સતત ચાલ્યાંજ કરે છે. જે પેહેલા ક્ષણમાં હોય છે તે બીજા ક્ષણમાં રૂપાંતર થઇ જાય છે. તેની તે સ્થિતિમાં નહિ રહેતાં જે પ્રથમ ક્ષણમાં હતું તે બીજા ક્ષણમાં અણુ જેટલો એ માલુમ પડતો પણ વિકાર પામી ફેરફારને વશ થાય છે. જે ગયું છે, જાય છે અને જવાનું છે તેને તત્વજ્ઞાની ઋષિઓ મિથ્યા અથવા નાશવંત કહે છે. જેને નામ રૂપ છે તેનો નાશ છેજ. જેનો નાશ કોઇ કાળે પણ નક્કી થવાનોજ છે તેને અમર કહેવું અગર અમર રાખવાની ઇચ્છા કરવી અથવા અમર થાવ એવી આશિષ દેવી એ અતિશયોક્તિનો અલંકાર માત્ર છે. અખંડ, અજર અને અમર, વગેરે જાતનાં વિશેષણોથી યુકત એવું એકજ તત્વ સર્વત્ર વ્યાપી રહેલું છે. જુદા જુદા દેશોમાં તે જુદે જુદે નામે પ્રસિદ્ધ છે. આર્ય ધર્મના હીંદુ વેદાંતીઓ તેને **अद्वैत ब्रह्म** સંજ્ઞાથી ઓળખાવે છે. એ એક સિવાય બીજું કાંઇ પણ અમર હોઇ શકેજ નહી. કોઇનું નામ અમર રહેજ નહિ, કેમકે નામ માત્રનો નાશ છે. વસ્તુ માત્રનો લાંબો અથવા ટુંકો આવરદા હોય છે. જે નામના ગુણોની મજબુતી વધારે તે લાંબુ આયુષ્ય ભોગવે છે, અને જેના ગુણો નિર્બળ હોય છે તે ટુંકું આવરદા ભોગવી નષ્ટ થાય છે.

એ નિયમાનુસાર આ મારી અલ્પ કૃતિનું કેટલું આયુષ્ય થશે એનો વિચાર કરવાની મારે જરૂર નથી. અલ્પ આયુષ્ય થશે એવી શંકા રાખી માણસ જાત પાછું પગલું ભરે તો દુનિયામાં નવી ઉત્પત્તિ થતી બંધજ થાય. વિચારશીળ માણસે મજબુત ગુણોના પરમાણુઓની બનાવટ કરી લાંબા આયુષ્યની આશાનો વિચાર કરવો એ ઉચિત છે, પણ અતિ વિચાર કરી સ્તબ્ધ રહેવું એ સંસારીને માટે અયોગ્ય કહેવાય, કહેવત છે કે "જણે તેટલાં કાંઇ જીવે નહીં" તેથી એમ નથી કે એક પણ નજ જીવે. વખતે બચપણમાં નિરોગી જણાતું આગળ વધતાં પુષ્ટિ લઈ સશક્ત પણ નિવડે છે. સૃષ્ટીના નહિ કળી શકાય એવા નિયમોનું નિયમન કે નિર્ણય કોણ કરી શકે તેમ છે? એનો અકથ્ય મહીમા છે. માટે આપણે આપણી યથાશક્તિથી જનસમુહની સેવા બજાવવામાં પોતાનું કર્તવ્ય કરતા અટકવું એ મનુષ્યપણાને છાજતું નથી. એમ સમજી મારા ઉદ્‌ગારોને કવિતાના રૂપમાં બહાર પાડવાની હીંમત ધરી છે. જગતનો પર્યાય શબ્દ સંસાર એમ મેં આરંભમાંજ કહેલું છે. કેમકે सृ ધાતુનો અર્થ પણ તેવો જછે. સરખું હાલવું, ચાલવું, જવું એવોજ છે. જે જાય છે તે सम् ઉપસર્ગ ભેળવતાં સારી રીતે જાય તે સંસાર, અને સારી રીતે પસાર કરવાને શું જરૂરનું છે તેનું સંક્ષેપમાં વર્ણન જેમાં સમાયલું છે તે **संसार सार.**

આ મારા કવિતા રૂપે કાઢેલા સંસારના અવલોકન તથા અનુભવના ઉદ્‌ગાર પ્રૌઢ વયના બુદ્ધિવાન વિદ્વાનોને ઉપયોગી થઇ પડે એમ હું માનતો નથી, પરંતુ થતા જુવાન પણ કેળવણી પામેલા વાંચક વર્ગને સંસારના ઉમરામાં પેસતા પહેલાં આ પુસ્તકનું ધ્યાન પુર્વક વાંચન, અગર શ્રવણ અને પછી તેનું વિચાર પુર્વક મનન ઘણું ઉપયોગી થઇ પડશે એવી મને ખાત્રી ભરેલી આશા છે.

સંસારના દરેક નાનામાં નાના વ્યવહાર કાર્યમાં પણ તેમાંનાં વચનો જે પ્રસંગે જે યોગ્ય હોય તે તે ઠેકાણે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તન કરવાની શ્રદ્ધાપુર્વક કાળજી રાખશે તો બેશક વાંચનારની જીંદગી સફળ રીતે પસાર થવાની હું ઉમેદ રાખુ છું.

"થે બકાંહો ને મે સુણાં હો" એવા ત્વરાથી વહેતી નદીના વેગની માફક જે વાંચી જવું તે વાંચવું કહેવાતું નથી. તે માત્ર ઉપલક આંખ

ફેરવી કહેવાય. પરંતુ જે ખાધેલું પચીને સમ ધાતુ પેદા કરીને શરીરના રૂવાટાં સુધી લોહીને પ્રસરાવે છે તેજ ખરૂં ખાધું કહેવાય છે, તેવી રીતે જે વાંચવાથી મગજને યાદ શક્તિના સ્થાનપર જેની સંપૂર્ણ રીતે છાપ બેસી જાય અને નિશ્ચયાત્મક બુદ્ધિને સન્માર્ગે દોરવવા સતેજ કરે તે વાંચેલું સાર્થક ગણાય છે.

જેમ અમુક ચીજ ખાવાથી મને માફક આવશે કે કેમ? તે તેના ગુણદોષ લોકોમાં મનાતા હોય તે સાંભળીને અગર તેનો સ્હેજ સ્વાદ લઇ પોતે જાતે કસોટી કાઢી ડાહ્યો માણસ તે ચીજ ખાવાની બાબતમાં વર્તન કરે, તેમ વાંચતા પહેલાં પણ તે વાંચવાની વસ્તુ વાંચવા યોગ્ય છે કે કેમ? તે આપણને સન્માર્ગે લઈ જવાનું સાધન થઇ પડશે કે કેમ ? તે આપણા અંગીભૂત સદ્‌ગુણોને પુષ્ટી આપશે કે કેમ ? અગર કોઇ પણ પ્રકારે તે વાંચનીય પુસ્તક આપણને ઉપયોગી થઇ પડશે કે કેમ ? એ વિચાર દરેક ડાહ્યા માણસે અવશ્ય કરવો જોઇએ.

વાંચીને અનુભવ પામેલા શાણા માણસ પાસેથી સાંભળ્યું હોય અગર પોતે જાતે એક બે પાનાં વાંચી કસોટી કાઢી હોય તો તે ઉપરથી તે વાંચવા યોગ્ય છે કે નહિ ? તે નિર્ણય ઉપર આવી શકાય છે.

તેમજ ગ્રંથકર્ત્તા લેખક તરીકે પ્રખ્યાતી પામેલ હોય તો ઉપલી બે રીત સિવાય ત્રીજી પણ તે ગ્રંથકર્તાની ખ્યાતી ગ્રંથનું ઉપયોગી પણું સુચવવાનું પુરતું સાધન ગણાય એવી છે.

હું અપ્રસિદ્ધ માણસ છું. તેથી આ ત્રીજી રીત આ પુસ્તકના ઉપયોગીપણાનો નિશ્ચય કરવામાં કામની નથી; તે માટે વાંચક વર્ગને હું પહેલી બે રીતમાંથી તેમને અનુકુળ પડતી એક રીત વાપરવાની વિનંતી પુર્વક સુચના કરૂં છું.

ગ્રંથકર્તા રૂપે બહાર પડવાની ઘણા વર્ષથી આકાંક્ષા મારા મનમાં રમ્યા કરતી હતી. આજથી ત્રીસ વરસ ઉપરાંત વલસાડ ઇંગ્રેજી નિશાળમાં પ્રથમ મદદનીશ શિક્ષક તરીકે નોકરીમાં હતો, ત્યારે ભર્તુહરીના નીતિશતકનું સમશ્લોકી ભાષાંતર કરી છપાવ્યું હતું. ત્યાર પછી આજ સુધીમાં ચાર પાંચ ગ્રંથનો આરંભ કર્યો તેમાં ત્રણેક તો પૂર્ણ કર્યા. પરંતુ આ મહાસાગરરૂપી સંસારના ક્ષાર જળમાં હું એક બીંદુ માત્ર મધ નાંખી, શું મીઠાશ

લાવી શકીશ એવી મારી પોતાની નિર્બળતાની વારંવાર શંકાઓ કરી તે ગ્રંથોને છાપામાં મૂકવા ઉચિત ધાર્યું નહિ.

છેવટે " કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય " એ કહેવતનું દૃઢીકરણ મન સાથ કરી મારે પણ યથાશક્તિ મારા ભાગનો કાંકરો સંસાર સરોવરની આસપાસ ગ્રંથરૂપી પાળ બાંધવા તથા તેમાં ઉપદેશરૂપી મીઠા જળનું ટીપું રેડવા મનુષ્ય જાત તરીકે તેમાં વળી બ્રાહ્મણ તરીકે મારૂં કર્તવ્ય છે એમ સમજી મારી પ્રવૃત્તિવાળી જીંદગીના પાછલા ભાગમાં બનાવેલી કવિતાનો સંગ્રહ છપાવવા મેં ઉચિત ધાર્યું.

. ગુજરાતી ભાષાના સર્વ વાંચક વર્ગ—ભાઇઓ, તથા ભગિનીઓ આગળ આ મારી અલ્પ બુદ્ધિના પરિશ્રમનું ફળ ધરૂ છું. જેમની રૂચિને માફક આવે તેમણે ઉદર ભરાતા લગી ખાવું. અને જેમને બેસ્વાદ લાગે તેમણે જેમ તાવ ઉપર બે સ્વાદ કડવું ઓસડ આંખ મીચીને બળાત્કારે પી જવાથી ફાયદો કરે છે, તેમ એકવાર કડવું મોં કરીને પણ બે ગ્રાસ લેવાની અજમાયસ કરવી. નિરભિમાન અને નમ્ર વિનયપૂર્વક ખાત્રીથી કહું છું કે જરૂર આ ફળ તમને અમૃત સરીખું નહિ તો સાધારણ શેલડીના રસની મીઠાશ જેટલું પણ મધુર લાગ્યા વિના રહેશે નહિ અને કોઇ રીતે ગેરફાયદો તો નહિજ કરે.

ઉપર કહેલા ભર્તૃહરીના નીતિશતકની બીજી આવૃત્તિ માટે ઘણા સજ્જનોની માગણી થયા છતાં મારૂં ચિત્ત એ વ્યવસાયમાં નહિ દોરાવાથી તેપર હું દુર્ભાગ્યે લક્ષ આપી શક્યો નહિ.

તેમજ હાલ મારી પાસે એજ નામાંકિત ભર્તૃહરીના શૃંગારશતકનું શ્લોક બદ્ધ ભાષાંતર કરેલું તૈયાર છે પણ આ પુસ્તકની સર્વ ગુજરાતી ભાઈ બહેનો કેવી અને કેટલી આગતા સ્વાગતા કરે છે તે જોયા પછી એ શૃંગારશતકને છાપામાં મોકલવાનો વિચાર કરીશ.

સાર્વજનિક સરોવરના જળનો હું પણ લાભ લેઉ છું. તેથી મારો ધર્મ છે કે એ સરોવરની પાળ નિરંતર અતુટ સ્થિતિમાં કાયમ રહે તેટલા માટે મારે પણ મારા ભાગની સેવા બજાવવી. એ પાળ પૂર્વ કાલના સુજ્ઞ અને વિચારશીલ લોકોએ મજબુત બળથી બાંધી છે તે કાળચક્રના પ્ર-

બળ સપાટામાં પણ તૂટે નહિ તેટલા માટે એના રક્ષણાર્થે મજબુત કરવા ઉત્તરોત્તર પોત પોતાની શકિત પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ સર્વ જાતના ગ્રંથ કર્તારૂપ કારીગર સેવા બજાવતા આવ્યા છે તે માફક મુજ અલ્પ મતિની શકિત પ્રમાણે મારી સેવા કનિષ્ઠ નહિ તો તે કનિષ્ઠતર અગર કનિષ્ઠતમ રીતે પણ કાંઇ કામની છે એમ સમજી આ ગ્રંથને પ્રસિદ્ધિમાં મૂકુ છું.

"**लोकेतुरुचिर्भिन्ना**" સૌ લોકની રૂચી જૂદી જૂદી હોય છે "આકૃતિ તેટલી પ્રકૃતિ" જેને જેવું ગમશે તેવો તેઓનો ઉપયોગ કરશે તાં અંતે મારી પ્રાર્થના છે કે દોષો તરફ ક્ષમાદષ્ટી રાખી સજ્જન વાંચકો હંસવત્ પયપાન કરી પુષ્ટ બની સંતુષ્ટ ચિત્તે શુભ આશિષના ઉદ્ગારોની ઓરાઓ મારા તરફ નાંખવા ઇશ્વર એમના સહૃય હૃદયમાં પ્રેરણા કરો.

આ ગ્રંથ મારી તરફથી જાહેરમાં મૂકતાં સર્વ સદ્‌ગુણી વાંચક વર્ગને વિનતિ કરૂં છું કે મેં મારી મતિ પ્રમાણે બને ત્યાં સુધી પ્રુફ જોવામાં કાળજી રાખી છે. તેમ છતાં જે જે દોષો રહેલા પાછળથી મારી દ્રષ્ટિએ આવેલા તેનું શુદ્ધિપત્ર પાછળ આપ્યું છે તે પ્રમાણે પ્રથમ સુધારી લેવા કૃપા કરશો, અને રહી ગયેલા દોષ દર ગુજર કરશો.

આ કાર્યમાં મારા જે જે સન્મિત્રોએ મને મદદ કરી છે એમનો સદાને માટે આભારી છું.

લી. સેવક,

**અંબાલાલ દામોદર જોષી.**

પ્રકાશક.

# રાજ્યભકિત તથા બ્રીટિશ રાજ્યની ખુબી.

## લાવણી.

જીજસનું લોહ્ય ઝર્યું, ધર્ઇ હું ચર્યું, કુંબાડી કર્યું, સુણો નરનારી,
બ્રીટન કેરા ઉપકાર હિંદપર ભારી. ટેક. ૧
વિદ્યાદેવી શારદા, હરે આપદા, વદું સર્વદા, વિમલ મન રાખે,
જેથી સેવકજન સત્ય વચન મુખ ભાખે. ૨
પૂર્વે આ હિંદુસ્તાન, હતું બળવાન, ધર્મનું જ્ઞાન, ઘણું ચરચાતું,
[1]રવિકુળ નૃપના નામથી ઓળખાવાતું. ૩
ઋષિલોક થયા તે મ્હોર, વેદનો તોર, હતો બરજોર, જ્ઞાનની અવધિ,
તત્વજ્ઞાને ભરપુર, ભરેલો જલધિ
હતી આર્ય પ્રજા સુધરેલ, અવનિપર પહેલ, જ્ઞાન દિપ તેલ, ઘણું ઉપજાવ્યું,
જેણે અજવાળું ઘણા કાળ નીભાવ્યું. ૫
*દર્શન, સૂત્રો ને, સ્મૃતિ, અનુપમ કૃતિ, ગીતા ભગવતિ, પુરાણે મતિ, અતિ દોડાવી,
મૃત સંજીવન લગી ગતિ શુક્રની ફાવી. ૬
આબાદાની તે સમે, ઘરોઘર રમે, પ્રભુને ગમે, નિયમથી ચાલે,
સંપૂર્ણ સત્ય નય વિનય વટે બહુ મ્હાલે. ૭
ધર્માચરણે રહીં ચુસ્ત, બન્યા નહિ સુસ્ત, વિચારો પુખ્ત, કર્યા વનવાસે,
જેના તપબળથી રાક્ષસગણ પણ ત્રાસે. ૮
સ્રીજાતિ પણ તેટલી, ભણેલી ભલી, પ્રેમ પુતળી, પતિવ્રત પાળે,
પતિરૂપ બની બાળક ધન પશુ સંભાળે. ૯
સુખ સ્વર્ગસમું ફેલાય, સ્તવન નિત ગાય, પ્રભુ ખુશી થાય, અભયપદ પામે,
પત્થર દરિયાપર તર્યા રામને નામે. ૧૦

## ઝુલ.

એવો એ સુંદર કાળ, સતયુગ તણો હેવાલ,
વાંચી ઉપજે છે વ્હાલ, પચ્ચીસ લગી દર બાળ,
કરતો વિદ્યાનો ખ્યાલ, જાણે નહિ ઘર જંજાળ,

---

૧ સુર્યવંશી રાજા ભરત ઉપરથી ભારત વર્ષ
* દર્શન સાંખ્ય. ન્યાય વિગેરે.

ધર્મિષ્ટ હતા ભૂપાળ, રૈયત પોતાના બાળ,
ગણિને લેતા સંભાળ,
સંસારિક નીતિ રીતિ રસમ સુખકારી,
બ્રિટન કેરા ઉપકાર હિન્દપર ભારી. ૧

---

તે સમયે જ્ઞાન પ્રકાશ, હતો ચોપાસ, તિમિરનો ત્રાસ, લેશ નહિ સાલે,
સૌ ધર્મપરાયણ રહી જીવન શુદ્ધ ગાળે. ૧૧
શરૂ થતાં કળીનો ફેર, થયું અંધેર, સગામાં વેર, ઝેર બહુ વ્યાપ્યું,
કુસંપે નિજ ઘર દર ઘર મધ્યે સ્થાપ્યું. ૨
એવા મત્સરથી દ્વેષ, ધરીને ક્લેશ, કરે હમેંશ, એક બીજાથી,
આસુરી બુદ્ધિમાં સલાહ સંપ સુખ ક્યાંથી? ૩
વિદ્યા બળ ઘટતું ગયું, તિમિર ઘન થયું, સત્ય ના રહ્યું, ધર્મ નહિ પાળે,
દુઃખ દુઃખના ડુંગર દિન દિન વધતા ચાલે. ૪
મહીપતિ ન વિદ્યા ભણે, ન ગુરૂને ગણે, પ્રજાને છણે, ન્યાય નહિ આલે,
વિષયાંધ થઇને મોજ શોખમાં મહાલે. ૫
પરધર્મી થયા નરેશ, તેથી આ દેશ,- વિષે બહુ ક્લેશ, રેલા પથરાઈ,
નહિ સલામતી જર જોરૂતણી સચવાઇ.
ના જંપ જીવને વળે, શાન્તિ ના મળે, અહરનિશ બળે, લટકતા ભયથી,
ના મળે પાદશાહ લગી દાદ શુભ નયથી. ૬

ઝૂલ.

છેલ્લા મોગલ, પેશવા, નરપતિ હિન્દના હવા,
તે સમે દેશની હવા, દુર્ગંધ ભરેલી થવા,
લાગી વિષ વિષ ઓકવા, રૈયતને સુખ ચાખવા ન આવી વારી,
તેવામાં બ્રિટન તણી થઇ કિલકારી. ૨

---

ઇંગ્રેજ તણી કંપની, ભલા ભાગ્યની, બહાદુર બની, મળી વ્યાપારે,
વહાણે ચઢી આવી હિન્દ દેશમાં ત્યારે. ૧
લોકો સાથે સહવાસ, થતાં ચોપાસ, કર્યો મન ક્યાસ, ઉલટ મન આણી,
પીડાતી પ્રજાની સ્થિતિ લીધી ઝટ જાણી. ૨

રાજાઓમાં કંકાસ, પ્રજાને ત્રાસ, સત્યનો નાશ, દીઠો સૌ ઠામે,
વિદ્યા બળ નીતિ શૌર્ય લગાડયાં કામે. ૩
જ્યાં જોઇએ જેવું જેમ, કર્યું તે તેમ, પ્રજાનો પ્રેમ, મેળવ્યો જ્યારે,
કરવા લાગી કંપની રાજ્ય શુભ ત્યારે. ૪
લૂટારા ઠગ ફાંસીયા, ધાડુ, ચાંચીઆ, ગૂમ થઇ ગયા, પ્રજાના વેરી,
હઠવા લાગી ક્રમશઃ સઘન અંધેરી. ૫
કંપની બડી બહાદૂર, સ્વભાવે શૂર, દક્ષતા પૂર, રાજ્ય કરનારી,
વધતાં વધતાં વધી ગઇ કુશળતા ભારી. ૬
બાંધ્યા સારા કાયદા, ટળી આપદા, ન્યાયથી સદા, પ્રજાને પાળે,
આપે અદલ ઇનસાફ પ્રમાણિક ચાલે. ૭
મહારાણી ગરિબ નિવાજ, ગૃહી શિરતાજ, હિન્દનું રાજ, લીધું નિજ હાથે,
હિન્દવાસીનો દિનમણી, ખીલ્યો સૌ વાતે, ૮
કેળવણી સૌ જાતની, ભલી ભાતની, ઉંચા ઘાટની, દીધી નરનારી,
હોશિયાર જનોને હોદ્દા આપ્યા ભારી. ૯
હિન્દુ કે મુસલમાન, વધાર્યું માન, અભયપદ દાન, સર્વને આપ્યું,
દુષ્ટોનો કરિ સંહાર કષ્ટ સહુ કાઢયું. ૧૦

### ઝુલ.

ધર્મના નામથી લેશ, ના મળે દુઃખ કે કલેશ,
પક્ષપાત વિના હમેશ, રાખે છે પ્યાર નરેશ,
ધારી ઉંચો ઉદ્દેશ, આવ્યા પોતે આ દેશ,
દીધો–રૂડો ઉપદેશ, " ના ધરો પરસ્પર દ્વેષ
ઉત્તમ પાડયો ઉજેશ, હરખ્યાં સૌનાં મન બેશ.
ભૂપતિ જ્યોર્જ હીન્દેશ,–દયા ગીરિધારી
બ્રીટન કેરા ઉપકાર હિંદપર ભારી. ૩

---

ગુજરાતે ગામે ગામ, ગવાયું નામ, પુન્યનું ધામ, કહું તો ચાલે;
કવિવર એ દલપતરામ શિખામણ આલે. ૧
સાતમી હોપકૃત વિષે, કવિતા દીસે, [1]સવે એકત્રીસે, [2]ભુજંગી ઓપા,

૧ "ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર' વિગરે
૨ 'શુભે સંવતે ઓગણી પંદારામાં' વિગરે.

આ રાજ્ય થતાં સુખ સ્તંભ રૂડા રોપાયા. ૨.
એ વાંચે સમજણ પડે, માહીતી જડે, હિન્દ શા વડે, થયું સુખી આજે,
નેકીથી બ્રિટિશ રાજ્ય સીંહસન ગાજે. ૩
સુખની થઇ રેલમ રેલ, અગ્નિરથ રેલ, [3]પત્રની મેલ, તાર સંદેશા,
મૅાટર, સાઇકલ, ને ટ્રામ, [4]નળે જળ ખાસાં. ૪
સડકો થઇ ગામે ગામ, દીવા દર ઠામ, સુણી નૃપ નામ, ચોર ઠગ નાસે,
છીનાળી, કુચાલી, ખૂન ઘટયાં, ભય ત્રાસે. ૫
ગામે ગામે નિશાળ, ગરીબ કંગાળ, તણાં પણ બાળ, ભણે છે હોંસે,
વિદ્યાર્થી આગળ જતાં વધુ સુખ જોશે. ૬
ઈંગ્રેજી અમલદાર, અતિ ઉદાર, કરે ઉપકાર, સત્યના બેલી,
સ્વતંત્રપણાની મજા રહી છે રેલી.

### ઝુલ.

સહી અઢારમીની વાત, વાંચીને દેશી ભ્રાત,
સરખાવ આજની સાથ, કર રાજ્ય-ભક્તિ શુભ ઠાટ,
ટળશે તારા ઊચાટ, આપણો જ્યોર્જ સામ્રાટ,
ઇશ્વરી અંશનો ઘાટ, ગણી દેવ સમો સાક્ષાત,
રહે વફાદાર દિન રાત, ધરી પ્રેમભાવ પૂરપાટ,
શોભાવ હિન્દ નિજ માત, ઇશ્વર થાશે રળિયાત,
દીલ એક થતાં નૃપ સાથ અચળ સુખ વારી,
બ્રિટન તારા રાજ્યની બહુ બલિહારી ૪

---

૩ ટપાલ ખાતું. ૪ પાણીના નળ.



# નામદાર શહેનશાહ પાંચમા જોર્જ અને શહેનશાહબાનુ પ્રિન્સેસ મેરી હિંદમાં પધાર્યા તે પ્રસંગે રચેલી કવિતા.

## સવૈયા.

        ૧    ૧    ૯    ૧*
ધન્ય મેદની શશિ ખંડ ભૂમિ, ભરાય દીલ્લિમાં દરબાર,
ડીસેમ્બરની દ્વાદશ તારીખ, સાથે શોભે મંગળવાર;
પંચમ જોર્જ ભરત ભૂમિના, શહેનશાહ થાશે આ વાર,
ભાખે ભારતવાસી વીરા, શહેનશાહનો જયજયકાર. ૧
આજ અનુપમ દિન દીસે છે, ઉમંગ ઉરમાં લેશ ન માય,
જાણે પામ્યા રિદ્ધ સિદ્ધ પૂરી, એ કરતાં અધિકાજ જણાય;
વિવાંથી વિશેષ હરખ સૌ, માને હિંદતણાં નરનાર, ભાખે૦ ૨
ગામે ગામે ગુણવંતાં જન, ભેગાં મળીને ભાખે આજ,
મહાપ્રભુ પાસે મુખથી માગે, અમર તપો અવિચળ આ રાજ;
દીલમાં ઇચ્છે દુશ્મન નૃપના, તે સઘળાનો થાય સંહાર. ભાખે૦ ૩
દીલ્હિનો દરબાર દિસે છે, જાણે ઇંદ્રપુરી સાક્ષાત,
વર્ણન તેનું કરવા કાજે, રહ્યા નથી કવિ કો પ્રખ્યાત;
હોત કવિશ્વર દલપત નર્મદ, તો વર્ણન ઉચ્ચરે આ વાર. ભાખે૦ ૪
સભાસદો શોભે છે સઘળા, જાણે ઇંદ્રપુરીના દેવ,
લસ્કરનાં લાખો જન જાણે, પાંડવ સૈન્ય આવ્યું તતખેવ;
પાંડવ પાસે આવ્યાતા નૃપ, તેમ આવ્યા છે આણે ઠાર. ભાખે૦ ૫
તોપ[1] તણાં ત્યાં ગોળા છુટે, છૂટે જ્વાળામુખી જેમ,
બંદુકના પણ એશ અવાજો, ગાજે ઘન ગાજે છે તેમ;
આતશબાજી ખેલ તમાસા, થાય વળી ત્યાં અપરંપાર, ભાખે૦ ૬
વિધ વિધનાં વાજાં ત્યાં વાગે, તે સાંભળવાને ચિત્ત ચ્હાય,
ભાન ભૂલી ખાવા પીવાનું, જોવા લોક બલાજ ભરાય,
ભારે ભીડ થવાથી ભારે, ગગન સુધી ગાજે પોકાર, ભાખે૦ ૭

---

* ઇ. સ. ૧૯૧૧

૧ આ વખતે ફટાકડા વગેરેના અવાજ કરવા.

તેવી રીતે હિંદ ભુમિના, લોકો સઘળા ગામેગામ,
આનંદ ઓચ્છવ કરે અતિશે, ખેલ તમાસા ઠામે ઠામ;
આતશબાજી ને દીપમાળા, કરી દીપાવે છે નિજ દ્વાર, ભાખે૦ ૮
હિંદતણાં શહેરોમાં સઘળે, સુંદર સભા ભરીને આજ,
અધિકારી ઢંઢેરા વાંચે, સુણી હરખે સકળ સમાજ;
સદા સુખી રહો કુટંબ સાથે, પ્રજા કરે મુખથી પોકાર, ભાખે૦ ૯
ભણનારાં બાળક સૌ ભાવે, કવિતા ને સુંદર ગીત ગાય,
મેવા ને મીઠાઇ મળવાથી, રાજી રાજી થઇને જાય;
મુખથી માગે પ્રભુની પાસે, વંશતણો વધજો વિસ્તાર, ભાખે૦ ૧૦
મહાજન માગે જોર્જ મેરીને, દીર્ઘાયુષ્ય દેજો જગદીશ,
રાજ્ય વધારી અરી સંહારી, તન મન સુખી રાખો દીનનીશ;
મહાસુખ આપે સર્વ પ્રજાને, એવા વિભુ આપો વિચાર, ભાખે૦ ૧૧

લી. મ. ન. ભ.



# અનુક્રમણિકા.





## ક્ષેપક.





# संसार सार अने ब्रह्मविचार.

**श्लोक.**

**शान्ति दया क्षमोऽस्तेयं, शौचंचेंद्रिय निग्रहः**
**धी विद्या सत्यम क्रोधं, दश विधं धर्म लक्षणम्.**

## ધર્મવિચાર તત્વજ્ઞાન.

**લાવણી.**

ચાલો જોઇએ તત્વ શોધીને, પેદા ક્યાંથી જગત્ થયું,
કોણ ખલકનો કર્તા છે, એ સઘળાથી નવ જાય લહ્યું. ૨૬.
શંકરસ્વામી, વલ્લભસ્વામી, સહજાનંદ વળી સ્વામી,
ગુરૂ ગૌરખ, રામાનંદી, રામાનુજ ને વળી પરનામી;
શ્રી ચૈતન્ય અને નિર્વાણી, કબીર નાનકને પંથે;
જૈન તણા તિર્થંકર મુનિયે, બોધ કર્યો શ્રાવક ગ્રંથે.
લિંગાયત અને વામ મારગી, હઠયોગી નાગા બાવા,
ઈશ્વર ઓળખવાને બ્હાને, કરે ધરમના બહુ દાવા,
શ્વેતાંબર દિગંબર સાધુ સન્યાસી સેવડા જતી;
દેવી ઉપાસક અઘોરપંથી, વેદાંતીની જુદી મતિ,
ભક્તિમારગ સખી ભાવને, દાસ ઉપાસક બહુ રીતે,
સમાધાન મેળવવા મનમાં, આરાધે ઇશ્વર પ્રિતે.

**સાખી.**

જોગી જંગમ વળી ધુણી લગાવે ખાખી,
તપ કરે ઉભા કોઇ પગ કર અદ્ધર રાખી;
કાંચળિયા પંથે મઝા વિષયની ચાખી,
ફ્રીમેસન સહુ જ્યુએ જુદાઇ દાખી.

ભાખી બૈબલ કુરાન પુરાણે મતિ ભલી નહિ, ભાન થયું,
કોણ ખલકનો કર્તા છે એમ સહાયથી નવ જાય લહ્યું. ૧
પુર્વે ગ્રીકો ઘણા દેવની પૂજા કરતા પ્રેમ ધરી,
આર્ય લોકની ધર્મ મતિ પણ શરૂઆતમાં એજ ખરી;
શોધકબુદ્ધિ વિચાર કરતી દિનપર દિન વધી સુધરી,
ખિલતી મન–શક્તિ તેઓની ઓલાદમાં આવી ઉતરી;
ખેડાતાં ખેડાતાં એ પછી પાક ઉપર ચઢવા લાગી,
એજ ધ્યાનમાં લીન બનેલાં મુનિયોએ જોયું જાગી.
પ્રાણીમાત્રના શરીર મધ્યે પ્રાણવાયુ જે હાલે છે;
ખરેખરૂં એ મૂલ તત્વ છે જેથી કાયા ચાલે છે.
પ્રથમ શોધનાં પૃથ્વી પાણી અગ્નિ એ ત્રણ તત્વ હતાં;
વાયુ શોધ થઇ તે વારે [1]સહાયકારિએ બની જતાં.

સાખી.

રૂષિઓની અક્કલ વધી અધિક થઇ જ્યારે,
શોધી કાઢયું આકાશ [2]વાયુ મૂળ ત્યારે;
એમ પંચ તત્વથી ભર્યું સકળ સંસારે,
સિદ્ધાંત સાંખ્ય ને ન્યાય શાસ્ત્ર એ ધારે;
[3]બ્રહતપણું આકાશ વિષે લહિ બ્યાસમુનિએ બ્રહ્મ કહ્યું;
કોણ ખલકનો કર્તા છે એમ સહાયથી નવ જાય લહ્યું. ૨
સ્વતઃ સિદ્ધ એમ અનંતકોટી પરમાણુ આકાશ વિષે,
કાળ અનાદિ થકી રહ્યાં બની બધી ચીજનાં બીજ વિષે;
સૂક્ષ્મ હોય તે સ્થૂળ થાય છે, સ્થૂળ સૂક્ષ્મ રૂપ બની જતું,
રૂપ રંગ બદલાય એમ પણ નવું કાંઇ નથી નીપજતું;
જન્મ મરણ જે જણાય છે તે ઓછી અક્કલને લીધે;
એતો એકનું એક સત્ય છે તે કેવળજ્ઞાની ચીંધે.
નિર્વિકારી અમર અનાદિ હમેશાં એ છે ને છે;
સતચિદ્ આનંદ કરી કલ્પના જ્ઞાની આતમ પિછાને છે.
ગંધ રૂપ રસ શબ્દ સ્પર્શ એ પલટાતા સૌ ચીજતણા,
અસંખ્ય રૂપાંતર એ થાએ ચમત્કારમાં નથી મણા.

---

૧. મદદગાર, પેટામાં સમાયેલાં, તાબા નીચેનાં. ૨. વાયુ જેમાંથી પેદા થયો તે. ૩ મ્હોટાપણું.

### સાખી.

રૂપાંતર થયું તે મરણ થયું કહેવાયું;
બદલાઇ થયું જે રૂપ ગણ્યું તે [1]જાયું
એમ વિકારવાળું મિથ્યા સર્વ ગણાયું;
જે શેષ રહે છે સદા, સત્ય તે ગાયું.
ફેરફાર રૂપમાં થાય ત્યાં કોણ થયું ને કોણ ગયું,
કોણ ખલકનો કર્તા છે એમ સપ્રાઇથી નવ જાય લહ્યું. ૩

જગત્ બ્રહ્મનું સ્થૂળ રૂપ છે પ્રલય સમે તે જતું રહે;
પ્રલયાંતે બાકી રહે તેને મુનિ અવિનાશી બ્રહ્મ કહે.
પેદા કરવાનું નથી કાંઇ વળી નથી કોઇ કરનારો;
એની મેળે બન્યાં જાય છે અનુભવથી સમજો યારો.
શ્રવણ મનન તે નિદિધ્યાસ અભ્યાસ કરો નિર્મળ ચિત્તે,
નિર્વાસન મન થાતાં સઘળું સમજાશે રૂડી રીતે.
નિજ રૂપ સઘળે વ્યાપી રહ્યું છે એમ અનુભવ થશે ખરો;
જીવ ટળીને શિવ થવાનો રસ્તો મળવો છે અઘરો.
ષટ્ સંપત્તિ ચાર સાધનો મેળવવા મન કેળવશે;
દ્દઢ ચિત્તે પુરૂષાર્થ સાધતાં જીવન મુક્તપણું જડશે.

### સાખી.

અંબાલાલે નિજ મતિ અલ્પ અજમાવી,
દુસ્તર માયાની ગતિ કઠણ છે ગાવી;
ભૂત વર્તમાન ને અકળ છે ભાવિ,
અનુભવ વિણુ બીજો કોણ શકે સમજાવી.
ઇચ્છા મનથી ટળે સમૂળી પછી મેળવવું જુજ રહ્યું,
કોણ ખલકનો કર્તા છે એમ સપ્રાઇથી નવ જાય લહ્યું. ૪

## ધર્મ તત્વજ્ઞાન વિષે.

### લાવણી.

સૌ ધર્મતણું મૂળ બીજ, હશે શું ચીજ, કરી તજવીજ, ખોળતાં અંતે,
"નેતી નેતી" મુનિ વદે વેદને અંતે.

---

૧ જનમ્યું.

જૂદી જૂદી રીતથી, ચલાવી મતિ; કરી, બહુ કૃતિ, રૂષિ લોકોએ,
પ્રત્યક્ષ જણાતું સત્ય ન શોધ્યું કોયે. ૧
કલ્પના તર્કથી કરી, સાંખ્યથી ભરી, ન્યાય ચીતરી, યોગ પણ સાધ્યો,
જૈમિની વ્યાસને હિરો હાથ નવ લાધ્યો. ૨
વર્ણે છે ચારે વેદ, પવન જળ ભેદ, ગગન ભૂતેજ, તત્વ એ પાંચે,
પૂતળું પ્રાણમય બન્યું દિશે કોઇ સાંચે. ૩
રવિ ચંદ્ર અનળ નદિ પહાડ, શિલા વન ઝાડ, લડાવી લાડ, પૂજતા પ્હેલા,
ભોળા ભાવિક બહુ હતા અસર્ખા જન ઘેલા. ૪

ઝૂલ.

મૂસા પહેલે નંબર,
ઇસાજી ધૂરંધર,
મહમદ વળી પેગંબર,
તિર્થંકર દિગંબર,
ગુરૂ ગોરખ મછંદર,
લામા બુધની અંદર,
જરતોસ્ત અને શંકર.
એમ અનેક ધર્મે બોધ કર્યો બહુ ખંતે,
નેતી નેતી મુનિ વદે વેદને અંતે, ૧

એમાં નથી જૂદાપણું, તત્વ સૌ તણું, એક હું ગણું વિચારી જોતાં,
નીકળશે ધોળું દૂધ ગાય સૌ દોતાં. ૧
સીધે રસ્તે ચાલવું, સત્ય બોલવું, ચોર નહિ થવું, પરસ્ત્રી તજવી,
એમ કહ્યું બધા ધર્મમાં નીતિ શુભ સજવી. ૨
મ્હોટામાં મ્હોટું વિત્ત, કરો વશ ચિત્ત, ન ઉછળે પિત્ત, ક્રોધ કરનારૂં,
સ્વચ્છતા દયા શાંતિનું અચળ વ્રત સારૂં. ૩
સંતોષ સુખ-તરૂ લતા, સહન શિલતા, ધટિત દીનતા, સદા સંઘરવી.
ઈર્ષા નિંદા ચૂગલી કદા નહિ કરવી. ૪

ઝૂલ.

અતિ દુખદાયક રિપુ કામ,
જુગટું નિંદિત છે કામ,
નહિ કેફ તણું લો નામ,

સમજો છળ કપટ હરામ,
સૌ ધર્મતણું મુળ ઠામ,
શુભ વર્તન છે સુખ ધામ,
ત્યાગી મનથી ઓ દામ,
કરવો સુખમાં વિશ્રામ, અક્કલ ગુણવંતે,
નેતી નેતી મુનિ વદે વેદને અંતે. ૨

એ રીતે નીતિ સાર, સુખે સંસાર-તણો વ્યવ્હાર, ચાલવા માટે,
બાંધ્યા છે જુદા પંથ જવા નિજ ઘાટે. ૧
અનુકુળ જ્યાં જેવો દેશ, બનાવ્યો વેશ ધરે શિર કેશ, વધૂ કે લેશ, જેમ જે ફાવે,
સગવડ શોભા ચતુરાઇ જુદાઇ બતાવે. ૨
અક્કલજ્યાંશુભવપરાય, જમીનખેડાય, નિપજજેથાય, લોકતેખાય, મળ્યાપ્રમાણે,
ખોરાક જીવનો કરે ધર્મ નહિ જાણે. ( અજાણ હોવાથી, અજ્ઞાનથી ).
જેને જેવો આહાર, બને તૈયાર, પુરૂષને નાર-ભલાં કે ભુંડાં,
તે પ્રમાણમાં સત્યમાં અધૂરાં ઊંડાં. ૪

ઝૂલણ.

ત્રણ ગુણ વસ્તુમાં જાણ,
વત્તે ઓછે પરિમાણ,
પશુ, પક્ષી નર ફળ ધાન,
જેમાં જે ગુણ પ્રધાન,
નિપજાવે તેવી સાન,
દરશાવે તેજ નિશાન,
જન પાપ કર્મની ખાણ,
ભરશે ભૂલી નિજ ભાન,
કરશે લોભે અજ્ઞાન,
જીવ જાત તણું નુકસાન,
મેળવવા મ્હોટું માન,
રાખે મનમાં અભિમાન
એ પશુ તુલ્ય નાદાન,
કુંપદને વળગી લઢી મરે રણ-તટે;
નેતી નેતી મુનિ વદે વેદને અંતે. ૩

હું કરૂં તત્વ વિચાર, શોધવા સાર, પરંતુ પાર, જરા નથી જડતો,
આંખ્યો ઉઘાડી છતાં તિમિરમાં પડતો.
સ્વપ્નામાં નાચું નૃત્ય, કરૂં કાંઈ કૃત્ય, હોય શું સત્ય ? જાગીને જોતાં,
નર વેશ્યા સંગત કરી રડે ધન ખોતાં.
માયાનચવેછેનાચ, બતાવેસાચ, મિસાલેકાચ, આવતાંઆંચ, જાયઝટફૂટી,
પટને વળગેલી ગળી ન થાતી છૂટી.
મન મારૂં વારંવાર, કરી લલકાર, તોડવા તાર, મથે છે ભારે,
રંડાએ માયા મરે નહિ સંસ્કારે.

ઝૂલણ.

વેશ્યા એ માયા જાણ,
રંડા એ ભવની ખાણ,
ડૂબાવે નરનું વહાણ,
મારે પટમાં ધરિ પહાણ,
નહિ જણાય એનાં બાણ,
વાળે છે કચ્ચર ઘાણ,
આપે લે ફરી ફરી પ્રાણ,
નહિ થાવા દે નિર્વાણ-જ્ઞાનને પંથે,
નેતી નેતી મુનિ વદે વેદને અંતે. ૪

# સમતા વિષે.

## લાવણી.

ઋદ્ધિશાળી નરજાત, ભલા નિજ ભ્રાત, સાંભળો વાત, ભેદ છે છાનો,
સદ્ગુણમાં સૌથી શ્રેષ્ટ એક સમતાનો.
સમતામાં ભારે ભેદ, વખાણે વેદ, ટળે સૌ ખેદ-શાંત મન થાશે,
વિષયોથી રાગ દ્વેષ દૂર ખસી જાશે.
વૃત્તિ સરખી સૌ સાથ, શત્રુ કે ભ્રાત, જીવ જડ જાત, એક મન જાણે,
વિરલા એવા જ્ઞાનિઓ અચળ સુખ માણે.
માયાથી મારાપણું, વધે છે ઘણું, ધ્યાન તે-તણું, કરૂં, મન ધરજો,
માયા મૂકી ચિત્તમાં જ્ઞાન રસ ભરજો.

### સાખી.

મારૂં તારૂં એ ભેદ ખેદમાં નાંખે,
મારૂં કરવા કામના ચિત્તમાં રાખે.
ઇચ્છાથી લાગે લોભ દોષ નહિ દેખે,
ના મળતાં પ્રકટે ક્રોધ અસત મુખ ભાખે.

### ઝૂલ.

પછી ક્રોધ મોહ વશ કરે,
ચિત્ત ભાન ભૂલી નર ફરે,
બુદ્ધિ નિજ ઠામ ન ઠરે,

એમ કરતાં થાય વિનાશ નક્કી મન માનો,
સદ્‌ગુણમાં સૌથી શ્રેષ્ટ એક સમતાનો. ૧

વસ્તુ પોતાની જાય, શોક મન થાય, ચિત્ત ચોળાય, બને કદી રોવું,
બીજાની લેતાં ચીજ વિચારી જોવું.
આપણને દે કોઇ ગાળ, ક્રોધની જ્વાળ, પાપ તત્કાળ, ચિત્તમાં લાગે,
સામાને કડવું બાણ એમ ઉર વાગે.
સંતતી આપણી મરે, ચિત્ત નવ ઠરે, આંખ જળ ભરે, શોક સંતાપે,
બીજાનાને મારતાં વિચારો આપે.
બીજો નારિ હરિ જાય, અગર અન્યાય, કરિ ધન ખાય, છળે રહી છાનો,
તમને તે કેવું ગમે ચિત્ત પરમાણો.
પોતાને પોતાતણું, વહાલું ઘણું, તેમ નિજપણું, બીજાને હોયે,
ડાહ્યા નર સઘળું સમાન નજરે જોયે.

### સાખી.

દર બાબતમાં રાખવું સદા મન મ્હોટું,
આદરવું નહિ ચિત્તથી કૃત્ય કાંઇ ખોટું,
રાખીને નીચી નજર ન કરવું કોટું,
જીવન તારૂં જાણે જળનું પરપોટું.

### ઝૂલ.

પરધન તું પત્થર જાણ,
પર નારિ માત સમાન,

જેવો પોતાનો જાન,
તેવો બીજાનો માન.
સૌ પ્રાણુ વિષે રાખવો ભાવ નિજતાનો,
સદ્દગુણુમાં સૌથી શ્રેષ્ટ એક સમતાનો. ૨

મમતા સમતાની શૅાક, લડે ધરિ નૅાક, કરાવે શોક, જીવ [1]ભરતાને,
પામર પ્રાણી વશ રહે દુષ્ટ મમતાને.
સમજુ સાવધ નર વડો, સુઘડ જીવડો, જાગતો ખડો–રહે રગડામાં,
નિર્ભય મ્હાલે ન ધવાય જરી ઝઘડામાં.
મમતાનો લાગે પાસ, રહે ઉદાસ, મુકાવે આશ, સત્ય મળવાની,
ફોકટ ફાંફાં મારતો ફરે ખર [2]રાની.
જંપી એ જીવ ન ઠરે, બાથડો ભરે, ખુશામત કરે, કરાવે નીચી,
"મ્હારૂં" એ મોટો દોષ [3]ડશે જેમ વીંછી.

સાખી.

સમતા પત્ની છે સતિ અતિ સુખદાતા,
વિરલા એનો કર ધરી થાય રળિયાતા;
જીવ રૂપ બને શિવરૂપ સકળ જગત્રાતા,
"**सर्वं इदं खलु ब्रह्म**" વેદ મુખ ગાતા.

ઝુલ.

માયા મમતાની માત,
અભિમાનજ એનો તાત;
ષડ્રીપુ સહોદર જાત,
ઈશ્વર સમતાનો બાપ,
પરણ્યાનાં ખોતી પાપ;
મેળવી દે આપે આપ;
એ ખરેખરી શુદ્ધ ખાપ,
બેડો ઉતારે પાર જીવ ભરતાનો,
સદ્દગુણુમાં સૌથી શ્રેષ્ટ એક સમતાનો. ૩

સમતા છે મોક્ષ નિધાન, મેળવે જ્ઞાન, ભૂલાવે ભાન, નીચ માયાનું,
વળગણુ ફરીથી નહિ થાય કોઇ કાયાનું;

૧ ધણી. ૨ જંગલી ગધેડો. ૩ કરડે.

જ્ઞાનિનો ગુણુ ભંડાર, સર્વનો સાર, એક ૐકાર, ભણે સમ થાતાં,
ત્રિવિધનાં સઘળાં દુઃખ દૂર ખસી જાતાં,
મતિ*થતાં શુદ્ધ પવિત્ર, શત્રુ કે મિત્ર, બધું એક ચિત્ર—નિર્મળા ભાવે,
લવલેશ નહિ ભિન ભેષ કદા કોઈ કાળે;
અંતર્યામિ આરાધ્ય, થશે ઝટ સાધ્ય, વગાડું વાઘ, સુણો શુભ સજનો,
સમતાથી હું છું દાસ સંત પગ રજનો.

સાખી.

પ્રિતી પરદેશી વિષે પ્રેમથી ધરવી,
પીડિત પામર પર દયા સદા વાપરવી.
અભ્યાગત દુખિયાતણી ચાકરી કરવી,
સમતાની અમૃત ઝરી હૃદયમાં ભરવી.

ઝુલ.

સમતા શાણી ગંભીર,
કરશે નર વરને ધીર;
યોગી યતિ રૂષિ મુનિ વીર,
સુમતિથી કરી તદબીર;
પાસે રાખે તસવીર.
દિસે જેમાં સુખ—કંદ બ્રહ્મ—લતાનો,
સદ્ગુણમાં સૌથી શ્રેષ્ટ એક સમતાનો. ૪

## જ્ઞાતિ વિશે.

### લાવણી.

ગણનાયકને શીશ નમાવી, વર માગું દે શુદ્ધ મતિ,
જ્ઞાત વિશે લખવાની ઇચ્છા, પૂર્ણ કરે શારદા સતી;
જ્ઞાત થઈ જેમાંથી પેદા માતા તે જાતી કહેવાય,
જાતતણી ઓલાદ જ્ઞાત સૌ એમાં નહિ શંકા લેવાય.
તે માટે એ જાત માતનું વર્ણન પ્હેલે યોગ્ય દિસે,
માનવ સૃષ્ટીની રચનામાં ભેદ પ્રથમ શો વિશ્વ વિષે;
અવયવ જોતાં નર ને નારી બે જાતિ વિધિયે સરજી,

* શુદ્ધ બુદ્ધિના પ્રભાવથી.

જણાય એથી અદ્દ્ભુત ત્રીજું એ પણ કુદરતની મરજી. ( નપુંસક. )
નર નારીના ચિન્હ વગર જે જનમે તે ત્રીજું અદ્દ્ભૂત,
એ ત્રીજાના ભેદ પડયા બે પવાઈ ને હિજડો મજબૂત;
પવાઈ નારી ચિન્હ વગરની હિજડાને નર ચિન્હ નહીં,
એ વિણ શરીરની રચનામાં ચોથો ભેદ ન દિસે અહીં. §(આ દુનીઆમાં)
શરીરના રંગના સબબથી, હવા પરત્વે જાત બની,
મ્લેચ્છ યવન જાંગલ ને પારશ વિલાયતી ને આર્ય ધની;
ઠંડી મધ્યે ગૌર વરણને કાળા ઉષ્ણ કટીબંધે;
§મધ્યમ મધ્યે ગહુંવરણને રતાશ પર્વતને સ્કંધે,
એવી રીતે વરણ ઉપરથી જાત થઇ કુદરત બળથી,
આર્યજનોએ ધંધાપરથી જાત બાંધી નિજ અક્કલથી;
વેદ વિશે આધાર બતાવી સબળ કરિને મનાવવા,
કષ્ટ સહન કીધું બ્રહ્માએ નિજ કાયાથી બનાવવા.

## સાખી.

મુખમાંથી પેદા થયા વેદના જ્ઞાતા, બાહુથી ક્ષત્રી બન્યા દેશના ત્રાતા,
નીકળ્યા ઝંઘાથી વૈશ્ય દ્રવ્યના દાતા, પગમાંથી પેદા થયા શુદ્ર કહેવાતા;
ત્રણ વરણોની શુદ્ર બિચારા સેવા કરતા મનગમતી,
જ્ઞાત વિશે લખવાની ઇચ્છા પૂર્ણ કરે શારદા સતી ૧

નીતિથી વ્યવહાર ચલવવા જનમંડળનો સરલપણે,
ખરા જરૂરી ધંધા સોંપ્યા ચાર વરણને ઋષિ જને;
જેની જેવી નજર પહોંચે અક્કલ જે જનમથી મળી,
તેજ પ્રમાણે ધંધો પકડે ચાર વરણ રહે હળીમળી;
ઋષી વખતમાં ચાર વરણની કન્યા બ્રાહ્મણને ખપતી,
ક્ષત્રી ત્રણ વરણોની પરણે, બે વરણોની ધાન્યપતી (વૈશ્ય).
ઉંચ વરણની કન્યા નીચી વર્ણોમાં ના કદી જતી,
સતયુગના ધર્મિષ્ટજનોની વિપરિત બુદ્ધી નહિ થતી;
ધીમે ધીમે સુખ સંપતથી અહંકાર વધતો ચાલ્યો,
ત્રેતા ને દ્વાપરમાં ક્ષત્રી વૈશ્ય વિશે તે બહુ ફાલ્યો;
પોતાનાથી ઊંચ વરણની કન્યા કળ બળને છળથી,
પરણ્યા તેથી થઈ સંતતી એવા કામીજન ખળથી;

૫૪૫૫



અનૂલોમ ને પ્રતીલોમ એ મિશ્ર જાતના વર્ગ બને,
દરેકમાંથી ખટ ખટ જાતી એ પરમાણે બાર ગણે
મૂળ ચારમાં બાર ઉમેરી સોળ જાતની વાત કહી,
વિભાગ પડતાં દરેકમાંથી–ચારે–ચોંસટ બની રહી;
એ રીતે વધતી ગઈ વસ્તી મોહજાળમાં જેમ ફસ્યા,
આર્યાવત્ત મુકીને આર્યો દૂર પ્રદેશે જઇ વસ્યા;
જાત જાત નિજ ટોળાં લઇને જુદે ગામ ગામે ફરતી,
જ્યાં સારો ઉદ્યોગ મળે ત્યાં વાસ કરી ઊદર ભરતી;
એ રીતે વિખરાઈ જઇને થોડા થોડા થઈ ગયા,
કન્યા કોને લેવી દેવી વિચાર તેના ઘણા થયા;
એક ગોત્ર ને નિકટ સગામાં શાસ્ત્ર વિષે છે મના કરી,
છૂટક ત્રુટક વસેલ જનને અડચણ આ આવી અઘરી;
બનતા સુધી મૂળ દેશનો જાણીતો જે મળિ આવે;
"ગ્નાત ભાઈ તે" એમ કરીને કન્યા તેને દે ભાવે.
એવી રીતે જુદાં ગોત્રનો જથ્થો એક થયો જ્યારે,
ગ્નાત ઉપરથી ગ્નાતી એવું નામ પડ્યું તેનું ત્યારે;
એ પ્રમાણે અનેક ઠામે અનેક જથ્થાની ગ્નાતી,
ગામ વણુજ કે ઇષ્ટ દેવનાં નામ ધર્યાથી પરખાતી.

સાખી.

જથ્થાથી જૂદા પડી ગયા પરદેશે, વેપાર હવાને સ્થળથી જૂદે વેશે,
ગ્નાતીઓ વધતી ગઈ વિના અંદેશે ઓળખતા વળિ વહિવંચકને સદેશે;
અસંખ્ય ગામે બહુ કાળે કરિ અસંખ્ય ગ્નાતી ગઇ વધતી,
ગ્નાત વિશે લખવાની ઇચ્છા પૂર્ણ કરે શારદા સતી. ૨
જઇ વસ્યા જે નગરે આર્યો તે સ્થળના અસલી વતની,
ઉંચ રસમ ને રિવાજવાળા હોવાથી એકતા બની;
ખાવું પીવું એક બીજાની સાથે પ્હેલા શરૂ કરી,
ઘણાં વરસ વીત્યા પછીં તેઓની લેવા માંડી દીકરી.
લેતાં દેવી પડી પછીથી એ પ્રમાણે ગ્નાત થઇ,
એ રીતે પણ અનેક ઠામે અનેક ગ્નાતો બની ગઇ;
ઉદીચી દીશાથી આવ્યા થયા તેમના બે §વાડા,

§ (ટોળકીયા ને સહસ્ર.)

શ્રી માળવના શ્રીમાળી ને મેવાડથી છે મેવાડા;
મોઢેરા દેવીના આશ્રય તજી હતા જે કુળધારી,
ત્યાંથી છૂટા પડતી વખતે મોઢ નામ સંજ્ઞા ધારી.
નગર વિશે રહેતા'તા તેથી નાગર એવું નામ પડ્યું,
" નગર વિશે દેવતા વસે " એ કહેતાં ઊંચાપણું જડ્યું;
ભૃગુ નામથી થયા ભાર્ગવો ખેડ ઉપરથી ખેડાવાળ,
દક્ષિણ ઉપરથી દક્ષિણિઓ અનાવલા ને ઉનેવાલ.
દધીચ પુત્રો દધીચ ઋષિના, ત્રિલોકનાં સંકટ કાપ્યાં;
ઇંદ્રરાયની વિનતી પરથી, પ્રાણ તજી અસ્થિ આપ્યાં.
વાલમ, સજોદરા, મોતાળા, રોઢવાળ, મધ્યા, ચળિઆ,
વટાદરા, શ્રીગોડ, ઉદમ્બર, કાઇટીઆ નીચા કળિઆ;
ભ્રષ્ટ તપોધન વ્યાસ અને વળિ તર્ગાળા તેથી ઉતરે,
અંત્યજના ગુરૂદેવ ગરોડા બીજા પણ બહુ હશે ખરે.
સારસ્વત ગિરનારા કંડોલિઆ અને વળિ પુષ્કરણા,
સાંચોરા, સુઈ ગોર ગૂગળી ખડાઅતા સમ હશે ઘણા.
મ્હોટાં જથ્થા પાંચ સાત છે બાકીના છે છુટક છુટક,
મ્હોટાના વિસ્તાર થવાથી પડયા વિભાગો તુટક તુટક;
જૈન જુલમથી જનોઈ પુર્વે દ્વીજતણાં છીનવી લીધાં,
પતીતને પાવન કીધા પણ જનોઈ પાછાં નહિ દીધાં.
જે જ્ઞાતીના દ્વીજ હતા તે જ્ઞાતીના વણિક થયા,
વળી મૂળ જે વૈશ્ય હતા તે ગોર જ્ઞાતની જ્ઞાત રહ્યા;
ક્ષત્રી મધ્યે રાજવંશિ ને બ્રહ્મક્ષત્રિ બે ભાગ વડા,
પહેલાના દશ બાર ભાગ છે બીજાના બે નાનકડા;
મિશ્રપણાથી ગરાસિઆ ને રજપૂતોની જ્ઞાત ઘણી,
ધંધાપરથી અસંખ્ય જ્ઞાતો કળિયુગ મધ્યે રહી બની;
જાટ, શીખ, ખાચર ને કાઠી, વળી મરેઠા બળગાતો,
લુવાણા, ભાટિયા, ખાતરી, ખતરી ક્ષત્રીની જ્ઞાતો.

**સાખી.**

નિકળી ને ભ્રષ્ટ થએલાં બાવા બાવી, ગૂઢજ એમાં ભેગાં થઈ જ્ઞાત બનાવી;
" અકર્માશી " વેશ્યાથી છે નિપજાવી, જ્ઞાતીઓ હીંદુતણી જૂજ બતલાવી;
ઉત્તર ને દક્ષિણ વિશે હશે બહુ આ'વી, એ જ્ઞાતો કુસંપનું બીજ લૈ આવી,

હદપાર જવાથી નિજ માતા લજવાવી, થોડી જાતે શ્રેષ્ટતા સદા નીભાવી;
જાતો તે મ્હોટા સાગરસમ મન ભાવી, જ્ઞાતો તે ખાબોચિયાં મલિનતા લાવી,
ટૂકા જથ્થાએ મન મૂક્યાં અકળાવી, મનગમતાં જોડાં શક્યાં નહીં પરણાવી;
જ્ઞાતિની હદ છોડવા શક્યા નહિ ફાવી, છતમાં એક બે ત્રણ પરણી રઝળાવી,
ના મળે અછતમાં કેર મુકયો વરતાવી, વિદ્વાન કુંવારાં મરે જાત વટલાવી.
નાના વિભાગ પડતાં આવી અપાર હાની ઉપજતી,
જ્ઞાત વિશે લખવાની ઇચ્છા પૂર્ણ કરે શારદા સતી. ૩

કંસારા ને સુથાર, સોની, લુહાર લોઢું ઘડનારા,
ગોલા ઘાંચી તંબોળિ ને કણબી હળ ફેરવનારા;
ચમાર ને કાછિઆ ચૂડગર, ભરડા ભોજક ભણસાલી;
ભાડભુંજા ને સલાટ કડિઆ કલાલ સથવારા હાલી,
એ વૈશ્યોના વિભાગ સારા બીજા પણ છે વસવાયા;
ઘોબી માળી હજામ દરજી પ્રજાપતી, ૄદાસીજાયા.
" નારૂ કારૂ " નીચી જ્ઞાતો ભિલ્લ કોળિ ને ઠાકરડા,
બજાણિઆ વાઘરી બોઈ ને માછી મોચી ને નરડા;
ભરવાડા આહીર, રબારી, ચામડીઆ ડફગર દુબળા,
ભંગી ઢેડા કસાઈ જેના સ્પર્શે વળગે બુરી બલા;
ત્રણ જાતીના મિશ્રણથી બહુ જ્ઞાતી પેદા થઇ સહી,
મિશ્રણના મિશ્રણથી તેની સંખ્યા–સીમા નહી રહી.
દેશ કાળ ને જનમંડળનાં રીતભાતને સ્વભાવથી,
સદાચાર ને શુદ્ધપણાનું રક્ષણ કરવા સુભાવથી;
ડાહ્યા પુરૂષોએ એ જ્ઞાતી સદ્‌બુદ્ધિથી પ્રકટ કરી,
હદ મૂકીને અતિ થવાથી મૂળ ધારણા ગઈ મરી.
જ્ઞાતપટલ બુદ્ધિબળવાળા ન્યાય આપતા તકરારે,
પક્ષપાતની વાત ન જાણે કરે ચુકાદો સત ધારે;
ગેરવાજબી પક્ષ રાખીને ગરીબને નહિ દબાવતા;
રંક રાવની એક ભાવથી રાઢ લઢાઇ પતાવતા.
જર જોરૂ કે જમીન સારૂ બે વચ્ચે તકરાર પડે,
જ્ઞાતપટલ ઈનસાફ આપતાં રાજદ્વારે નહિ ચ્હડે;
એ રીતે જ્ઞાતીનું બંધન બહુ પ્રકારે સુખકારી,

ૄ ખવાસ.

રાજા સાથે વાંધો પડતાં મ્હાજન જોર કરે ભારી.
અસલ એમ એ થોડી જ્ઞાતો સદ્બુદ્ધિથી શ્રેષ્ટ હતી,
અભણપણાથી મૂર્ખ હવે છે તેથી નીતિભ્રષ્ટ થતી;
ચોરી છીનાળી ને દારૂ જ્ઞાતતણા ડરને મારે,
અંધારે રહિ ક્વચિત બનતાં નીતિ જળવાતી ત્યારે;
રોટીનો વ્યવહાર હોય ત્યાં બેટીનો જો જોડાયે,
અગર એક જ્ઞાતના વિભાગો સમજીને ભેગા થાયે.
ખટ મોઢા ખટ નાગર જેવા વણીક વીસા દશા બહૂ,
જુજ કારણથી જુદા પડેલા સમજી ભેગા થાય સહૂ;
ન્હાની ન્હાની બે ત્રણ જ્ઞાતો મળી એકઠી થઈ જાયે,
શાસ્ત્ર વિરોધ નથી કાંઈ એમાં, ધર્મ કર્મ બે સચવાયે.
શાસ્ત્રાધારે ઉદાર મનથી વડા ગુરૂ વિચાર કરે,
સ્વામીનારણ, વૈષ્ણવ, શંકર, એ આચાર્યો ચિત્ત ધરે;
જ્ઞાત પટલ, વિદ્વાનજનોની સભા ભરીને સમજાવે,
જનમંડળને નડતાં સંકટ ઐક્ય કરીને અટકાવે;
ખીચડી કરવા નહિ ઇચ્છવું કેવળ જુદા લો ચોખા–
સર્વ જાતના કરી એકઠા, જ્ઞાત બનાવી રહો ચોકખા;
અન્ય ધાન્યની ભેળવણીથી શુદ્ધપણું સચવાય નહિ,
જ્ઞાતિ બંધન તૂટી જાતાં થાય ખરાબી વડી અહીં;
જ્ઞાત રિવાજે આર્ય પ્રજાનું નામ હયાત હજૂ ચાલે,
એ જો હોત નહિ તો હીંદુ બન્યા હોત સૌ બેહાલે;
ચાર વર્ણને સુવર્ણ સમજો ચોસટ રૂપા રૂપ થઈ,
એથી વધતા જ્ઞાત ઘાટમાં અનેક ધાતૂ ભળી ગઈ;
કાટ ચઢયો કેટલીક ઉપર પાસ ખટાશતણો લાગ્યો,
અભણપણાથી વેર ઝેર ને કુસંપનો કાંટો વાગ્યો;
ઘસાઈ ગઈ કેટલીક જ્ઞાતો હલકી ધાતુ બની કાણી,
સંભાળી વાપરવા કેરી અક્કલ રહી નહિ શાંણી;
કાટ ચઢેલો સાફ કરીને કાણું ચિગડીથી સાંધો,
જનમંડળનું શ્રેય થવાને ડાહ્યા જન લે નહિ વાંધો;
જ્ઞાન વધારો, ચાલ સુધારો, ધારો ધારી સ્મૃતિ–તણો,
કરો ઘટાડો બહૂ જ્ઞાતનો સુખ હજારો સઘ ગણો;

અક્કલવંતા મહાજનોએ ગ્નાત–ધાટ બાંધ્યા સારા,
(પણ) એક ચંદ્રની બરોબરી શું કરી શકે અણુહદ તારા ?
ધાટ ઉપર જે કીચડ કાદવ પસરાયો છે કુધારે,
દૂર કરે સજ્જન ગુણવંતા ગ્નાત–ધાટને સુધારે;
ખટ મ્હોડા ખટ નાગર એવા વિભાગ જે દર ગ્નાત મહીં,
વિભાગોમાં માંહોમાંહે કન્યા દેવી બને સહી;
એ રીતે વિસ્તાર પામતાં ગ્નાત થશે સાગર સરખી,
લાયક વર ખોળી પરણાવે મા બાપો હેતે હરખી;
રોગી, ન્હાનો, માલ વગરનો, વ્યસની કે દૂરાચારી,
એવાને ટુંકી ગ્નાતીમાં કન્યા હાલ મળે સારી;
ના છલાજે એવાને પણ દેવા કેરી ફરજ પડે,
" કુંવારપણુ કન્યાનું ટાળો " એવું હીંન્દુ ધર્મ વદે;
એવાની જે થાય સંતતી તેથી પણ નબળી નીવડે,
અધમ બન્યા ગુજરાતી હીન્દુ ઘણા વરસને ગ્નાત–સડે.
દક્ષણિઓ કે પૂરવીઆમાં વિભાગ એવા નથી ઘણા,
તેથી ગુજરાતીથી સારા બાંધા છે તે વિપ્રતણા;
ખ્રીસ્તી ને મૂસલમાનોમાં ગ્નાત જાત પણ જણાય છે,
ઘણે પ્રસંગે મિલાવડામાં નીચા ઊંચા ગણાય છે;
સ્વાભાવીકપણે નીચાનો સંગ સજ્જનો નહિ કરે,
અમીર મનવાળાનાં ચિત્તો ખવાસ સાથે નહિ ઠરે;
બેઠકમાં કે ભોજન સમયે ભેદ દિસે ખુલ્લી રીતે,
નામ વગરની ગ્નાતો, એવી કરી અભીમાની ચિત્તે;
પણ તેઓના ધર્મ પ્રમાણે સમાન સૌ માનવ પ્રાણી,
માંહોમાંહે લગ્ન થવાથી મનાઇ કીધી નથી જાણી;
ખ્રીસ્તી નારી પસંદ પડતો વર પોતે શોધી લે છે,
મૂસલમાનો પસંદ પડતો, વર શોધી કન્યા દે છે;
પઠાણ સૈયદ આરબ મોગલ શેખ મલેક ગમે તે હોય,
ખાતો રળતો જુએ પરંતુ નીચી ઊંચી ગ્નાત ન જોય;
ગુજરાતી આર્યોમાં આજે અનેક ગ્નાતો પડવાથી,
સાંકડ પડતાં જીવ બળે છે લાયક વર નહિ જડવાથી.

### સાખી.

ઓ ગુજરાતી દ્વિજ જનો તમારે માટે, આ કરી કવિતા ખરી બળતરા સાથે,
વેચે છે કોઇક કન્યા પૈસા સાટે, બુઢ્ઢા વરથી નાખુશ થઇ સ્ત્રી ધ્રાટે;
કળિયા બાળકની વહુ વડી શું ખાટે? સસરાની દાનત રહે ન નીતિ ઘાટે.
વંઠેલી પાછી વળે ન સારી વાટે, સાસુ ન થવા દે સંપ જંપ ભલિ ભાતે;
લઢવાડ મારનો ત્રાસ પામતી રાતે, છે અનેક એવાં દુઃખ કજોડા–ખાતે.
દોરીને આપો ગાય જાય જમ–હાટે, દુઃખી થઇ બોલે "લખ્યો લેખ લલાટે"
સમજો સમજુ જન ગુજરાતી ભવિષ્યમાં શી થશે ગતી ?
ગ્નાત વિશે લખવાની ઇચ્છા પૂર્ણ કરે શારદા સતી. ૪

---

## ધર્મ વિષે.

### લાવણી.

ધર્મતણા ધુરંધર ઇશ્વર વર્ણન કરવા ધર્મતણું,
ઇચ્છા આદરિ છે મેં આજે, રહે નહિ કાંઇ ઉણાપણું.
તે માટે હું કરૂં પ્રાર્થના, લક્ષ્ય ઉપર લો જગબાપા;
સાધુસમ આ ગહન વિષયમાં, પડતાં તરવા દો ત્રાપાં,
શુદ્ધ તત્વ માયા સંસર્ગે, સબલ બ્રહ્મ ઇશ્વિર કહેવાય;
તેનાં ત્રણ ગુણના મિશ્રણથી, પ્રતિબિમ્બ અગણિત દેખાય,
બહુ થવાની ઇચ્છિા સ્ફુરતાં, અસંખ્ય ઘટ જે પેદા થાય,
તટસ્થ સાક્ષી રૂપ બ્રહ્મ ચૈતન્ય રહે તે જીવ ગણાય;
અગણિત નાના જીવ અનાદી, વેદાંતી વદતા વાણી,
વિશ્વ વિશે એ વ્યાપ્ત થઇને, રહ્યા વિવિધ વેષે પ્રાણી;
જનમ મરણનાં અનેક ચક્કર, અનેક યુગમાં જીવ ફરે;
કેવળ ગ્નાનતણી પ્રાપ્તીથી નિજાનંદ ઘર જઇ ઠરે;
ગ્નાન નહિ થાયે ત્યાં સુધી, ફરવાનું છે સંસારે;
જૂદા જૂદા ઘટમાં પેશી, નીકળવું વારે વારે;
દરેક ઘટમાં રહી પોતે, પોતાનું શ્રેય થવા ધારે,
ચઢી ચઢીને ઠેઠ જવાનું, જીવ સ્વભાવે વિચારે;
નીચે ઉતરવાની ઇચ્છા, સિદ્ધ સ્વભાવે નથી થતી;
પણ જેવાં કર્મ જીવનાં, તે પ્રમાણે થાય ગતી,

સંચિત ને પ્રારબ્ધ કર્મ જે, પૂર્વ પુર્વ જનમે કીધાં;
તે આ જનમે ભોગવવાને, સાથે કરી સોંપી દીધાં,
તે કર્માનુસાર જીવને, થાય વાસના બુરી ભલી;
તોપણ તેની ઉંચે ચઢવા, બુદ્ધિ કેરી ખિલે કળી;
નીચે, નહિ ખેંચાયે, જવાયે, કર્મ ગતીના જોર વડે,
તે માટે તે કર્મો સાથે, બુદ્ધિ નિજ બળ ધરી લઢે;
બુદ્ધિને બળ દેવા સારૂ, જીવ ઉપર અંકૂશ ધરે,
નિયમમાં રાખવા જીવને, ભીતરથી જે સ્હાય કરે;
એવો મૂળ સ્વભાવ પ્રકૃતિ-સાથે જે પેદા થાતો.
બ્રહ્મ અંશ-દર્શન તે સદ્‌ગુણ, **ધર્મ** નામ છે યશમાતો;
જપ તપ વ્રત ને પૂજા ભક્તિ, કથા દેવની સાંભળવી;
એ સૌ મન શુદ્ધિનાં સાધન, ભવ ભયથી મુક્તિ મળવી. ૫
**ધૃ** ધારણ કરવું એ ધાતુ, ઉપરથી એ નામ નક્કી,
યોગ્ય સ્થળે ધારણ કરિ રાખે, ખસવા ના દે સત્યથકી.

**સાખી.**

જે તમોગુણથી ધર્મ અંગને લાગે, તે જીવ-ધર્મ પ્રાણિને ગર્ભમાં જાગે,
નિદ્રા, ભોજન, મૈથૂન કરે ભય લાગે, એ ચાર ધર્મ વળગશે જમની *આગે;
રાજસથી વળગે ધર્મ, કર્મને રાગે, સત્વનો મનોનિગ્રહ કર્મને ત્યાગે,
વિસ્તાર્યો માનવધર્મ મનુ મહાભાગે, આચારાદી લખિ પૂરો કર્યો ત્રણ ભાગે;
જૈમિનિએ કીધાં **ધર્મસૂત્ર** અનુરાગે, પંડીત પઢીને તેહ બ્રહ્મ-પદ માગે,
સૌ વાતે સૌ માનવ કેરો, એક ધર્મ ના કદી ભણું,
ઇચ્છા આદરિ છે મે આજે, રહે નહીં કાંઇ ઉણાપણું ૧
જેનો જે સંસ્કાર હોય તેવા ગુણ-યુત માયા બેસે,
અકળ નિયમને અનુસરી તે તેની કાયામાં પેસે;
કર્મ પ્રમાણે જીવ ધર્મની થાય બાંધણી ગર્ભ વિશે,
એવા એ પરતંત્ર ધર્મની માતા મૂળ પ્રકૃતી દિસે;
શુદ્ધ કર્મથી શુદ્ધ થયેલો જે અધિકારી જીવ હશે,
બ્રહ્મ જાણવાની જીજ્ઞાસા એવા મુમુક્ષુને થશે;
સારૂં માઠું સાચું જૂઠું ઓળખવાનો વિવેક જે,
બચપણથી તે સર્વ પ્રાણિમાં જાણે પેદા કર્યો §અજે

§ (બ્રહ્માએ). * જનમતાં પહેલાં.

એ ઓળખવા કેરી શક્તિ, જીવ વિશે જે જણાય છે,
તેનું મુળ તો સ્વયંપ્રકાશી પરંપરાથી ગણાય છે.
વિવેકશક્તિ વિશે વધારો, કરતાં કરતાં પ્રૌઢ થતી;
ત્યારે અસત્ય વસ્તુથી, તે સત્ય બ્રહ્મને ઓળખતી.
એ શક્તિને વધારવી, એ સર્વ ધર્મથી ધર્મ વડો;
બીજા હલકા ધર્મ વિષયમાં, દુનિયામાં ઊંડે ઝઘડો.
જનમીને કર્તવ્ય કર્મ જે, કરવાનું તે ધર્મ કહ્યો;
ઋષીજને એ ધર્મતણો, મહિમા અનુભવથી સત્ય લહ્યો.
સંસારે વ્યવહાર ચલવવા, શા'ણાએ કાયદા કર્યા;
વળી આચરણ રૂડું ધરવા મુનિયે નીતિ ગ્રંથ ભર્યા.
એ અનુસારે વર્તન કરવું, એ પણ માનવ–ધર્મ ગણાય;
જુદા દેશની જુદી હવામાં, જૂદા નીતી ધર્મ સ્થપાય.
સત્ય બોલવું ચોરી જારી, એવી કેટલી બાબતમાં;
ઘણી ભણેલી પ્રજાતણા વિચાર મળે એકજ મતમાં.
ખાવે પીવે દેહ સંબંધી વિચાર જુદા પ્રજાતણા;
જૂદા પડી જવાથી તેણે, નીયમ બાંધ્યા જૂદા ઘણા.
જેને જે અનુકૂળ જણાયે, તેનો તે સ્વીકાર કરે;
જેની જેથી થાય ખરાબી તે તેનો ધિઃકાર ધરે.
કેટલાક મિથ્યા અભિમાને, દ્વેષ બિજાપર ધરવાથી;
તેનાથી આચાર ઊલટો, કરે કુમતી વાપરનાથી.
દરેક દેહતણું બંધારણ, મુળથી જૂદૂ હોવાથી;
દેહ ધર્મ પણ જૂદો વળગે, સ્વાર્થ દૃષ્ટિએ જોવાથી.
જેને જે માફક આવે તે, તે આધાર ધરી ચાલે;
એમાં એનો દોષ ન ગણવો, ભલે ધર્મ તે તે પાળે.
" દેહ રખો છે ધર્મ " એમ ગુજરાતે કહેવત ચાલે છે;
અવિચારે વ્રત કરનારાંને, બોધ ભલો એ આલે છે.
સમજ વગરનાં વગર કારણે, કષ્ટ દેહને જે આપે;
ધર્મ તજીને વર્તે તેને, અધર્મ નાંખે છે પાપે.
દેહ ધર્મથી મનો–ધર્મનો પ્રકાર જૂદો સહજ પડે;
મન તુરંગી અનુપમ વેગી, પળમાં કોટી ઘાટ ઘડે.
સારા માઠા ક્ષણે ક્ષણે એ, સંકલ્પને વિકલ્પ રચે;

એની આજ્ઞા-વશ દશ ઇંદ્રી, હુકમ પાળવા તત મચે.
એ મનપર અંકુશ રાખવા, ધર્મ બનાવ્યો ઋષીજને;
વેદ વિહીત તે સ્મૃતી પુરાણે, લખ્યો તેમણે તપોવને.
પ્રથમ ધર્મ આચાર કહ્યો છે, બિજા પછી આચરવના.
આ લોકે ને ઇશ્વર પ્રત્યે, ધર્મ રૂડા એ ધરવાના;
મનની શુદ્ધી મનનો નિગ્રહ મનને શાંત કરી દેવું;
સમતા રાખી સુખ દુખ મધ્યે, સાધૂ રૂપ થઈ રહેવું.
વર્ણાશ્રમનો ધર્મ બતાવ્યો, સંપીને રહેવા માટે;
નીતિને વ્યવહાર ધર્મ એ, જવા સહજ સારી વાટે.

## સાખી.

ઊંડા અનુભવથી ધર્મ રચ્યા, મનગમતા, વર્તી આનંદે રહે ઋષીજન રમતા,
આદશ્ય વિષયથી દૂર કરી "હું મમતા," નિવૃત્ત થઇ મેળવતા મનની સમતા.
અંતે સત્ ચિદ્ આનંદ લહર અનુભવતા, સર્વ ધર્મથી ધર્મ વડો એ—
ખરેખાત હું એજ ગણું, ઇચ્છા આદરિ છે મે આજે રહે નહીં કાંઈ ઉણાપણું. ૨

## લાવણી.

ખરો ધર્મ કર્તવ્યકર્મનો વર્ણાશ્રમ ધર્મ દાખ્યો;
અર્જુનને ઉદાસ થતો, શ્રીકૃષ્ણે અટકાવી રાખ્યો.
ભગવદ્ગીતા ગાઈ સુણાવી, અમુલ્ય અમૃત રસ વાણી;
એથી ચઢતી ધર્મ ગૂટિકા, બીજી કોઇ નથી જાણી.
વેદ ધર્મનું દોહન કરીને, માખણ એ પેદા કીધું;
આર્ય-જનોને ભવ તરવાને, સાધન શ્રી વ્યાસે દીધું.
જ્ઞાન, કર્મ ને ભક્તિ મારગ, સારી રીતે સમજાવ્યાં;
§ એક સ્થળે લઈ જનાર સઘળા-સંતતણાં મન હરખાવ્યાં.
ભિષ્મપિતાએ મરતી વખતે, બાણ બિછાને પોઢીને;
ધર્મરાયને ધર્મ સુણાવ્યો, ખરેખરૂં ચિત્ત ચ્હોડીને.
આગળ પડતા અઢાર ઋષિઓ, ધર્મશાસ્ત્રના છે કર્તા;
મનુએ પ્હેલ્લ કરી-પારાશર-કલિયુગ ધર્મ લખી ભર્તા.
જનમથકી માંડીને મરતા લગી, જીંદગી ભોગવવા;
રે'ણી કરણી કથી રાખવી, ભવસાગરમાં સુખિ થવા.

§ મુક્તપદે.

નીતિ રીતી કયી ધારવી, શરીર સુખ જાળવવાને;
બીજાં સાથે સંપી રહિને, ધન સંપત મેળવવાને.
મોત પછી પરલોક વિશે, ચઢતી સ્થીતિમાં જઈ ઠરે;
દર જનમે ચઢિયાતા થાવા, પુણ્ય ઓઘ એકઠા કરે.
એવું કયા નિયમમાં રે'તાં, આપો આપે બની રહે;
લખી ગયા જે નિયમ ઋષી-જન, તેને માનવ-ધર્મ કહે.
એ નિયમ દૃઢ રીતે પાળે, પ્રીત ધરીને સંભાળે;
એના મારગથકી જરા પણ, આડા અવળા ના ચાલે.
એવા માણુસ આ દુનિયામાં, પૂરણ મોજ મઝા મ્હાલે;
સંપત્તી સંતતી મૂકિને, જતાં સ્વર્ગમાં સુખ ભાળે.
ખ્રિસ્તી, મુસલમાન-સિયા, સુન્ની કે જરતોસ્તી જુદો;
હિન્દુ, જ્યુ, ઇસરાયલ, જૈનો સૌનો મારગ છે સૂધો.
ધર્મ-કર્મ કરવાને માટે ઇશ્વર પાસેથી આવ્યો;
સાખ પુરે છે સૌના શાસ્ત્રો, નથી માણુસે નિપજાવ્યો.

### સાખી.

જન પોતે પોતાતણો ધર્મ સૌ પાળે, વણ વિચારે પારકો હાથ નવ ઝાલે;
સૌ ધર્મ કર્મનો મર્મ સમજી લે ખ્યાલે, તત્વાર્થ વિશે એકતા જ્ઞાનથી ભાળે.
ફિલસુફ, સંત, ઓલિયા મગ્ન થૈ મ્હાલે, અજ્ઞાનપણાથી ભેદ ચિત્તમાં સાલે;
જ્ઞાનીનો ના બદલાય રંગ કો કાળે, ધર્મ આચરી વાવું જેવું,—
તેવું જનમાંતરે લણું, ઇચ્છા આદરિ છે મેં આજે રહે નહીં કાંઈ ઉણાપણું. ૩

### લાવણી.

ધર્મતણો મુળ અર્થ બગડતાં, જુદા રૂપમાં દેખાયો;
તેમ તત્વમાં ઘટી જવાથી, શેષ રહ્યા એકજ પાયો.
જેને જેવો ફાવે તેવો, અર્થ ધર્મનો જુદો કરે;
જુજવા મતના ગ્રંથ બનાવી, જન તેવો આચાર ધરે.
ધર્મ પ્રયોજક ઇશ્વર અંશી, જુદા દેશમાં જુદા થયા;
કેમ ધર્મ પ્રકટ્યો તેના તે, પ્રકાર જૂદા કહી ગયા.
વેદ ધર્મ બ્રહ્માના મુખથી, ખ્રીસ્તી જીજસને મ્હોડે;
મુસલમાની મહમદ વચને, એમ બધા જુગતી જોડે.
દેશ હવા પેદાશ જમિનની, જે સ્થળ મધ્યે જેમ હતી;
ખાવા પીવા અને પ્હેરવા, ઇશ્વર આજ્ઞા તેમ થતી.

જે સ્થળમાં જે માફક આવે, તેવો ત્યાં આચાર કહ્યો;
એ પરમાણે બહુ પ્રજામાં, ધર્મ બહુવિધ બની રહ્યો.
ધર્મપ્રયોજક નહીં થયા જ્યાં, ત્યાં જંગલના રહેવાસી;
અગ્નિ જળ પૃથ્વીની પૂજા, પ્રેમ ધરી કરતા ખાસી.
સાદા ભોળા સહજ ગુજારો, કરે બિચારા નિર્દોષે;
વિકારવૃત્તી નહીં હૃદયમાં, કાયા ઢાંકે ને પોષે.
રહેવા મ્હોટા મ્હેલ ન ઇચ્છે, મોજ શોખનો ખ્યાલ નહીં;
સ્વલ્પ સાધને દીન ગુજારે, શુદ્ધ હવામાં પડી રહી.
ભોજનદાતા પૃથ્વીમાતા, પ્રકાશ કર્ત્તા સૂરજદેવ;
અગ્ની જળ ઉપયોગી જાણી, પડી તેમને ભજવા ટેવ.
ઉત્તમ રચના માનવ મનની, બુદ્ધિ જેમ ગઈ વધતી;
જ્ઞાનતણું ફળ ચાખી જોવા, ઇચ્છા આપો આપ થતી.
સ્વાદ ચાખતાં લોભ વધ્યોને, મોહપાશથી વિંટાયા;
મોજ શોખનાં સાધન સારૂં, વિવિધ કળા કરવા ધાયા.
નવા નવા હુન્નરો શોધવા, મચી રહ્યા મૂરખ ડાહ્યા;
માની લીધેલા સુખ માટે, તરસાવે જીવને માયા.
માયા માર બહૂ ખવડાવે, તેને ઓછી કરવાને;
નિયમ ઘડ્યા ડાહ્યા પુરૂષોએ, પુણ્ય થોક સંઘરવાને.
સઘળી બાબતમાં શુભ રે'ણી, ચલાવવા માટે ધારા;
ઘણા કાળનો અનુભવ પામી, ઋષિઓએ કીધા સારા.
એ સઘળાને ગ્રંથ વિશે ભરી એક રૂપ દૈવી કીધું;
ભય પ્રીતી પેદા કરનારૂં, ધર્મ નામ તેને દીધું.
જુદા દેશના જુદા વેશ છે, મનો લાગણી પણ જૂદી;
કોઈ પ્રજા છે શાંત સત્વની, કોઈ રજોથી આપખુદી.
તામસથી અજ્ઞાન ભરેલી, પ્રજા કોઈ ભોળા મનની;
મિશ્ર ગુણોની ઘણી પ્રજા—જેમ બની લિલા લીલા વનની.
આદમ બાવા મુસલમાનના, આદિનાથ છે જૈનતણા;
આદિ પુરૂષ ઇશ્વર આર્યોના, એમ થયા છે ધર્મ ઘણા.
વેદાંતી ફિલસુફ ઓલીયા, એ સઘળાની એકજ વાત;
મિથ્યા માની આ દુનિયાને, માયાને મારે છે લાત.
વિદ્યા ખરી નહીં ભણવાથી, ખરો ધર્મ નહિ જળવાયો;

અનેક પંથે જુદા પડીને, ઘાલ્યો કુસંપનો પાયો.
ધર્મતણો ક્ષય થાતાં દિનદિન, પાપતણો વિસ્તાર વધે;
અનેક સંકટ સહે પ્રજા પણ, સુખનું સાધન નહીં સધે.
પંથોથી ગુણવંતા સંતો, કંટાળીને § મુની થયા;
કબીર સરખા મહા સંતકો, ઐક્ય થવા પદ ગાઇ ગયા.
આચાર્યો અર્ધા જ્ઞાની કો, ધર્મ સનાતનને કાપે;
ડાળી એક પકડિને તેને, ઝાડતણી ઉપમા આપે.
તેથી આખા ઝાડતણાં ફળ, કદી ચાખવાં નહીં જડે;
એવા ટુંકી બુદ્ધિ વાળા, કળિયુગ મધ્યે બહુ નડે.
માંહોમાંહે લઢિ મરવાના, સાધન પેદા થતાં સડે;
એવી રીતે ખુવાર થૈને, પ્રજા પાયમાલિમાં પડે.
દીર્ઘ દ્રષ્ટિને ઉદાર દીલના, પૂર્વ કાળમાં ઋષી થયા,
એક બીજાને નહીં તોડતાં, મત પોતાના કહી ગયા.
બીજાનું સનમાન રાખીને, નમ્રપણે મત બતલાવે;
એક બિજાને પુષ્ટી આપે, એવું સિદ્ધ કરી લાવે.
વિરોધ આવે તોપણ તેનું, રહસ્ય સમજી સુધારતા;
વિવાદ કરતાં પ્રતીપક્ષિનું, માન પ્રતિષ્ઠા વધારતા.
એવો કાળ હતો જે વારે, ત્યારે ધર્મ રહ્યો ઠામે;
હાલ વખતમાં એકજ ઘરમાં, લઢાઈ ધર્મતણે નામે.
તો પછી દેશતણી શી કહેવી, કથા ઘરમની કળકળતી:
કુસંપ વિષનું પાન કર્યાથી, પ્રજા રહી દુઃખમાં બળતી.
ધર્મ ઘટે ત્યાં કર્મ નઠારાં, સ્હેજ સ્વભાવે બની રહે;
દુષ્ટ કર્મથી ફળ પણ તેવાં, પાપી અનુભવ કરી લહે.
ખરા ધર્મનું રક્ષણ કરતાં, "હું" "તું" "તે" સૌ નથ જૂદા
એકપણાનો ભાવ લાવતાં, દયા સરવપર કરે ખુદા.
પ્રાણી માત્રતણો પરમેશ્વર, એક બીજો ના હોય કદી;
ખોટો ધર્મ કહેવો તેને, જેણે એની વાત વદી.
એક પિતાનાં સર્વ છોકરાં, એવું જો મનથકી ગણે;
મ્લેચ્છ, પારસી, યવન, હીંદુઓ, એક બિજાને નહીં હણે.
વ્હેરો કે આંતરો ગણે નહીં, રાજ્ય ચલવનારો રાજા;

§ મુગા.

સૌ બાળક પોતાનાં ગણિને, બને સ્વભાવે રહ્યુ રાજા.
એક પિતાના ચાર છોકરા, જુદા "ટ્રેસ" પર ચાલે છે;
નોકર પાદરી વેપારીને ખેડુત બની તે મ્હાલે છે.
તેથી એક બીજા પર પ્રીતી, ઓછી એના કદી કરે;
સમજ વગરના મુર્ખ હોય તે, "કાળે ગોરે" ફેર ધરે.

સાખી.

ધર્મનું તત્ત્વ હું અલ્પમતી ઉચ્ચારૂં. સૌ ધર્મતણું મુળ એક ઇશ મન ધારૂં;
અહિં, એક બીજાને નડે નહીં તે સારૂં, અઘ કરતાં તમને ધર્મ નામથી વારૂં.
મીઠું જળ પણ રોગિને લાગશે ખારૂં, ઈશ્વરને ઘેરે નથી જરા અંધારૂં;
ત્યાં રંક રાય કે નથી "બીજાનું મ્હારૂં" ત્યાં સિંહ બકરીનો ન્યાય થાય છે ચારૂ.
શમ દમ રાખી સમાન ભાવે, સૌથી સમજો સગાપણું;
તોજ તમારા ધર્મ પુણ્યમાં, રહે નહિ કાંઇ ઉણાપણું. ૪

---

## ષડ્ રિપુ વિષે.

### લાવણી.

ઓ શુદ્ધ-સત્વ માયાના માલિક ઈશ્વિર, વંદું વિશ્વપતી;
ષડ્ શત્રુનું બયાન કરવા, શિઘ્ર આપજો શુદ્ધ મતી.
ઈશ્વિર સાથે માયા ભળતાં, દશ્ય જગત આ ખડું થયું;
બ્રહ્મ સ્વયંભુ એકપણાથી, અનેકપણામાં બની ગયું,
અસંખ્ય કોટી જીવ અનાદી, બીજરૂપ જે મૂળ હતા;
ગર્ભસ્થાનના વિષે પેશીને, પૃથ્વી ઉપર પ્રકટ થતા.
વેદાંતી નિજ ખરા જ્ઞાનથી, મિથ્યા સઘળું એ લેખે;
કેવળ ભ્રાંત થયેલા જીવો, માયાનાં એ રૂપ દેખે.
પ્રયત્ન કરતાં ધીમે ધીમે જીવની ચઢતી દશા થશે;
સ્વપ્નાવસ્થા દૂર થવાની, ભ્રાંતી સઘળી ઉડી જશે.
ચઢતી દશા થવાને સારૂ, શાસ્ત્ર બોધ આપે સારો;
તેમાંથી ગુજરાતી મધ્યે કરૂં જરા અહિં ઉતારો.
તામસ ગુણથી અહંપણાની, જે ઉત્પત્તી કહેવાતી;
સંતતિ તેની ષડ્ શત્રુને, નામે પામી છે ખ્યાતી.
બીજ વિષય-વાસનાતણાં, વળગેલાં છે દર પ્રાણીને;

જનમ વખત શિક્ષ ખેંચીને, લાવે હિસાબ તાણીને.
સારાં માઠાં કર્મ પ્રમાણે, બીજ વિષય-વાસના દિસે;
શરીરના વધવાની સાથે, ખીલે અંતઃકરણ વિશે.
અંતઃકરણ ચતુષ્ટય મધ્યે, અહંકાર જે અધમ ગણ્યો:
રાજસ–તામસ–વાળી માયા–તણા ઘણા ભાગનો બન્યો.

સાખી.

વિષયોનું ધરતાં ધ્યાન આસક્તી લાગે, પામવા પછી તે વસ્ત § કામ મન જાગે;
ઇચ્છેલું મળતાં લોભ વધારે માગે, ના મળે ચિત્ત ઊકળે ક્રોધની આગે.
પછિ ચિત્ત ભ્રમણ થૈ મોહતણાં શર વાગે, ચિતભ્રમથી બુદ્ધિબાઈ વિકળ થઈ ભાગે
બુદ્ધિ બગડતાં વિનાશ પામે, એમ ખરાબી બને અતી;
પડ્ શત્રુનું બયાન કરવા શિઘ્ર આપજો શુદ્ધ મતી. ૧

---

કામ ક્રોધને લોભ મોહ એ, ચાર એમ પ્રકટે વેરી;
ચિત્ત વિશે પેદા કરનારા, અસર બુરી કારી ઝેરી.
બહુ મળવાથી અભીમાન થૈ છાક વધે તે મદ જાણો;
બીજાનું સુખ જોઇ બળે તે, અવગુણ મત્સર ઉર આણો.
એ પણ કટ્ટા દુસ્મન એ છે, માણસ જાતતણા ભારે;
દુષ્ટ વાસના લઈ જનમેલી, નીચ પ્રકૃતિ એ ધારે.
કામ એટલે કોઇ વાતની, મળવાની ઇચ્છા કરવી;
સોને માથે ચઢતી ઇચ્છા, મૈથુન સંબંધી ધરવી.
એથી એ પેદા કરતાનું, કામદેવ એ નામ પડ્યું,
નર નારીના શરીર સાથે કુદરતથી એ બીજ જડ્યું.
ખાતાં પીતાં શરીર વધતાં અંકુર એ બીજના નિકળે;
અમૂક વરસે પકવ થવાથી, ભરાય છે ઘટ શ્વેત જળે.
મસ્તી ઉપર ચઢે માનવી, ચગડોળે ચિત્તડું ચ્હડે;
માત્ર કામના આંખે દેખે, અવર કામ ના નજર પડે.
કામી કેવળ કામદેવના, કામણથી આંધળો બને;
સ્મરણ કરે નહિ રામ નામનું, ચિંતન *સ્મરનું ધરે મને;
પાપ ભરેલી થાય વાસના, નહિ કરવાનું કામ કરે;
પસ્તાવો પામે પૂરો પણ, પાછો જૈ તે ઠામ ઠરે.

---

* કામદેવ. § કામ એટલે ઇચ્છા.

પરવા રાખે નહિ ધન કેરી, સગાઇને પણ નવ લેખે;
ચ્હોંટે ચંચળ ચિત્ત ઝડપથી, નજરે જ્યાં નારી દેખે;
ઇશ્વિર ડર સ્વપ્ને નહિ રાખે, નહીં આબરૂની પરવા;
માથા સાટે જારકરમમાં, જાય પરાયે ઘર ફરવા.
નષ્ટ નિર્દય—નઠોર નિર્લજ નીતી હીણુ કરે નરને;
ધિઃક ધિઃક એવા પુરૂષોને જે વશ ના રાખે સ્મરને.
અસંખ્ય અનરથ એ ઉપજાવે, અનુભવી જન લખી ગયા;
કેટલાક પસ્તાવો પામી, સમજી સાધુ યતી થયા.
કેટલાક રોગે સપડાયા, મરદપણું ખોઇ બેઠા;
ગરથ ગુમાવી થયા રાંકડા, પરધર્મે કોઈ જઈ પેઠા.
વિષય વાસના થતાં વધારે, કેક વ્યસન વળગે અંગે;
દારૂ અફીણ આફૂતી કે, ભાંગપીયે ચઢવા રંગે.
નાત જાતનું ભાન રહે નહિ, માન ખુએ જનમંડળમાં;
વિર્ય વગર ખાલી થઇ જાતાં, ખપે ખરેખર વ્યંડલમાં.
રોગે ટૂંકી થાય જીંદગી, અકાળ મૃત્યુ આવિ અડે;
ઇલાજ કરતાં બચે કદી તો, રોગ પિડાથી સદા સડે.
ભણ્યો ગણ્યો પંડીત હોય કે, કુલીનતાથી હોય વડો;
વાતે તોડી હલકો પાડે, વજન ખુએ ના રહે ઘડો.
પોતાના ઘર મધ્યે પણ એ, હોંકારો ના કરી શકે;
ડરે, રખે બાળક કે બૈરી, મ્હોંપર એનું છિદ્ર બકે.
સારી વાત તણી શીખામણ, એનાથી દેવાય નહીં;
છૈયાં છોકર દેખે તેવું શીખે એ પણ બને તહીં.
નારી મ્હારી ફજેત કરશે, એવો ડર મન સદા ધરે;
મૂગે મ્હોડે કરે અખાડા, નારી જરી વિષે ફરે.
ધંધો ધારી કશું ન સૂઝે, ચિત્ત ભિજામાં નહિં ઠરે;
એવી રીતે કામીજનની, બાજી બગડી ના સુધરે.
તે માટે વિચાર રૂડો કરી, કામતણે વશ નહિ થાવું;
કામ કદી બહુ અકળાવે તો, નિજ નારી પાસે જાવું,
એજ એકલી ઇલાજ સાચો, મનને શાંત કરી લેવું;
શાસ્ત્ર વચનનું પ્રમાણ રાખી, દાન ઋતુ-સમયે દેવું.
ષડ્ શત્રૂમાં કામ રિપૂ છે, સર્વ થકી જબરો પ્હેલો;

અધાપર્ચોશી ચાલે ત્યાં લગી, નરને બનાવી દે ઘેલો.
વિવેકની હદ મૂકીને ડગ, ભરવાથી નુકશાન થશે;
તે માટે ઉછરતા જવાનો, સમજી સદમારગે જશે

## સાખી.

કામે વશ કીધા બ્રહ્મા જગના કર્ત્તા, મોહીનીથી મોહાયા લક્ષ્મીભર્તા;
ભીલડિએ મોહ્યા યતી વિશ્વના હર્તા, બહુ કઠણ કામની લગામ હાથે ધરતાં.
કામ દેવને કબજે રાખે, અવશ્ય તે પામે ચઢતી;
પડ્ શત્રુનું બયાન કરવા, શિઘ્ર આપજો શુદ્ધ મતી. ૨

---

મનવાંછિત મળવામાં લાગે, વાર અગર તે નહીં મળે;
તો તામસ વૃત્તીનો માણુસ થાય અધીરો, જીવ બળે;
તામસ વૃત્તી પિત્ત ઉછાળે, પિત્ત ઉછળતાં ક્રોધ ચહડે;
ગરમ મિજાસ કરી ખિજવાશે, ગાળાગાળી કરી લઢે.
માલતણું નુકશાન થાય કે ધાર્યું કામ નહીં સુધરે;
મરજી માફક નહીં થાય તો, હલકો માણુસ ક્રોધ ધરે.
ચાકર કે ઘરનાં માણુસને, કરવા સોંપેલું બગડે;
તેજ મીજાજી ઉતાવળિયો, ક્રોધ કરી બબડે રગડે.
રહેજ વાત કે વિવાદ કરતાં, વદે કોઇ જો અણુગમતું;
કમ અક્કલના ક્રોધતણું પુર કોઈ પ્રકારે નથિ શમતું.
ન્યાય, સત્ય કે નીતિવટથી, અવળું થતું જુએ નજરે;
દુર્વાસા કે ભૃગુ સરીખા, પંડિત ચિત્તે ક્રોધ ભરે.
ઉત્તમ નરને ક્રોધ ચઢીને, જો જોતામાં શમી જતો;
મધ્યમ નરના ક્રોધતણો આવરદા ત્રણ દી રાત થતો.
કનીષ્ટ માણુસના મનમાંથી ક્રોધ કદાપી નહીં શમે;
વગર કારણે અધમ પુરૂષનો, ક્રોધ નિરંતર રહી દમે.
કહેતા કહેતી કેરી વાતો, સાંભળીને નર ક્રોધ કરે;
સારાસાર વિચાર ન કરતાં, ચ્હાડી ચૂગલી ચિત્ત ધરે.
મતલબિયા ખુશામતિયા જન બીજાની નીંદા ઉચરે;
ફૂલણજી તે સત્ય માનીને, ક્રોધે તેનું બુરૂં કરે.
કાન હોય પણ સાન વગરના, ભાન ભુલી ક્રોધી બનતા;
પાકી તજવીજ કર્યા વિના નર, બને પોતાનું હિત હણુતા.

સાહસ એ છે પુત્ર ક્રોધનો, પસ્તાવો બહુ કરાવતો;
સાહસ શત્રૂ ઘણાં ભયંકર, કામ કરાવી મરાવતો.
વાત સાંભળી વિચાર કરવો, કોણ જાત છે કહેનારો;
શી મતલબથી આવ્યો છે એ સુખ યા દુઃખનો દેનારો.
શાંતી સાગર સરખું મ્હોટું, પેટ રાખીને સાંભળવું;
ઝબક વીજળી સમાન હલકું, હૈયું કરિ નવ ઉછળવું.
શા'ણા કહે છે શત્રૂ કરતાં, ક્રોધ વધુ નુકસાન કરે;
શત્રૂ નજરે જણાય છે પણ, ક્રોધ રાક્ષસી રૂપ ધરે.
શત્રૂ દૂર વસે ને જ્યારે, આવે ત્યારે ખબર પડે;
ક્રોધ રહે મસ્તકમાં છૂપો, ઓચીંતો આવીને નડે.
તે માટે એ ક્રોધ શત્રુનું, મૂળ ઉગવા નહિ દેવું;
ઊગેલાનું છેદન કરવું, મુની વચન માથે લેવું.

### સાખી.

ગુણસહન શીલતાતણો ક્રોધ દૂર રાખે, ક્રોધનો જનમ ના થાય શાંતીરસ ચાખે;
ધીરા આગળ નિજરૂપ ક્રોધ નહિ દાખે, ગમ ખાનારો ક્રોધને ઠાર કરિ નાંખે.
ક્રોધ કરે નર બને બાવરો, સાન શુદ્ધિ ના રહે રતી;
ષડ્ શત્રુનું બયાન કરવા, શિઘ્ર આપજો શુદ્ધ મતી. ૩

---

મનવાંછિત મળતાં ફળ ચાખી, સ્વાદ મધુર દાઢે વળગે;
ફરી ફરી મળવાની ઇચ્છા, ચેતન થૈ જ્વાળા સળગે.
આગ અતી એ પ્રકટે, તેને લોભ કહ્યો છે સંતજને;
લોભે મગ્ન થએલો માણસ, પાપી પૂરો દુષ્ટ બને.
લોભે લક્ષણ મહાપુરૂષનાં, ઘટે અને બુદ્ધિ બગડે;
લોભશત્રુ કાયામાં પેશી, ચિત્ત વૃત્તિને બહુ રગડે.
લોભીજન લાલચુ બને ને, ભીખ માગતાં નહિ લજવાય;
નીચામાં નીચાની પાસે, લોભીને સ્વારથ લઈ જાય.
સ્વારથ સારૂ બને આંધળો, અક્કલ સારી મારી જાય;
સવાદિયો બ્રાહ્મણ પણ લોભે, શીરા સારૂ શ્રાવક થાય.
અંતઃકરણતણી આંખોપર, અંધારી ઓઢાવે લોભ;
મળે મળે તેથી પણ વધતું, મળવા મન પામે છે ક્ષોભ,
ધનને લોભે પાપી પ્રાણી, મિત્ર સગાના પ્રાણ હરે;

રાજ્યગાદી કે કારભારને માટે કાળાં કર્મ કરે.
કામ ઉપર ના લગામ રહે તે, સ્વભાવને જન લોભ કહે;
લોભ નહિ થોભે રસ્તામાં, ઘસડાતો પૂરમાં વહે.
લોભી માણસ મોહ પામિને, વિવેકની હદ છોડી દે;
લોભી ઘરડા કે નિચ કુળને, પૈસા ખાતર § છોડી દે.
મોહ પામતાં વિચાર બુદ્ધિ, પશુ સરીખી બની જતી;
માનવની મતિ ભ્રષ્ટ નષ્ટ થે, પામે અંતે વિકળ ગતી.
તામસ ગુણનું પૂર્ણ જોરને, મોહ અવસ્થા ખરેખરી:
ચિત્ત વિષે ભ્રમ પેદા થૈને, અકાળ મોતે જાય મરી.
જે લેવાને હક્ક થાય કે, હોય યોગ્યતા લેવાની;
તે મેળવવા ઇચ્છા કરવી. અયોગ્ય તે નહિ કહેવાની.
અમૂક વસ્તૂ મેળવવાની, ઇચ્છા તું કરતા પહેલો;
તેને માટે પાત્ર થવાને, યોગ્ય ગુણો મેળવ વ્હેલો.
દરેક જણ પોતાની ચઢતી, થવા પ્રયત્ન કરે મનથી:
પગલે પગલે ચઢે નીસરણી, એમાં કાંઇ દોષ નથી.
કૂદી કે ઊડીને ચઢવા, વિચાર જે માનવી કરે;
ઉછળી અવળો નીચે પડતાં, ઇજા ભોગવે અગર મરે.
પાત્ર થઇને ઇચ્છા કરવી, તેને લોભ નથી કહેતા;
એ બે વચ્ચે ભેદ બતાવ્યો, સજ્જન તે સમજી લેતા.

સાખી.

અત લોભ જગતમાં પાપ મૂળ ગણાયે, પાપથી આદમી ગુન્હેગાર બની જાયે;
એ પાપ પ્રગટ થૈ ગુન્હેગાર પકડાયે પકડાતાં શક્ષા પાત્ર ન્યાયથી થાયે.
શક્ષાથી લાગે ડાઘ પછી પસ્તાયે, કલંક લાગ્યા પછી ફજેતી અને
ખુવારી બહુ થતી, પડ રીપૂનું બયાન, કરવા શબ્દ આપજો શુદ્ધ મતી. ૪

---

જે જે સુખનાં સાધન છે તે, ભર પટ્ટે સાંપડવાથી;
હલકું મન ઉભરાઈ જાયને, થાય પાતળું પણ વાથી.
થતાં પાતળું ચઢે વાવટે, ગર્વ કરે ખોટી રીતે;
"મારા સમાન છે નહિ બીજો" એવો ખ્યાલ ધરે ચિત્તે.
તુચ્છ ગણે બીજા લોકોને, મનમાં મ્હોટમ બહુ માને;
પૃથ્વીથી બે આંગળ અદ્ધર, જાણે ચાલે અભિમાને.

---

§ ડોસાને કે નીચ કુળનાને છોકરી પરણાવે.

બે:આંગળનું અંતર જાણે, એને સ્વગ થકી બાકી;
બોલ ચાલમાં જણાય જાણે, છતમાં રહ્યો બહૂ છાકી.
એવી સ્થીતી મનની થાતાં, નમ્રપણું નથિ સમઝાતું;
મદ શત્રૂનો માર વાગતાં માની-મન રહે છલકાતું.
ધન દોલતને સ્થાવર મિલકત, એ મદ કેરી મદત કરે;
જવાની કેરૂ જોર અને વળિ, કુળનું મ્હોટાપણું ખરે.
સગાં સહોદર છૈયાં છોકર, કુટમ્બ કબીલો વીસ્તારી;
ચઢતી કળા અને ચઢતા ગ્રહ, મદને સ્હાય કરે ભારી.
અર્ધ જ્ઞાનને ઊંધી વિદ્યા, એ મદનાં હથીઆર બને;
જેની પડતી હોય થવાની, મદ જાશે તે મરદ કને.
છતનો છાક બતાવે કોઈક, ફૂલણજી થોડી છતમાં;
ગરિબ હરામી અણછત મધ્યે, મદ ધરિ પેસે આફતમાં.
મદ કેરો પીતરાઈ ભાઈ જે, પ્રસિદ્ધ છે મત્સર નામે;
અદેખાઈ છે બહેન જેની, વસેજી તે હલકે ઠામે.
પોતાની હોય મુફલસ હાલત, ગરીબિમાં ગોથાં ખાતી;
ભાઈ, પડોશી, સગો, ન્યાતિલો સ્થિતિ જેનિ છે ચઢિઆતી.
જોઈ તે નહિ ખમાય ચિત્તે, થાય બળતરા બહુ ભાતી;
એ અવગુણને મત્સર ગણવો, અદેખાઈ પણ કહેવાતી.
બીજાનું સુખ જોઈ નિરર્થક, ઝેર આંખમાં જે ઉપજે;
નીચ તુકમની એજ નિશાની, એવાને સુખ સદા તજે.
પોતાના દુઃખમાં મરેલો,-કરે વધારો મત્સરથી;
ષડ્ શત્રુનો સેવક પૂરો,-બુરો બહૂ ખર પથ્થરથી.
ષડ્ શત્રુને જડ મુળથી ઊખેડીને જે ચિત્ત રહે;
પવીત્ર પંથે પ્રવાસ કરતાં, સુખનો અનુભવ ખરો લહે.
લોભથકી ક્રોધ ને મોહ બે, કામથકી પાંચે નીપજે;
ક્રોધ થકી પેદાશ મોહની, મદ મત્સરને નીચ ભજે.
નીચ ઊંચ સઘળાને સરખો, કામ રિપૂ પીડા આપે;
કામ વાસના કાઢી નાંખે, બચે બચા પડતાં પાપે.

## સાખી.

ષડ્ શત્રૂને જીતવા ચિત્ત કર ચારૂં, જીતીને હણવાથકી થશે સુખ સારૂં;
ચારૂ ચિત્ત થાતાં જતું રહે અંધારૂં, અજવાળે આંખે પડે બ્રહ્મપદ પ્યારૂં.

ઇષ્ટ દેવને જો સંભારૂં,-તો બતલાવે મોક્ષ ગતી;
પડ્ શત્રુનું બયાન કરવા, શિઘ્ર આપજો શુદ્ધ મતી. ૫

## સ્વચ્છતા વિષે.

### લાવણી.

ઓ વૈદકના ઉપરી, સુધનવંતરી, સ્તવન તુજ કરી કરૂં કરગાતા;
સ્વચ્છતા દેવતા સકળ સુખોની માતા,-ટેક.
છો ચૌદરત્નમાં એક, નિભે છે ટેક, આજ લગિ છેક તમારો સારો;
નથી થયો ત્રિલોકે બીજો રોગ હણનારો.
આ દેહતણું કલ્યાણ, અગદની ખાણ, કરી નિર્માણ, વિધીના દેવે;
પણ જ્ઞાન વિના શા રોગ ઉપર શું સેવે ?
એ જાણ થવાને કાજ; દેવની દાઝ, ધરી મહારાજ-વિષ્ણુ એ સારી;
આપને પ્રકટ કરી ત્રિલોક સૃષ્ટી તારી.
ભૂપણ આયુર્વેદનું આપને ગણું, સકલજન તણું, ભલું કરવાને;
દીધા વૈદક ભંડાર વિશ્વ દરમ્યાને.
રૂષિઓએ કીધા ગ્રંથ, ધરીને ખંત, ગણવા અંત, રોગ સઘળાનો;
તે દરેકમાં ત્રણ ભાગ, વિગત ઉર આણો.
પ્હેલે કરવું નીદાન, શરરિનું સ્થાન, જ્યાંથી ઉત્થાન, પામતો વ્યાધી;
પછી વિચાર કરી ઉપચારની કરવી યાદી.
એ એથી પહેલી વાત, વડી વિખ્યાત, કહી સાક્ષાત અગમચેતીની;
જેથી ઉત્પત્તિ અટકે છે વ્યાધિની.
અટકાવ થવાને કાજ, ઘણા ઇલાજ કહે રૂષિરાજ ગ્રંથને પાને;
વળી આપીછે બહુ શીખ ધર્મને બ્હાને.
તે મધ્યેની સ્વચ્છતા, તણી કહું કથા, સુણો જન સતા ઉલટ ઉર આણી.
નીરોગી રાખે દેહ સ્વચ્છતા રાણી.

### ઝૂલ.

જ્યાં સ્વચ્છપણુંનો વાસ,
ત્યાં રોગ ન આવે પાસ;
તો કરી શકે શું ત્રાસ?
સ્વચ્છતા રહે જ્યાં ખાસ;

ત્યા લક્ષ્મીનો રહે નિવાસ,
શ્રી શોભા કરે વિલાસ;
એનો ઉજ્વળ પ્રકાશ,
રાખે છે ખુશ મિજાશ,
એ શરીર સંપત્તિની સુધારસ દાતા;
સ્વચ્છતા દેવતા સકળ સુખોની માતા. ૧

---

કચરો કાદવ કે મેલ, તેલ દીવેલ, ધામની રેલ, અગર દુરગંધી;
ઉતરેલી કોહ્યલી કટાયલી ચિજ ગંદી.
સડી ગએલ રસ પાંગળે, અગર ઉબ વળે, લવણુ જળ ભળે થાય જે એંઠી
મળ મૂત્ર થૂંક લિંટ લાગ, વાળ લિખ એઠી.
એ અશુચિ સર્વ ગણાય, સ્પર્શ જો થાય, ઓંગાડે કાય રોગને લાવે;
તેથી તેથી દુર થવા શાસ્ત્ર ફરમાવે.
દિલ ચોળી કરે નહિ સ્નાન, લુછે નહિ વાન, ન રાખે ભાન મેલ દુર કરવા;
ઊઠી મ્હોડું નવ ધૂએ દંતમળ હરવા.
ધોએલાં વસ્ત્ર નવ ધરે, મલિન થઇ ફરે, સાફ નવ કરે, પાઘડી જોડા;
તે કરતાં સારા પાત્ર વિના જન ખોડા.
એંઠું જૂઠું નવ ગણે, ચર્મ રસ છણે, ધર્મને હણે, કુવારો ધારી;
નહિ યોગ્ય રીતે ઋતુ ધર્મ પાળતી નારી.
ચોખ્ખું નવ રાખે ધામ, સુવાનું ઠામ, રહે દિન જામ વગર વાળેલું;
બીછાનું ચાદર સાથ રાખતા મેલું.
ફૂવડ સરખી ઘર નાર, ફુંવડ ભરતાર, નહિં તહેવાર, સ્વચ્છતા દેખે;
એવાંને સજ્જન માણસમાં નવ લેખે.

ઝૂલ.

ચોકખાં રાખો ઘર દ્વાર,
વાળો આંગણુ ઘર બ્હાર;
વાસણુ કુસણુ પરિવાર,
જળ અન્ન સ્વચ્છ સુખકાર;
દેવસ્થાને દરબાર,
ધરવો નિર્મળ શણગાર;
મળ મૂત્ર સ્થળો બહુ વાર,

રાખવાં ધોઈ તૈયાર;
દુર્ગંધ ન થાય લગાર,
એવો પાળે આચાર;
તો થાય નહિ બિમાર,
સો આભુષણનો સાર;
સ્વચ્છતા સુગંધી હાર.
એને ધારણ કરનાર થાય બળ ત્રાતા;
સ્વચ્છતા દેવતા સકળ સુખોની માતા. ૨

---

જો સ્વચ્છપણું રાખશે, સુખી નર થશે, રોગ દેખશે નહિ કો કાળે;
આનંદ વિષે જીંદગી મોજમાં ગાળે.
કસરત દુધ દાયક બ્હેન, કરાવે ચેન, દિવસ ને રેન, નિરોગી રાખે;
સ્વચ્છતા શર્કરા ભળે સ્વાદ બહુ ચાખે.
નિર્મળ રાખે સ્ત્રી દેહ, વધે વર-સ્નેહ, નહિ સંદેહ બીજાં પણ ચ્હાશે;
નિર્મળ છાતીમાં નિર્મળ પ્રિતી થાશે.
લાગે કકડીને ભૂખ, તેજ રહે રૂખ, ન જનમે દુઃખ પવિત્રપણાથી;
સોબતમાં રે'તા ખુશી થાય સૌ સાથી.

ઝુલ.

ન્હાવણ ધોવણ બાળનું,
માબાપે સંભાળવું;
નિર્મળ વસ્ત્રે ઢાંકવું;
નિર્મળ સ્થળમાં રાખવું,
નિર્મળ મ્હોડે ભાખવું;
ચિત્તે પણ નિર્મળ થવું.
નિર્મળતાથી યશ મળી થશો વિખ્યાતા;
સ્વચ્છતા દેવતા સકળ સુખોની મતા. ૩

---

નિમળ કાયા રાખતાં, સ્વચ્છ મન થતાં, કપટ દૂર જતાં પાપ પણ નાસે;
અન્યાય કર્મના વસે શુદ્ધ-મન પાસે.
નિર્મળ જે હોયે ચિત્ત, પ્રભુપર પ્રિત, કરે બહુ રીત ગીત ગુણ ગાઈ;
મનની નિર્મળતા શુદ્ધ ભક્તિની માઈ.

નિર્મળ મન ચોખ્ખી ખાપ, સખતાં સાફ, પાપની છાપ—નહિં પડવા દે;
નિર્મળ મન એમાં કરે પુણ્ય યશ જાદે.
જો શુદ્ધ ચિત્ત લઇ ફરે, પાપથી ડરે, સુનીતિ ધરે, અનીતિ અટકે;
રોગોના દુઃખનો દંશ કદી નવ ખટકે.
નિર્મળ ચિત્તે વૈરાગ, થતાં સત બાગ, ખીલતાં લાગ, મળે બહુ સારો;
સત્કર્મ બીજ વાવતાં સફળ જનમારો.

ઝૂલ.

સત્યે મન નિર્મળ થાય,
ત્રીવિધ પિડાની લ્હાય;
નિર્મળ મનથી હોલાય,
સુખનાં સાધન સચવાય;
આરોગ્યપણાની માય,
સ્વચ્છતા દેવી કહેવાય.
એથી એનો મહિમાય, સંતજન ગાતા;
સ્વચ્છતા દેવતા સકળ સુખોની દાતા. ૪

## કેફ વિષે.

### લાવણી.

આદ્યશક્તિ જગદંબા માયા, નમી પડું હું તવ ચરણે;
હેતે હાથ ધરી ઊઠાડી, વર આપો આવ્યો શરણે.
શુદ્ધ ભાવથી સહાય કરશો, યોગીશ્વરની આદ્ય સતી;
કેફ વિષય વર્ણન કરવાને, ઇચ્છે આજે અલ્પ મતિ.
પુર્ણ જોતનો પ્રકાશ ફેંકો, અંતર અજવાળું થાવા;
સરસ્વતીને ફરમાવો કે, તે મુજને લાગે ગાવા.
નવેદને નામે જે તમને, વામ માર્ગિઓ ભેટ ધરે;
ભોળા ભાવિક સેવકને ઠગિ, હરામિ વિપ્રો પેટ ભરે. ૧
પરંપરાથી પુરૂષ પ્રકૃતિ, શિવશક્તિ ઇશ્વિર માયા;
આવરણને વિક્ષેપ સ્વભાવો, સત્તા સ્ફૂર્તિના ગાયા. ૨
વિષ્ણુ શિવ ને દેવીભક્તો, ઉપાસનાના માર્ગ થયા;
દેવી કેરૂં મહાત્મ્ય પંડિત, પુરાણ મધ્યે લખી ગયા. ૩

વિશ્વતણી ઉત્પત્તિ તેમણે, દેવીમાંથી પ્રકટ કરી;
દેવીમાંથી દેવ થયા સૌ, આદ્યશક્તિ એ તો જબરી;
તેથી તે સૌ દેવો કરતાં, ઉત્તમ ઉપાસના લાયક;
એના કરતાં વિશ્વતણો, નથી ચઢિયાતો કોઈ નાયક. ૪
એમ માનનારા લોકોનો, શક્તિ–મારગ કહેવાયો;
એમાંથી બહુ પંથ નીકળ્યા, પણ એ ગણવો મુળ પાયો.
એ મધ્યે છે વામ–મારગી શાખા, એ એક પંથતણી;
મૂળ વિશ્વનું એમાં લેખી, વિશ્વયોનિ, એ શક્તિ ગણી. ૫
વામ–મારગી મધ્યે જે કોઇ, ભ્રષ્ટ થયો દુરાચરણી;
પતીત થઈને અધમ ક્રિયાથી, દુષ્ટ ઘણી કીધી કરણી;
યોનિ શબ્દના સરળ અર્થને, મચડીને જુદો કીધો.
સ્ત્રીયોનીની પૂજા કરવા, અવળો અર્થ ગ્રહી લીધો. ૬
કંકુ ચોખા ગંધ પુષ્પથી, ચર્મયોનિની પૂજા કરે;
ફળ મૂળ ને વળી વિવિધ જાતનાં, ભોજનથી નૈવેદ્ય ધરે.
એજ ક્રિયામાં સોમવલ્લિને, આધારે મદિરા પેઠી;
નવેદમાં દારૂની શીશી, સૌથી પહેલી થૈ બેઠી. ૭
માતાને મદિરા ને મરઘો, ચઢાવવાની ચાલ પડી;
ભિલ્લ કોળી રાક્ષસની રીતિ, વિપ્ર ક્ષત્રિને હાથ ચડી.
વિપ્ર ક્ષત્રિ જે કામી પુરૂષો, રતિસુખની વૃદ્ધિ ચ્હાતા;
ભાંગ આફુતી અફીણ માઝમ, મસ્ત થવા પીતા ખાતા. ૮
નિશો કર્યાથી જોર વધે છે, અક્કલહિણા એમ ગણી;
શંકરની બુટ્ટી વિજયાને, પાવા લાગ્યા રોજ છણી.
પૂરેપૂરૂં ભાન ભૂલવા, ભાંગ–નિશો કમતર લેખી;
મદિરા પીવી સશાસ્ત્ર ગણવા, દેવીની ભક્તિ દેખી. ૯
દારૂ પીને મસ્ત બને ત્યાં, લાજ શરમનું ભાન નહિ;
વ્યભિચારનો દોષ ન લાગે, દેવી તંત્રમાં શીખ કહી.
સગાં સંબંધી બ્હેન દીકરી, સાથે કુકર્મ કરવાને;
શરમ લાગતી દૂર થવાને, લાગ્યા દારૂ પીવાને. ૧૦

**સાખી.**

પાપી ગુરૂઓએ બધી જાતને બોળી.
દારૂથી સૌને બનાવી દીધા કોળી,

કાંચળીઆ પથે કરી એકઠી ચોળી,
પરનારી સાથે ગમન, નહિં છીનાળી.
મળી ભાંડ રાંડ બની સાંઢ રમે છે હોળી,
દારૂ પીધે લાજ શરમની જરા લાગણી નથી થતી;
કેફ વિષય વર્ણન કરવાને, ઇચ્છું આજે અલ્પમતિ ૧

---

વણીક, બ્રાહ્મણ દેવીભક્તો કરતાં વ્યસન બહુ બીતા,
મધ્ય રાત્રિએ છાનામાના પૂજા કરી દારૂ પીતા;
રખે લોકમાં જાણ થશે એ એમ મને ચિન્તા ધરતા.
લૌકિક મર્યાદાથી ડરીને ઝાઝૂ વ્યસન નહિ કરતા. ૧
ભાંગ અફીણ:ગાંજો વાપરતાં આશંકા મન બહુ થતી;
તેથી તે એકાંત શોધતા પકડાવાની બીક હતી;
દાક્તરખાનું દરેક ગામે નીકળવાથી છૂટ થઇ,
દવા નામથી દારૂ પીતાં શંકા મનથી ટળી ગઇ. ૨
સ્વાદ ચાખતાં ધીમે ધીમે વધતાં વધતાં વધી ગયા,
ઓછું પાત્ર ભણેલા અડધું છકેલ બુદ્ધિ બહુ થયા;
ઠંડ દેશના રહેવાસીને ટેવ પડેલી તે જોઇ,
ગરમ મુલકમાં વસનારાએ વડિલોની અક્કલ ખોઇ. ૩
ઇંગ્રેજી ભણતર સાર્થક "બ્રયાંડીપોર્ટ" વિષે કીધું,
સુધારવાને બ્હાને આવું દુષ્ટ વ્યસન હોરી લીધુ;
દેખી શીખ્યાં ઘરનાં બાળક તથા અભણ બાળક જેવા,
જોતાં જોતાં (દેખાદેખી) મૂર્ખજનોને પડી ગઈ બુરી હેવા.
કોઇ પિયે લત લાગી તેથી—નહીં પિયે તો બેચેની,
કોઇક પરનારીને પાતા, આબરૂ લેવાને તેની;
કોઇક પિયે રતિસુખ માણવા, કોઇ રોગને મટાડવા,
કોઇ થાકને ઉતારવાને, કોઇ ચિંતા ઘટાડવા. ૫
કોઇ પિયે છે ચોરી કરવા, કોઇ વધારે ખાવાને.
ઘણા પિયે છે દેખાદેખી મઝા મારવાને બ્હાને;
એ મધ્યેનું એક કાર્ય પણ નિશા કર્યાથી નહિં સરે,
બેભાનીમાં સર્વ જાતનાં દુઃખો કેફ ચઢે વિસરે. ૬
નિશા ઉતરી જાય એટલે બમણે જોરે દુઃખ નડે,

ચિત્ત નહિં લાગે ધંધામાં ખુવાર થઈ પૈસો બગડે;
કરજ કરે કે ઠગબાજી, વિશ્વાસઘાતના ખેલ રમે,
જુઓ રમે કે બીજી અનીતિ કરવા ઉપર ચિત્ત ભમે. ૭
પૈસો ખૂટે તે મેળવવા પાપ કર્મથી લલચાશે,
પરણેલીનું શીલવ્રત પણ વ્યસનીથી નહિ જળવાશે;
ધાર્યું પાર પડે નહિ ત્યારે ક્રોધ કરી સ્ત્રી સાથ લઢે,
વાંક વગરનાં સ્ત્રી બાળકપર હરેક બ્હાને માર પડે. ૮
વફાદારીથી કામ શેઠનું કરે નહિ જ્યાં નોકર હોય,
નિશા-બાજનો નહિં ભરોંસો નોકરીમાં રાખે નહિ કોય;
માર્યો માર્યો ફરે બ્હાવરો ચિત્ત કશામાં ના ચોંટે,
હડકાયા કુતરાના જેવો જહાં તહાં રઝળે ચોટે. ૯

સાખી.

સઘળાં વ્યસનોથી થાય એમ બેહાલ,
ભંગીને ન મળે ભાંગ પડે નહિ તાલ.
ખાતા ખાખી બહુ ગંજેરીના માલ,
આળસુ અફીણી સુસ્ત રહે ચિરકાલ.
ટુંકામાં આપ્યો સાર વ્યસન-હેવાલ.

કુલીન ઘરના પુત્રો રોકો વૃત્તિ વ્યસન તરફ વળતી,
કેફ વિષયનું વર્ણન કરવા, ઇચ્છું આજે અલ્પમતિ. ૨

---

કેફતણી ગોળીઓ બનાવે કે માઝમનો પાક કરે,
કામી પુરૂષો નિશાબાજ થૈ ઇશકબાજીમાં મસ્ત ફરે;
નીચ હેતુ મનમાં રાખીને વ્યસન કરે છે અર્ધ ઘડા.
વિષયભોગમાં લહેજત આપે સમજે એવું મૂર્ખ વડા. ૧
કેફ કરીને નીચ વર્ણના લોકો માંહોમાંહિ લઢે,
એક બીજાનાં ખૂન કરીને પકડાતાં ફાંસીએ ચઢે;
સગો સગાને લાકડી લોઢું મારી વ્યથા કરે ભારે,
પછી બહુ પરતાવો કરતા કેફ ઉતરે છે જ્યારે. ૨
કેફ કરંતા પરવશ જીવો રસ્તામાં પડી આથડતા,
બાગું તુટું બિભત્સ મુખમાં જે આવે તે બડબડતા;
પશુ કરતાં પણ નબળી હાલત જ્ઞાનશક્તિની થાય ખરે,

ધીમે ધીમે બળે કલેજું આયુષ ઓછું થઇ મરે. ૩
દારૂ પીતા ઘણા દુર્જનો ભર જવાનીમાં મરી ગયા;
ઘણા થયા ઉદ્યોગ વિનાના દ્રવ્ય વગરના દુઃખી થયા;
બૂમો પાડે રોજ રોગની દુઃખાવો દિલમાં દાખે,
એવા નરની નારી બિચારી સુખનો સ્વાદ નહિં ચાખે. ૪
નાની સરખી વાત કહું જો હૈયામાં ચાનક લાગે,
નિષ્ફળ થાય નહિં કો કાળે રામબાણ સમ, જો વાગે;
રાજા એક હતો બહુ સારો મદિરાનો તે દ્વેષ કરે,
દેવીભક્તો વિપ્ર રાજ્યમાં વધી જવાથી શોક ધરે. ૫
ઉપાય તેનો કરવા માટે પંડિતોની સભા ભરી,
બુદ્ધિવંત પ્રધાને તેના યુક્તિ એક રચી જબરી;
લાખ રૂપૈયા દારૂ સીસો ગુણકા ગાય અને તલવાર,
એવી રીતે પાંચ વસ્તુઓ ઓરડીમાં રાખી તૈયાર. ૬
સભા વિષે ઊભો થઇ બોલ્યો ગાય મારી જે બ્રાહ્મણ ખાય,
અગર ગુણિકા ગમન કરે કે શીશીનો દારૂ પી જાય;
ત્રણમાંથી જે એક કરે તે લાખ રૂપૈયાનો હકદાર,
રાજા બક્ષિસ કરે ખુશીથી સંશય એમાં નહિ લગાર. ૭
વાત હમે તે ગુપ્ત રાખશું નામ પ્રકટ તેનું નહિ થાય,
ઇચ્છા જેની હોય વિપ્ર તે રાતે ઓરડી મધ્યે જાય;
એમ કહીને છુટી ગયા સૌ સભા વિસર્જન થૈ ત્યારે,
પંડિત એક હતો બહુ લોભી ઘેર જઇ તે વિચારે. ૮
વેશ્યા-ગમન અને તે સાથે ગર્ભ રહ્યાનો ડર રે' છે,
ગાય મારીને માંસ ભક્ષણે પાપ એવડું વળગે છે;
સીસામાંથી દારૂ પીતાં વાત વધારે નહિં જણાય,
નિશો ઉતરી જશે સવારે પાપ પછી એ નહિં જણાય. ૯
એમ વિચારી લોભી બ્રાહ્મણ રાતે ઓરડીમાં પેઠો,
દારૂનો સીસો કર ઝાલી વિચાર કરવાને બેઠો;
"બ્રાહ્મણ કેરી ઉચ્ચ જાત હું નહિ કરવાનું કામ કરૂં,
શાસ્ત્રથકી ઉલટો ચાલીને પરમેશ્વરથી નહિં ડરૂં. ૧૦
કાયા ભ્રષ્ટ થશે એનો હું વિચાર ચિત્ત ન કેમ ધરૂં ?
લાલચ લાખતણી કરતાં ભલું ભીખ માગીને પેટ ભરૂં;"

શુદ્ધ વિચાર ઉપર ઝટ છાયા માયા કેરી ફરી વળી,
અવળે રસ્તે ચઢયો અભાગી દુર્બુદ્ધિની ખીલી કળી. ૧૧
" સોમવલ્લિ રસ-પાન હમારા ઘરડા પૂર્વે કરી ગયા,
પશુ યાગનો ભાગ પામીને પાપી કોઇ નહી થયા.
પરાશરે આ કળીયુગમાં મના કરી તે ભલે કરી,
જરા દારૂ પીવાથી શું હું પાપી થઈ જઇશ અરી? ૧૨
દારૂ નિશામાં એક રાતરિ વહી જશે જાણે સ્વપ્નું,
જનમારાનું દળદર જાશે લાખે લક્ષ્મીવંત બનું;
નિર્ધન થૈ હું ફરૂં જગતમાં રોજ યાચના કરવાની,
દારૂ પીતાં સુધરે બાજી ચિંતા ટળશે રળવાની " ૧૩

## સાખી.

આ તુરંગમાં નિજ ભાન પ્રથમતો ભૂલ્યો,
પીધા પછી પડદો દુષ્ટમતિનો ખૂલ્યો;
નિશો ચઢતાં બેભાન તમોગુણ ફૂલ્યો.
શુદ્ધી તેની તદન ગઇને ક્રુર પશુસમ થઈ ગાત,
કેફ વિષયનું વર્ણન કરવા ઇચ્છું આજે અલ્પમતિ. ૩

---

નીશામાં ચકચૂર બન્યો તે બ્રાહ્મણપણું ગયો ભૂલી,
રાક્ષસવૃત્તિ તમોગુણની રગે રગે પ્રસરી ફૂલી;
જઠરાગ્નિની જ્વાળા કેરી ચઢી ગઇ મસ્તક ગરમી,
કર તલવાર લઇને દોડયો ગાય તરફ તે કુકર્મી. ૧
ગાય વધેરી માંસ—ભક્ષણે જઠરાગ્નિને તૃપ્ત કર્યો,
કાળરૂપ વિકાળ સરીખો કાળ મારતો વેગ ભર્યો;
પેટ પડયો ખોરાક એટલે કામાગ્નિ સંદીપ્ત થયો,
આંખ મીચતો મ્હોં મચકોડી દોડી વેશ્યા પાસ ગયો. ૨
તેની હારે બળાત્કારે કર્મ કરીને નર્મ પડયો,
મુડદા માફક-લોથી ઊંઘ્યો જાગ્યો દિવસ પ્હોર ચઢયો;
પ્રધાનજીએ તહાં જઇ તજવીજ કરી જ્યારે જોયું,
પાપ કર્યાં ત્રણ શરત ન પાળી ઇનામ લાખતણું ખોયું. ૩
ભાન આવતાં સઘળું જોઇ પસ્તાવા લાગ્યો મનમાં,
" ચાર પાપના કલંકવાળો શું મ્હોં દેખાડું જનમાં ? "

સાખ ગઇ ને લાખ ગુમાવ્યા બ્રાહ્મણ કેરી દેહ ટળી,
આ જીવ્યાથી મરણ ભલું કહીં આત્મઘાતથી સિમા વળી.૪
વાંચીને આ વાત સજ્જનો મનન કરી ચિત્તમાં ધરશે,
કેફ નામથી અળગા રહેશે કેફી સંગે નહિ ફરશે;
ઘરડા અનુભવિ શા'ણા પુર્વજ વેદ શાસ્ત્રના અધિકારી;
સોમ રસાદિક દારૂ પીવા મૂળની બંધ કરી ન્હારી. ૫
અનર્થ એથી ઘણા નીપજે નહિં ફાયદો એક દિશે,
"મગજ તેજ રહે" એ કહેવું મૂર્ખતણી કલ્પના વિષે;
દેશ આપણો ગરમ હવાનો એમાં સીતલતા થોડી,
થંડ દેશમાં દારૂ સરખા પદાર્થપર પ્રીતી જોડી. ૬
એ લોકોનો પરિચય થાતાં સોબતની અસર લાગી,
દેખાદેખી પીવા લાગ્યા અલ્પ ભણેલા દુર્ભાગી;
ગરમ દેશના બંધારણને ન્હા પણ માફક ના આવે,
તો પછીં દારૂનું શું કહેવું? શરીરમાં વ્યાધિ લાવે. ૭
બ્રાહ્મણ ક્ષત્રિ અને વાણિયા મિજબાનીનું મીષ ધરી,
એકાંતે બદફેલી રમવા ગ્લાસ ઉડાવે ભરી ભરી;
વ્યસન કરી નિર્મૂળ થયા યદુવંશતણા ન્હાના મ્હોટા,
દારૂડિયાએ નિજ બેટી વહુના વાળ્યા ગરબડગોટા. ૮
આર્ય ભાઈ બેનને ઇતર જન, શિખામણ મન લો સારી,
શરીર સંપતિ અને સંતતિ ત્રણની કેફ કરે ખ્વારી;
પેગંબર મહમદ સાહેબે અરબસ્તાન ગરમ ધારી,
તુર્કસ્તાન તથા આફ્રિકા–શરાબ સઘળે ધિઃકારી. ૯

## સાખી.

શુદ્રોએ કીધો ઠરાવ તજવા દારૂ,
ઓ બ્રાહ્મણ ક્ષત્રિ ભાન ગયું ક્યાં તારૂં?
વટવંત વણિક પુત્રને નથી એ સારૂં,
સેવક **અંબાલાલનું** વચન કર પ્યારૂં.
હરેક વાતે હરગીજ માનો કેફ કરે સુખ નથી રતિ,
કેફ વિષયનું વર્ણન કરવા ઇચ્છું આજે અલ્પમતિ. ૪

## દેશાભિમાન વિષે.

### લાવણી.

ઓ ભરતવાસી દેવતા, દિસો ઊંઘતા, થાવ જાગતા ઊંઘ ઉરાડો;
ક્યાં લગી હવે નિજ સંતતિને રંજાડો ?
કર જોડીને વિનતી, કરે લઘુ મતિ, દેવીઓ સતી તમે પણ જાગો:
છપનમાં લીધો તમે ભોગનો લાગો.
આરોગ્યાં બહુ બળિદાન આદમ હેવાન, ક્યાં હેરાન ન રાખ્યું બાકી;
કૉલેરા જ્વર ને પ્લેગ દેવિ ના થાકી.
આકાશથકી વરસાદ–તણો પરસાદ, ન ચાખ્યો સવાદ આગલી સાલે:
પરિણામ તેનું આ સાલ, બહુવિધ સાલે.
વિક્રમ સંવતની પ્હેલ દ્રવ્યની રેલ, કરાવે સ્હેલ ભરતભૂમિમાં;
તે દિનથી પડતી થઈ આજ સુધીમાં.
નીતિ પણ ઉત્તમ હતી, ઇશ્વિરી ગતિ, ન પાપે રતી રતીપુર કરતી;
ચારે વર્ણો નિજ ધર્મ સાચવી ફરતી.
મર્યાદા ના મૂકતી ન આડી જતી, ન રજ ચૂકતી ન્યાય આચરણે;
રાજા પણ ડાંપણ ધરી રહે ગુરુ શરણે.

### ઝુલ.

ના લોભ ચિત્તમાં વસે,
દુર્જનથી આઘા ખસે,
પર રાજ્ય ઉપર નવ ધસે,
શત્રુને દમપર કસે,
રૈયતનું મ્હોડું હસે,
ગુણિજન હરખાતા જશે,
સૌ મગ્ન પોતિકે રસે,
ક્યારે ફરિ અહીં દેખાશે એવો દાડો;
ક્યાં લગી હવે નિજ સંતતિને રંજાડો ? ૧

વધ્યું વિદ્યાથી ધન માન, થયો અભિમાન, બન્યા ગુલતાન ચર્મરસ ચાખ્યા;
પડતી થાવાની પ્હેલ નિશાની દાખી.
મદ ગર્વે છાકી ગયા, બેતુમા થયા, કેફમાં વળા છણાયા કલેશે;
કુસંપે કરમઈ ગયા, હણાયા દ્વેષે.

પદભ્રષ્ટ થયા બ્રાહ્મણો, ધર્મ જેમનો વખાણ્યો ઘણો બિજી ત્રણ વર્ણે;
શ્રુતિ શાસ્ત્ર પઠન નવ કર્યું સૂણ્યું નહિ કર્ણે.
ખાવાનું ઉત્તમ ગળ્યું, વિના શ્રમ મળ્યું, નહિં મન વળ્યું વેદપર પ્રિતે;
થોડે થોડે ઓલાદ બગડિ એ રીતે.
તંત્રે બતલાવી બ્હીક, રળ્યા ધરિ બીખ, ન દીધી શીખ, રૂડી રાજાને;
રીબાવી રાજા કને રાંક પરજાને.
નૃપ મરજી સંપાદને હાજી હા ભણે, ગ્રંથ પણ બને નવા મનગમતા;
ક્ષત્રી છોડી કૂલધર્મ પ્રજાને દમતા.
રાજા પરણી બેચાર પુત્ર પરિવાર, થાય દસબાર જુદી નારીથી;
ક્યાં પ્રેમ વસે ! જ્યાં જૂદાં લોહી જારીથી.
ઇર્ષાનો થતાં પ્રવેશ, બુરા ઉપદેશ, કરાવે કલેશ એક બીજાને;
માંહોમાંહે લઢી મરે નફો ત્રીજાને.
ખૂવાર થયો સૌ દેશ થવાથી કલેશ, પછી પરદેશ ઊલટી આવ્યાં;
હિંદનાં વડાં બહુ રાજ્ય લઢી ધ્રૂજાવ્યાં.
મ્હોટા પાયો મજબૂત, ક્ષત્રિના સૂત, હતા રજપૂત હારવા લાગ્યા,
કુસંપ ઘેન તજી એક થવા નવ જાગ્યા.

ઝૂલ.

વિદ્યાના ગર્વે કરી,
ઇર્ષા બ્રાહ્મણમાં ભરી,
જૈનો સાથે બાકરી,
બાંધી હઠથી આકરી,
ખૂબ લઢયા ક્રૂરતા ધરી,
પક્ષે નૃપતિ ઉતરી,
બની ગયા પરસ્પર અરી,
એકકેની ના સુધરી,
બાજી બહુ ગઇ વીખરી,
નાના પંથે પાથરી,
કુસંપ વાણિ વૈખરી,
માંહો માંહે વાપરી,
શક્તિ લઢવાની ખરી,
હાર્યા હિન્દુ-હય કરી;

મુસલમાનોને વરી,
હિંદની ચંદ્રમુખ પરી,
એ દેવ દયાળુ દાસપણું દૂર કાઢો;
ક્યાં લગી હવે નિજ સંતતિને રંજાડો ? ૨

બે પરવૈનું પરિણામ, થયાં સુખ શામ, આર્ય એ નામ નષ્ટ થઇ ચાલ્યું;
વિદેશીએ આવીને સજડ ઘર ઘાલ્યું.
તેં આત્મ નહિ ઓળખ્યું, વેદમાં લખ્યું, ઋષિએ ભખ્યું દીર્ઘ જ્ઞાની એ;
નિયતિના નિયમ અનુસાર થઇ હાની એ.
આચાર ભ્રષ્ટ નાપાક, થયા જન રંક, નથી એ વાંક કોઈ હજરતનો;
બળીઓ નિર્બળને ખાય, નિયમ કુદરતનો.
શિવનો શરીરે ધરિ અંશ, ક્ષત્રિનો વંશ, થયો નૃપ હંસ ભૂપ શિવાજી;
ઇચ્છયું એણે આર્યની સુધારૂં બાજી.
લીધું નૃપ નીતીનું જ્ઞાન, હતો બળવાન, લગાવી તાન ઐક્યતા કરવા;
મોગલો કરી વશ આર્ય ધર્મ ઉદ્ધરવા.
પણ પાપ કર્મનું જોર, હતું ભરપૂર, તેથી એ શૂર, પૂરો નહિ ફાવ્યો;
એના વંશજમાં ગુણ ના એનો આવ્યો.
સરદારો ફૂટી ગયા, સ્વાર્થમાં વહ્યા, પેશવા થયા પાછલા નબળા;
કુસંપ બીજે રોપતી મૂળેથી અબળા.
વિલાયત પણ હુપડી હિન્દપર પડી, કંપની વડી બહાદૂરોની;
કળ બળથી સ્થાપ્યું રાજ્ય જાગીને જોની.

ઝુલ.

વ્હાડી ચુગલી ફેલાઈ,
વ્યભિચાર નરકની ખાઈ,
વધી ગયાં કપટ છળ ધાઈ,
રજપૂતો અફિણ પી પાઈ,
ચકચૂર બન્યા લપટાઈ,
લઢી મુવા બંધુ પિતરાઈ.
અજ્ઞાન રહ્યું પથરાઈ,
મોહે બુદ્ધિ ઢંકાઈ,
સમજો મુજ આર્યો ભાઈ,

બીસેંટ એની મહા માઈ,
શીખામણ દે સુખદાઈ,
જો ધરો મને હરખાઈ,
ફેલાય ખરી સુધરાઈ,
ધર્મે પૂરાઇ જશે ખામીનો ખાડો;
ક્યાં લગી હવે નિજ સંતતિને રંજાડો ? ૩

ઓ આર્યબન્ધુ મુજ ભ્રાત, સુણો કહું વાત, અસલ હમજાત નિતી બળવાળી;
સાધવી ભરતભૂમિની પ્રજા સંભાળી.
કાયદા કર્યા બળવંત, ધરીને ખંત, કોઈ જીવ જંત ત્રાસ ના પામે;
સૌ સૌને મારગ જઇ ઠરે નિજ ઠામે.
સુવર્ણ કલસ ને થાળ, ક્ષત્રિના બાળ, વાપરે છાલ વસ્ત્ર મુનપુત્રો;
ઈર્ષા મત્સર દૂર કરે, શાસ્ત્રનાં સુત્રો.
આચાર અને વ્યવહાર, શ્રુતિનો સાર, રચ્યો વિસ્તાર સ્મૃતિમાં સારો;
ઇતિહાસો માંહી ભર્યો નીતિનો ભારો.
ખીલતાં ઘરોઘર બાગ, યજ્ઞને યાગ—થતાં નિજ ભાગ દેવને મળતો;
સંતુષ્ટ થતાં દેવતા ક્લેશ નવ કળતો.
એ જતા રહ્યા સુખી દિન, યવનનો દીન જાગતાં દીન—થયાં નરનારી;
આ આર્યભૂમિની ઉંચી દશા પરવારી.
સ્વાતંત્ર્ય ગયું પાતાળ, થયા બેહાલ, આર્યનાં બાળ દુકાળે પેઠાં;
મરતાં ઉગર્યાં તે બૂરી દશામાં બેઠાં.
વ્યાપી રે'તાં અજ્ઞાન, ઘણું અપમાન, ખમે નાદાન દાસ થૈ રે'છે;
પડતામાં પડતી વધે, અનુભવ કે'છે.
જો હોય સમજ કે સાન,—દેશ અભિમાન, ભુલેલું ભાન ફરી ચેતાવો;
પરતંત્રપણાનો અંત ખંતથી લાવો.
મારૂં પોતીકું કહે, પ્રેમરસ વહે ચિત્ત પણ ચહે, ભલું હિત ચણવા;
નિજ દેશ વતનીને સગી માત સુત ગણવા.

ઝૂલ.

એથી થાશે કલ્યાણ,
સૌનું એકજ હિત જાણ,
જેની છે એકજ ખાણ,
માતા આ હિંદુસ્તાન,

હિન્દુ કે મુસલમાન,
પુત્રો છે સર્વ સમાન,
નહિ ધર્મ વેશ કે વાણુ,
જૂદાં હોવાથી હાણુ,
નહિ ત્રીજો કરો દરમ્યાન.
એ ભાઇ એમ નિર્વાણુ,
કરશો તો ઉગશે ભાણુ,
અંતરમાં પ્રકટે જ્ઞાન,
નીતિનું સત્ય નિશાન.
એકતા થતાં તોડશો મહા ગિરી પ્હાડો;
ક્યાં લગી હવે નિજ સંતતિને રંજાડો ?

---

## દેશ સ્થિતી.

### લાવણી ૨.

જોતાં દેશ ફરી ફરી, નાનાં મોટાં ગામ;
પીડાતા ભુખમારથી, દીઠા ગરિબજનો મેં તમામ.
અજબ પરીણામ બન્યું એ.

દેશીજન દુખીયારા, બર્યા દુઃખતણા ભારા, આંખે વહે આંસુ ધારા,
ભુખ નથી શમતી—દિનાનાથ સુણો ભુખ નથી શમતી.
ભીખારી થયા છે શેઠ, કરે રાત દીન વેઠ, પુરૂં ભરાય ન પેટ, પિડા બહુ દમતી;
રડે કંગાલોનાં બાળ, તેની કોણુ લે સંભાળ, થવા લાગ્યા બુરા હાલ, ટળવળી મરતા.
—દીનાનાથ સુણો ટળવળી મરતા,
પુરૂં પેદા નહીં થાય, અન્ન ક્યાંથી લાવી ખાય! હૈયે લાગી રહી હાય, ન રહે થીરતા;
એવું દીસે ઘણે ઘેર, જઇ જૂઓ શે'રે શે'ર, નહીં દીસે જરા ફેર, દયા દીલ ધરો.
—દિનાનાથ તમે દયા દીલ ધરો.
એવી ગતી કેમ થઇ, આબાદાની કહાં ગઇ, ખ્યાલ ઊંડો મન લઇ દરીઆફ્ કરો;
એનાં કારણો અનેક, સ્વભૂમિનો રાખી ટેક, અહીં કહું થોડાશેક, ઉરમાં ધરજો.
—પ્રિય દેશી તમે મનમાં ધરજો.
અલ્પમતીઅતીમારી, લખીશકુંનવિસ્તારી, ચિંતાથતીમનેભારી, શુભઆચરજો.

સાખી.

વિદ્યા હુન્નર ને કળા, કારીગર વળી લેશ;
એ સૌ ભ્રષ્ટ થઇ ગયાં, તેથી ગરીબ થયો નિજ દેશ.
ખરાબી એ થઈ મોટી. ૧

વણકર ને લુહાર, થયા અતીશે ખુવાર, કરી ધંધાને જુહાર, નવરા બેઠા;
લોહા સુતરની વસ્ત, પરદેશની સમસ્ત, આવી કીધો અહીં અસ્ત, દુઃખમાં પેઠા.
નવી તરેની સફાઇ, તેની સાથે સસતાઇ, જોઈ મોહ્યા દેશી ભાઈ, ખરીદે હરખે;
મજબુતીનો વિચાર, કોઇ કરે ન લગાર, આંધા અજાણ ગુમાર, હીરા શું પરખે ?
બહુ ભભુકો જણાય, વ્હેલાં ફાટી તુટી જાય, ખર્ચ ત્રણ ઘણું થાય, જુઓ વિચારી;
માત્ર દેખાવામાં સારી, પણ વાપરે નઠારી, અનુભવ કરનારી, ધારી ધારી;
સફાઈ સાથે ટકાવ, બંને ગુણનો જમાવ, દેશી કળાનો પ્રભાવ, કરશે જ્યારે;
પરદેશ જતું ધન, અટકી જશે તદંન, થશે દેશીનાં પ્રસન્ન તનમન ત્યારે;

સાખી.

કુસંપે ઘર ઘાલીઉં, કીધા કલેશ કંકાસ,
સદ્‌વિદ્યા ના સંઘરી, પરિણામે પડે હવે ત્રાસ, પાસના દમડી દેખે.

બીજ કુસંપનાં રોપ્યાં, માન વડીલનાં લોપ્યાં, રક્ષપાલ દેવી કોપ્યાં, કચરી નાખ્યાં.
સગાં વા'લા મધ્યે વેર, જુદા ધર્મો સાથે ઝેર, કુડા પંથે કીધો કેર, પશુ સમ રાખ્યાં.
નીતિ વિદ્યા નહીં ભણ્યા, કામાદી અરી ન હણ્યા, પરદેશીઓએ છણ્યા, વારંવારે;
ખાધી ક્ષત્રીઓએ હાર, પડયો માથે બહુ માર, ધન લુંટાયું અપાર, રવડયા ત્યારે;
કેર કીધી અણુહદ, નીતિતણી મૂકી હદ, રજપૂત નામરદ થવાથી બગડયું,
ખાખી વેરાગી લંગોટી, પે'રી ભોળી પ્રજા લૂંટી, ડોકી કુસંપની ખૂંટી,
દુઃખ આવી ચઢયું;
વિપ્રો ન થયા ભણેલ, છાકી થયા શઠ છેલ, રેડી કુમતીની રેલ, નદી ફૂલાવી;
બીજી વર્ણોને બગાડી, ફેંકયા ઊંચેથી પછાડી, અંધારામાં હાંકી ગાડી, નાંખ્યા ડૂલાવી.

સાખી.

મન બુદ્ધિ બળ શરિરનું, બની ગયું નિઃસાર;
તેથી વા'લા દેશીઓ, દુઃખ આવી પડે છે અપાર.
એ પણ એક કારણ મોટું. ૨

નાની ઊમરની બાળા, કરે કામતણા ચાળા, બદફેલ તણી માળા, ધરતી કંઠે;
ટુંકી વયમાંથી બાળ, છોડી દેઇને નિશાળ, બુરી સોબતે બેતાલ, થઇને વંઠે.

મૂર્ખ માને બાપ ઘેલાં, પુષ્પ વય થતાં પે'લાં, કરે વહુ વર ભેળાં, પ્રજા નિપજાવે;
કાચું બીજ ને જમીન, પેદા કરે ફળ લીન, બળ બુદ્ધિ તેજ હીણુ, ક્ષિણુ થઈ જાવે
શાસ્ત્ર મુકયાં છે વિસારી, ન બતાવ્યા બ્રહ્મચારી, વિદ્યા ક્યાંથી શીખે સારી,
અને સંસારી.
બચ્ચાં બે ચારેક થાય, ત્યારે બાપ મરી જાય; ક્યાંથી પુરૂં કરે માય, દુઃખ નીવારી.
ભૂખતણી આગ લાગે, બૈરી આભુષણુ માગે, ત્યારે ઉંઘમાંથી જાગે, વર બીખારી.
પેટ ભરવાના સાંસા, બૈરી નાંખતી નિસાસા, આવી ઘાલે ગળે ફાંસા, કુટણી નારી;
ઘણી આળસુના પાડા, શોધે ગાંજાના અખાડા, આંખે પડી જાય ખાડા, કેફકરવાથી
સૂઝતો નથી ઉદ્યોગ, વળગે છે બહુ રોગ, લાગ્યા પરણીના ભોગ, ખર મળવાથી.
પાડે ચોર સાથે પાનું, જઇ શોધે જુઆખાનું, છળ કપટથી છાનું, કરતા કાળું.
એવા અભાગીની નારી, દુષ્ટતણી દુખિયારી, પીડા ભોગવતી બારી, કરે છીનાળું.
નાના વરતણી નાર, શોધતી ફરે છે જાર, શક્તીહીણુ ભરતાર, કરતા ચોકી;
તન મન ધને રાંક, થતાં વાળ્યો આડો આંક, કાઢી નારીતણો વાંક, ન શકે રોકી;
એવી અનીતિની નદી, વહી કરે બહુ બદી, હવે ટુંકી વાત વદી, કરૂં છું પૂરૂં.
આર્ય વડીલોના ચાલ, બગડી ગયા છે હાલ, સુધરે ન કહે લાલ વધશે, બુરૂં.

સાખી.

ટૂંકામાં હું વીનવું, વધુ સમજવા કાજ;
દેશી દાઝ દિલે ધરી; સુધારો દર ન્યાત રીવાજ.
સુખી થવા જો મન ઇચ્છો.

---

## જાત વિશે.

### લાવણી ૩.

(ગોવાલણુ કહેતીરે તું સુણુ કાના, તેરે ગોકુલમેં નહિ રહેના—એ રાગની).

સાંભળો દેશીજન સઉ ગુજરાતી, અસલ કેટલી જાતી ?
અસલના આર્યતણી ખ્યાતી, હમણાં શું ગતિ થાતી ?
વેદમાં વરણી કેવળ જાતી ચાર, ધરિ કર્મ ઉપર આધાર;
લગ્નના ધારા બાંધ્યા સ્મૃતીમાં સાર, તેથી થઇ બીજી વાર;
જાત કેવી કહેવી તે જાણુ, લેતા'તા બીજ પ્રમાણુ;
જાત ના કદી ગણાતી ક્ષેત્ર સમાન, પુરૂષથી થતું પિછાન;
લગનના નીયમને અનુસરી, પરણી ઘરમાં સંઘરી;

ગમે તે સાથે નહિ સંચરી, સંતતી વરથી પેદા કરી.

**સાખી.**

જ્યારે બંધન ના હતું, શરમતણું શું કામ ?
જે સાથે નારી રમી, ખુલ્લું બતાવતી તે નામ.
બીજનું ખરૂં નામ દઇ હરખાતી, અસલ કેટલી જાતી ૧

શાસ્ત્રનું બંધન જ્યારે આવી અડચું, લજ્જાથી ડરવું પડચું,
ભૂલિ જારી રમતાં જે ફળ નીવડચું, કહેતાં તે વિઘ્ન નડચું;
કહેવાય ક્ષેત્રનો માલિક તાત, પણ ફળ નહિ તેની જાત;
બીજની જાતની સાચી વાત, જાણે વ્યભિચારીણી માત;
પછી સમજાતી પરણવા ચાલ, બાંધવો પડચો તત્કાલ,
તેથી પણ બીજ જુદાનો ખ્યાલ, નથિ કરી શકાતો હાલ;
બ્રાહ્મણ યોનીને નમસ્કાર, કહેવત કીધી સંસાર;
ના રહ્યો બીજ ઓળખ આધાર, બની ગયા વિપ્ર લાચાર;

**સાખી.**

એ રીતે બહુ જાતનું, મિશ્રણ થયું અપાર;
વિચાર બુદ્ધિ બગડતાં, જૂદા જૂદા થયાં આચાર.
એમ થઇ જાત વિષે ભાતી, અસલ કેટલી જાતી ? ૨

વળિ આર્ય પ્રજાએ છત્યા દેશ, ત્યાં જઇ કીધું કમવેશ.
તે હવા પાણીને માફક એશ, તેવો કીધો ત્યાં વેશ,વતનીની રીતો લીધી વળી.
રે'વા સાથે હળી મળી, લગ્નથી એ બે જાતો સાથે ભળી, તેમાંથી બહુ નીકળી,
એ ચાર પાળનું ટુંક તળાવ, ફરતાં થોડાં શેક નાવ, ધીમેધીમે કરિ બહુ જમાવ;
ફાટી કીધો ફેલાવ, નદી માફક થઇને તે પાણી વહ્યું, ઝાલ્યું કોનું નવ રહ્યું.
ખાડમાં જ્યાં જ્યાં જઇ તે ઠર્યું, નામ જુદું ત્યાં ધર્યું.

**સાખી.**

ગામ નામ આચાર ભેદ, મમત ક્લેશ અભિમાન;
એથી પણ જાતો વધી, ના રહ્યું અસલનું ભાન.
થવા માંડી છે એથી ઘાત અસલ કેટલી જાત ? ૩

પંડિત પૂરા હોય વિદ્વાન, ધરી દેશતણું અભિમાન.
રાખી નિજ બિજતણું એ માન, ધરશે આ બાબત ધ્યાન.

હદપાર જાતિથી થાયે ક્લેશ, નહિ સંપ દિસે લવલેશ,
ખોળે ન મળે વર કન્યા લેશ, જોડાય કજોડ હમેશ,
હુંકામાં ફાંફાં મારી મરે, કોહી છાસ ઉકરડે ધરે.
અતિ પાપ થાય તેથી નવ ડરે, દુખસાગર ક્યાંથી તરે.
બહુ જાત વધી તે થોડી કરો, વેદ નિયમ આદરો,
રોટી વ્યવહારે બેટી વરો, નીકળશે સુખનો ઝરો.

**સાખી.**

દાઝ હોય જો દેશની, શાસ્ત્ર રણે રણધીર;
વેદ શસ્ત્ર કર લઇ લઢો, હીમત ધરિ ગંભીર.
પ્રજા સુખમાં થાશે માતી અસલ કેટલી જાતી.

## શિખામણ વિષે.

### લાવણી ૪ થી.

રાહ ઉપર પ્રમાણે.

સજન સૌ સુણજો શુભ વાણી, શિખામણ શાસ્ત્ર દિયે શાણી—ટેક.
પિઓ નિર્મળ વિદ્યા પાણી, નીતિની રીત રૂડી જાણી.
ભર્તરી રાજાની રાણી, નીચ સોબતમાં લપટાણી,
પછી દુઃખ પડતાં પસ્તાણી, આખરે થઇ ધૂળધાણી,
કપાળે લખિ નથિ નીશાની નીચની ઓળખ-એંધાણી,
કરણી કરે જગતમાં તે જાણી, જાત લેવી તે પીછાની.

**સાખી.**

તરેંવાર સંસાર છે આ, અજબ તરેંના ખેલ;
પેલે પાર તરી જવું, એતો બહુ મુશકેલ.
જુઓ તમે અનુભવથી નાણી, શિખામણ શાસ્ત્ર દિયે શાણી. ૧
બહુ જન સાથે કામ પડે, બધા મનગમતા ના નીવડે;
કેટલા કામ કરી બબડે, ડબાવી ભાર તળે રગડે.
ડામ દઇ વારંવાર નડે, ફુલણજી એ છલકાઇ લડે;
ભલા જન કેંવાતા ભોળા, ભર્યા ભૂંડાઇતણા ગોળા;
ખરે સારા એથી ગોલા, પ્રથમથી નહિ બોલબોલા.

સાખી.

કામ કરિ કહિ બતાવવું, નહિ સજ્જનની રીત;
તો પછી કહિને દબાવવું, વિષ થકી વિપરીત.

અસુર બુદ્ધિ એ મકરાણી—શિખામણ શાસ્ત્ર દિયે શાણી. ૨

કેટલા કામ કરે કાચું, બોલવામાં જબરૂ ડાચું,
ચહે પણ કરિ ન શકે સાચું, મુરખ એ મિત્રથી નહિ રાચું,
દુશમન દાનો સારો કહિયે, મુરખની મૈત્રી ના ચહિયે,
મુરખથી દૂર સદા રહિયે, નકામો ભાર નહિં વહિયે;

સાખી.

ગફલત કરી મરાવશે (જે) મિત્ર મુરખ જન હોય;
સંકટમાં સપડાવશે કામ ન સુધરે કોય,

મુરખ છે પશુસમા પ્રાણી, શિખામણ શાસ્ત્ર દિયે શાણી. ૩

કેટલા કપટ કરે કૂડું, મુખે બોલે રૂડું રૂડું,
જજો એ દુર્જનનું મૂડું, ઝેરી સાપ થકી ભૂડું,
કહી હા કામ નહીં કરશે, ભરોંસો આપી છેતરશે;
મધૂરૂં મ્હોડે ઉચ્ચરશે, પેટ વિશે પાળી ધરશે.
એવાથી કામ નહીં સરશે, દેવ પણ એવાથી ડરશે,
દુર્જનો પાપ ભાર ભરશે, અંતે નરકે સંચરશે.
નહિ એ ભવસાગર તરશે, પ્રભુ પદથી પાછા ફરશે;
એવા જન દુઃખી થઇ મરશે, ફરીથી રાક્ષસ અવતરશે.

સાખી.

વિશ્વાસે રાખી બગાડે, નીચ જાત પરમાણ;
વિશ્વાસે ઠગિ ન્યાલ થાય, બીજા ફેર નર જાણ.

ભરે પેટ કુતરાની કાંની, શિખામણ શાસ્ત્ર દિયે શાણી. ૪

કેટલા મતલબના પૂરા, સાધવા નિજ અરથે શૂરા,
ખુશામતખોર બહુ બુરા, ફસાવે વાતે નિષ્ઠુરા,
માન મુકે મતલબ માટે, ગુલામી કરે ગરજ સાટે,
જીભે દાતાના પગ ચાટે, રહે નહિ માણસને ઘાટે,
જવું નહિ એવાની વાટે, બાયલા સંગે શું ખાટે,
મરદના મસાણમાં જાવું, હીજડા સાથ નહિ ખાવું,
અઘટતું માન નહી ચ્હાવું, ગીત ગુણીજનનું ગાવું.

સાખી.

દાના દાઝ ગરીબની, જાણી કરે ઉપકાર;
ગુણ કરી બીજાપરે, જીભ ન કરે ઉચ્ચાર.
સુખે તરી જશે મઝા માણી—શિખામણ શાસ્ત્ર દિયે શાણી. ૫

---

## શ્રૃતિ સ્મૃતિ ને પુરાણ.

### લાવણી ૫ મી.

પૂરાણ વેદ ને સ્મૃતિ, આર્યની કૃતિ, કરે જાગૃતિ ઉંઘ ઉરાડે,
અજ્ઞાન તિમિરને હણે તેજ દેખાડે.
એ આર્ય ધર્મનાં મૂળ, અતી અનુકુળ, એમનું મૂલ કરી ન શકાયે,
એ ત્રણે એક ઇશના ગુણ યશ ગાયે.
દેખીતાં જૂદાં પડે, પરસ્પર લઢે, વિવાદે ચઢે, મુરખ અજ્ઞાની,
સિદ્ધાંત સર્વેનો એક સમજશે જ્ઞાની.
જૂદા જૂદા નામથી, જૂદા ભાવથી, મુનીએ મથી, એક ઇશમાંથી,
ખેંચી કાઢ્યા છે ગુણ જુદી ઉપમાથી.
ભાષા પૂરી ના ભણ્યા, વેદ નવ ગણ્યા, વેંમ ના ચણ્યા, કોટ ને કિલ્લા,
બહુ પંથ પકડીને કરે પરસ્પર ગિલ્લા.

ઝૂલ.

માંહો માંહે વીવાદ,
કીધા રાખી ઉનમાદ,
બીગાડયો અમૃતસ્વાદ;
પોતે પોતાના પાદ,
ભાંગી કીધા બરબાદ,
ઐક્યતા માન મરજાદ,
તોડયાં કરિને કટુનાદ,
સાંભળી ન કોયે દાદ,
વીરોધે વનચર વધી, અસલને પાડે-
અજ્ઞાન તિમિરને હણે તેજ દેખાડે. ૧

શ્રુતિઓ સૌ પે'લાં બની, ધ્રુનિ વેદની, ખરા હેમની, મુનીની માળા;
ચિર ટકે કાટ ના ચઢે દિસે રવિજ્વાળા.
વિશેષણ બહુ વાપરી, સ્તુતિઓ કરી, ખુબી ઇશ્વરી, ખરી દરશાવી,
સૃષ્ટી રચનાની બધી વિગત બતલાવી.
ચો વેદ સૂખની ખાણ, કરે કલ્યાણ, બ્રહ્મ નિર્વાણ-જાણ તે કરશે;
સમજી માનવ ચાલશે સુખે ભવ તરશે.
પણ વેદતણો અભ્યાસ, થવાની આશ, તણો આભાસ, મને નવ લાગે,
શું વેદ ભણી જૈ વા'લ બરોબર માગે ?
ઉત્તેજન ક્યાં નવ મળે, ન દમડી રળે, રાજ્યમાં મળે, નહીં શ્રોત્રીગો;
શૂર્તીને લંપટ શું કરે ? હોય સો સ્ત્રીઓ ?

ઝૂલ.

નૃપતી નિપજે નાદાન,
શ્રોત્રિયને દે નહિ દાન;
જનમંડળ પણ હેરાન,
અજ્ઞાન અને બેભાન;
ના યોગ્ય કરે સનમાન,
શું કરે મેળવી જ્ઞાન ?
શૃતિ વિના આર્ય સૌ, પડે પાપને ખાડે,-
અજ્ઞાન તિમિરને હણે તેજ દેખાડે. ૨

---

વેદનો લઈ આધાર, સ્મૃતીમાં સાર, ધર્મ આચાર, ચાર આશ્રમના;
વર્ણ્યા તેતો કાયદા ઋષી પરિશ્રમના.
મનુ યાજ્ઞવલ્કય વિગરે, સુધારા ધરે, ગ્રંથમાં ભરે, લોકહિત કાજે;
જાણે એ ચંદ્ર પ્રકાશ રૂપા સમ રાજે.
નૃપ નીતિતણું વ્યાખ્યાન, ઉંડું ધરી ધ્યાન, કર્યું બહુ બ્યાન, વિગત વીસ્તારી;
આચારતણી રૂઢિઓ બતાવી સારી.
સંસારે સાતે વાર, કોટી પ્રકાર, તણા વ્યવહાર, થતાં દિન રાતે;
તે સુલેહથી ચાલવા લખ્યું ભલિ ભાતે.
સર્વોત્તમ એ કાનૂન, નથી કાંઇ ન્યૂન, મુનીનું પુન્ય, સર્વથી મોટું;
ઉલ્લંઘન તેનું થતાં થઈ ગયું ખોટું.

ઝૂલ.

માની ન મુનીની શીખ,
ના ગણી ગુરૂની બીક,
માગવી પડે છે ભીખ,
બ્રાહ્મણો થયા ધિકધિક,
ના રહી ક્ષત્રિમાં તીખ,
વૈશ્યો વરતે નહિ ઠીક.
ફાસો મારીને ઠીક ગયા ચઢિ તોડે,—
અજ્ઞાન તિમિરને હણે તેજ દેખાડે. ૩

---

છે પુરાણુમાં પણ માલ, અસલી હેવાલ, બતાવે હાલ, તાલ પણ તૂટયો;
કાચી માટીનો બન્યો કોટ તે ફૂટયો.
આપી અદ્ધરી ઉપમા, થઇ બે તમા, તેમના સમા, ગયા બદલાઈ;
સાચી ખોટા ખાડમાં પડી ઢંકાઈ.
સાચાનો થોડો ભાગ, અસત્ય અથાગ, દોરીનો નાગ લખી ડર દાખ્યો,
અતિશય ઉક્તી વાવરી નિયમ ના રાખ્યો.
પૂરાણુ પિત્તળની જાત, મળી બે ધાત, ચઢયો બહુ કાટ, નહીં વપરાતાં,
ચક્ષૂ તારા તેજથી નથી હરખાતાં.
આટામાં લુણુ સમાય, મથે નહિ માય, કદી ભેળાય, લુણમાં આટો,
વળગાડયો ખોટું લખ્યું વે'મનો પાટો.

ઝૂલ.

કર્તાનો મૂળ ઉદ્દેશ,
સમજાયો નહિ લવલેશ,
દેખિને ભયાનક વેશ,
લઘુ મતિ ધરે મન ક્લેશ,
બહુ પંથ થવાથી દ્વેષ,
ફેલાયો સારે દેશ,
બગડયો મૂલક આર્યનો ધુર્તની ધાડે,
અજ્ઞાન તિમિરને હણે તેજ દેખાડે. ૪

# જાત પ્રમાણે ભાત વિષે.

## લાવણી ૬ ઠ્ઠી.

કાથાના કાઢી તંત, ધરીને ખંત, ઘણા ધીમંત, પાઘ શું વણુશે!!
બંટી વાવી બાજરી ક્યહાંથી લણુશે ?
ઊંચામાં ઊંચું ઝાડ, સરવથી તાડ, લડાવી લાડ જળે સીંચાવો,
મજબુત ભરાવી વાડ વળી સચવાવો.
મળે ભૂમી ભીતર, શ્રેષ્ટ ખાતર, પૂરાવી તર, બનાવો દાંડી,
કેરી શ્રીફળ ના દિયે ચખાડે તાડી.
કાંદા ક્યારીની પાસ. સુગંધી વાસ આપતાં ખાસ, ઝાડ બહુ રોપે,
તોપણ કાંદાની જાત, ગુણુ નવ લોપે.
સૃષ્ટિમાં ચીજ અનેક, નિયમ છે એક, જાતનો ટેક, ધરિ સઉ ચાલે,
નહિ તજે ગર્ભમાં મૂળતત્ત્વ જે ઘાલે.

ઝૂલ.

માનવ પ્રાણીમાં એમ,
લાગુ પાડ્યો તે નેમ,
અવતરે અંશ જે પ્રેમ,
રાખશે નજર તે રેંમ,
ઇચ્છશે સર્વનું ક્ષેમ,
સૂવર્ણ સદા શુદ્ધ હેમ.
સૌ પ્રાણીને નિજ પ્રાણુસમા તે ગણુશે—
બંટી વાવી બાજરી ક્યહાંથી લણુશે.

---

રૂની લઇ ઉત્તમ જાત, કઢાવી તાંત, સુતર બનવાવે,
કાપડ બનતાં તે સફાઇ સારી લાવે.
ઉત્તમ કપડાની જાત, ઉપર શુભ ભાત, પડી રંગાટ, ખિલેછે ભારે,
સોનાના નાજુક ઘાટ ઘણા ઉતારે.
ઉત્તમ જન વાળ્યો વળે, કદી કો છળે, તોય નવ ટળે, સુજનતા ચઢતી,
ચંદન તરૂને છેદતાં સુગંધી જડતી.
પે'રી સોળે શણુગાર, સુશોભિત નાર, કરી પલકાર, હીજડા સામી,

વળગીને ભેટી પડી મઝા શું પામી ?
વિદ્યા રૂપ કંઠે હાર, મુખે શુણુગાર, જ્ઞાન ભંડાર, નીચને જડશે,
કૂંજાત ઉપરૂ શુભ ભાત કદી નવ પડશે.

ઝૂલ.

શકેરા છાશમાં ભળે?
દૂધ સાથે મીઠું મળે ?
સોવાર સિંધુ જળ ગળે;
ગળિ વસ્ત્ર ધુએ શુભ જળે,
એથી ફળ શું નીકળે,
જાતી ગુણ કદિ નવ ટળે;
ભુંડો ભૂંડાશ ન તજે રૂડાને છણુશે-
બંટી વાવી બાજરી ક્યહાંથી લણુશે. ૨

---

તુકમ તેવી તાસીર, લખી તકદીર, કરે તદબીર, નહિ જાવાની;
સદ્ગુણુ પડદે ઢાંકતાં રહેછે છાની.
સોબતથી અસર થાય, ખરૂ કહેવાય, નહિ પણુ જાય, મૂળથી વળગ્યું;
સંગત સંગતનું હરે, કરે મુળ અળગું.
મુળ જાત બદલવા કાજ, રૂડા રિવાજ, દિલે ધરિ દાઝ, ઋષીએ આપ્યા:
ધારા સારા લગ્નના વિચારી સ્થાપ્યા (પરગોત્રમાં પરણુવાના)
સંબંધ લોહિનો હોય, ન પરણે કોય, મળે સુખ તોય, નહિ પરણાવે,
જુદાં એ લોહી લાભ ઘણા ઉપજાવે.

ઝૂલ.

નિર્બળ બળવંતુ થાય,
બિગડેલ સુધરતું જાય,
મુળતત્વ મળી જોડાય,
ધીમે ધીમે બદલાય,
પેશી નિકળે બહુ કાય,
વધઘટ ત્યારે સમજાય.
જ્ઞાની એ સમજી શકે, શાસ્ત્ર જે ભણુશે;
બંટી વાવી બાજરી ક્યહાંથી લણુશે. ૩

---

કાચો જે હોય રંગ, થતાં જન સંગ, અડકતાં અંગ, ઝડપથી લાગે,
દુર્જનને છાંયે જતાં ઉપાધી જાગે;
સાધુ સંગે જે ફરે, અનુભવ કરે, જ્ઞાનથી ભરે, ચીત્રની પાટી,
લાગીને પાકો રંગ સુધરે જાતી;
સૌ માનવ જાતી ભાઈ, તમે હરખાઈ, થવા સરસાઈ, સુધારો જાતી.
ગર્ભે વળગેલા તણી નથી જડ જાતી.
હોયે જે ઉત્તમ જાત, વદે શુભ વાત, ડરી દીન રાત, નીતિએ ચાલે;
જગમાં નહિ પામે દુઃખ સુખે તે મા'લે.

ઝૂલણ.

નીતી સૌ ગુણનો સાર,
નીભે રૂડો સંસાર,
બહુજાત તણો ભંડાર,
સંતાડે નીતી નાર,
નીતી કેરો સ્વીકાર,
કરતાં તરશો ભવપાર;
નીતીનો લૈ આધાર કોટ જે ચણશે,
નીતી વાવી સુખ સદા ફળ લણશે. ૩



## બ્રહ્મ વિષે.

### લાવણી ૭ મી.

અનંત કોટી યુગ મધ્યે છે, અખંડ અક્ષર અવિનાશી,
આદિ મધ્ય ને અંત વિશે તું, એકજ છે નિજ ઘરવાસી;
બાકી આ બ્રહ્માંડ વિશે સૌ, તેં પેદા કીધા પ્રાણી,
મુસાફરીના બળદ બનાવી, ફેરવતો ઘાંચી ઘાણી;
અસંખ્ય એવાં ચક્કર કીધાં, ગણતી તેની નથી થતી;
ફરી ગયા ને ફરવાનું તે, એની સમજણ નથિ પડતી;
કયાંથી આવ્યા ને કયાં જઇશું, આખર કયાં વિશ્રામ થશે?
પોતાનું કયું મુળ ગણીને, કયે ઘેર તે ફરી જશે;
આંખે પાટા બંધાવીને, ઘાંચી ઘાણી ફેરવતો;

જે રસ્તેથી ગયા ફરીને, તે તો પાછો નથી જડતો;

**સાખી.**

મુસાફરી એ કરવાની છે અઘરી, કાંટા કાદવ મદ મચ્છર ઝાડી જબરી,
વરૂ વાઘ સિંહ મન વિકાર વૃતી કપરી, આશા તૃષ્ણા મોહની રૂપી જ્યાં મઘરી,
એ સરવે માનવ અરી, ઘાલશે ફાંસી, આદિ મધ્ય ને અંત વિશે તું એકજ
છે નિજ ઘરવાસી. ૧

પૃથ્વી જેવા હશે કેટલા ગોળા બીજા જગત્પતિ ?
કેવી ને કેટલી જાતનાં પાણી પત્થર વનસ્પતિ ?
વેદ વખતથી આજ લગી બહુ મુનિ શોધ કરતા આવ્યા;
નવું નવું નીકળે હજુ પણ ચોકસ કહેવા કો નથિ ફાવ્યા,
એકેકે કાએ ઘણા વર્ષ લગી એક ચિત્ત થઇ શોધ કર્યા;
ઘણા જમાના તણા અનુભવ વેદ સ્મૃતીમાં લખી ભર્યા;
તત્વજ્ઞાનમાં ઉંડા ઉતરી આત્મ જ્ઞાનની ખોજ કરી,
બ્રહ્મજ્ઞાન પાછળ લાગ્યા પણ માર નહી પામ્યા લગરી,
સમજી સમજી સમજ પાડવા મે'નત કીધી મતી મથી,
છેવટ સઘળા એક મતે બોલ્યા કે એતો એમ નથી.
એવો તું બ્રહ્માંડનિયંતા અકળકળા તુંજ નહીં કળે,
વર્ણન તારૂં કરી શકું શું, અક્કલ બળ જરિ નહિ મળે;
તુજ બ્રહ્માંડે અનેક ગોળા તેમાં આ પૃથ્વી ગોળો;
તે પર જડને ચેતન વાળી, વસ્તુની જાતો ખોળો,
સ્થાવર જંગમ વળી એમના વિભાગ બે બીજા પાડો,
જમીન જળ ને પર્વત ઉપર રહી કેટલી દેખાડો;

**સાખી.**

વળી જમીન અંદર રહી કેટલી કેવી ?
બહુ રંગતણી જાતની ખુબી મન લેવી,
અદ્દભૂત લિલા ઇશ્વરી કથા શું કહેવી ?
એ ચલાવવાને કરી પ્રથમ મહાદેવી,
માયાછે તેનું નામ બળે તુજ જેવી,
આદ્ય શક્તિ ગએ વડી માવડી પણ તારી તેતો દાસી.
આદિ મધ્યને અંત વિશે તું એકજ છે નિજ ઘરવાસી. ૨

માનવ કરતાં વધુ અક્કલના, પ્રાણી બીજા ગોળ વિષે,
હશે પરંતુ આ પૃથ્વીપર, માનવ સૌથી શ્રેષ્ટ દીસે;
પ્રથમ બીજ એ ક્યાંથી આણ્યું ? ક્યાં મૂકી મોટું કીધું!
સ્તનવાળી નારી નીપજી તે—પહેલાં પય ક્યાંથી પીધું !
તું તો તારે રહ્યો વેગળો, નર નારી જોડયાં પ્રીતે,
સ્વભાવમાં કાંઈ મણા ન રાખી, ઘાટ ઘડયો અદ્ભુત રીતે.
અરસપરસપર પ્રીતિ ઉપજે, મોહ લાગતાં મરી પડે,
શરીરમાં એ સ્વભાવ મૂક્યો, મન્મથ નામે બહુ નડે;
પ્રેમ ચીજ કરી અજબ ફાંકડી, રૂપ રંગ આકાર વની,
આકુળ વ્યાકુળ મનની વૃત્તી, કરી નાંખે એ મસ્ત બની;
પ્રેમપાશ છે બહુ જાતના, પણ આ સર્વેથકી જબરો,
મન કાયા બંનેને જોડી, પ્રકટ કરે છે શ્વેત ઝરો;
ખરા પ્રેમની ખાતર નારી, ઝડપ કરી ઝીલી લે છે,
સહી કષ્ટ નવ માસ પ્રેમદા, રક્ષણ કરી પોપણ દે છે;
એજ ખુબી એ વડા પ્રેમની, ગાંડો હાથી મદમાતો;
પોતાનું પ્રતિબીંબ બતાવે, તેથી સૌથી ચઢીઆતો.

સાખી.

એ પ્રેમગુણે બંધાઈ જગત આ ચાલે,
એ પ્રેમપાશમાં પડી સુખે સૌ મહાલે;
છૂટી જૂદાં ના થાય થતાં બેહાલે,
મરદાઇ વિનાના પુરૂષને એ સાલે,
મન સાથે મનડું મળે લોહી ઉકાળે,
કાયા કાયા નવ લડે જીવ બહુ બાળે,
મારામારી કરી પડે રડે સુખ આલે,
એ પ્રેમ—આગ; ભેટતાં શાંતિ મન વાળે,
અજબ લીલા એ વડા પ્રેમની નિયમ થકી અવળી ભાસી,
આદ્ય મધ્ય ને અંત વિષે તું, એકજ છે નીજ ઘર વાસી. ૩

———

પ્રેમ તહાં શો નેમ એમ કહે—વત લોકોમાં પડી રહી,
ઝાઝું કરવું તે થોડાને, એવું પણ બોલાય અહીં;

થોડામાં મીઠાશ રહી છે, એ કહેવત હું રજુ કરૂં,
ઝાઝું ઝાડકે ખાય કસોજું, એ પણ માનો ખરેખરૂં.
મૂખ લગી નવ મીઠી લાગે, જુવો શેલડી મુખ ધરી,
અતિ બધું તજવાની શિક્ષા, મુનિઓએ દીધી જબરી;
ડાહ્યા માણુસ એ પ્રેમ વિષે, ડુબકી મારી તરી પાર જશે,
નેત્ર વગરના પ્રેમ વિષે, અંધા પડશે તે દુઃખી થશે;
ઓ ઇશ્વર તુજ અણુહદ માયા, હદમાં રહી ભોગવવાને,
હુકમ કર્યો છે તમે અમોને, એમ મતિ મારી માને;
હદ મૂકી પદ પાર ભરૂં તો, ગુસ્સે આપ થશો ભારે;
ગફલત નહિ કરવા શિખામણુ, દો શરણે આવ્યો તારે;
અનુભવ સુખનો આ ભવમાં લઇ, તરી નીકળું આ સંસારે,
નિજાનંદમાં ભળી જવાની, ઇચ્છા કેવળ મન મારે;
નીતિ, રીતિ પ્રીતે પકડું, મેલ વગર મન લઈ ફરૂં,
કોઈ માણુસને ઇજા ન કરતાં, દર ડગલું ડરી ડરી ભરૂં.

સાખી.

એમ ધીમે ધીમે છુટી જશે આ માયા,
બુદ્ધિ નિર્મળ થઈ મુક્ત થશે આ કાયા;
પરિપૂર્ણ કૃપાળુ તમે થશો જગરાયા,
પુણ્યના જોરથી ભળી જશે નિજ છાયા,
**અંબાલાલે** આ ચાર ચોક ચહિ ગાયા,
લઘુ મતિતણી ચુક સુધારશે જન ડાહ્યા.
સાંભળીને ધરશે ચિત્ત થશે ભરપાયા,
નક્કી માનો ભગવાન પ્રભૂ હરખાયા,
જનમ મરણુની પીડા ટાળવા; ઉત્તમ નર-કાયા ખાસી;
આદ્ય મધ્ય ને અંત વિષે તું, એકજ છે નિજ ઘરવાસી. ૪

# સંતોષ વિષે.

### લાવણી.

સૌ સૂખતણો ભંડાર, શોધીએ સાર, કરી વિચાર, સમજથી [1]આપે,
સંતોષ સર્વનું મૂળ મહાસુખ આપે.
મનવાંછિત ફળ નહિ જડે, વિઘન કાંઈ નડે, શોકમાં પડે જીવડો જ્યારે,
સંતોષ મિત્રને કરો નિમંત્રણ ત્યારે.
જે કાળે જે કાંઈ બને દૂર કે કને, તને કે મને ભોગવી લેવું,
અપ્રિય લાગે જીવને તોય તે સ્હેવું.
ધારેલું ઊડી જાય, વિપરીત થાય, જીવ અકળાય દુઃખમાં પડતાં,
આવે નહિ એનો પાર શોકમાં સડતાં.
વિમાસણ કરતાં શોક, થાય છે ફોક, જરા સંતોક જીવને આલે,
દિલગીરી આધી ટળે સુખમાં મ્હાલે.

### ઝૂલ.

સંતોષી જન હરખાય,
હૈયું તેનું મલખાય,
આનંદ ઊર ઉભરાય,
સુખ દુઃખતણો આદાય,
કરણી પ્રમાણે થાય.
વલખાં મારે કષ્ટાય,
સંતોષ ધરે મનમાંય, કષ્ટ ઝટ કાપે,
સંતોષ સર્વનું મૂળ મહાસુખ આપે. ૧

---

સંતોષે વાધે હર્ષ, થાય ઉત્કર્ષ, કનકનો સ્પર્શ જેમ શોભાવે,
નર નારીને સંતોષ તેમ દીપાવે.
અણુગમતું કારજ થતાં, મળેલું જતાં, પીડા પામતાં, ચિત્ત ચોળાએ,
બેભાન બને બ્હાવરો બહુ મૂઝાયે.
જીવ થાય અધીરો અતિ, ભમે શુભ મતિ, મૂર્ખની ગતિ, થતી બહુ બુરી,

---

૧. જાતે, પોતે.

આશા એવા જીવની પડે નહિ પૂરી.
હમેશાં બાકી રહે, આંસુડાં વહે, બડબડી કહે રામજી રૂઠયા,
જનમ્યા તે દહાડા થકી નસીબના ફૂટયા.
અનુપમ હોય જીવડો, રોગ એ વડો, લગાડે સડો લોહીને બાળે,
કારણ વિણ કાયા વ્યર્થ શોચમાં ગાળે.

ઝૂલ.

ઝૂરી ઝૂરી જીવ મરે,
નહિ કરવા જેવું કરે,
લોભે લલચાતો ફરે,
અવળે રસ્તે સંચરે,
અનિતીથી ધન સંઘરે.
તૃષ્ણા વધતી જીવ રાત દિવસ સંતાપે;
સંતોષ સર્વનું મૂળ, મહાસુખ આપે. ૨

ઉદ્યોગી આશા ધરે, મજૂરી કરે, મતિ વાપરે જુદા ધંધામાં,
નીતિથી અંતે લઢે નસીબની સામાં.
તોયે ધાર્યું નવ મળે, અધૂરૂં રળે, જીવ કળકળે શાંતિ ના પામે,
ખાનાર વડો પરિવાર હોય નિજ ધામે.
સંતોષ રાખવા ચહે, ધિરજ મન લહે, મિત્રને કહે હવે શું કરવું ?
આપત્તીમાં જીવવા થકી ઠીક મરવું.
એવા એવા વિચાર, થાય બહુ વાર, થતાં ખુવાર ધિરજ નથી રહેતી,
ડહાપણની એવે સમે કસોટી થાતી.
સંતોષ ધરે જો ચિત્ત, ડખાશે પિત્ત ( ક્રોધ ) વાત વિપરીત થતી પણ અટકે,
સંતોષે સંકટ વિષે ન કાંટો ખટકે.

ઝુલ.

કદી મળી હોય કજોડ,
કરવી નહિ માથાફોડ,
કાઢો ન કરમની ખોડ,
સંતતિની હોયે ખોટ,
ચઢવો નહિ જારી કોટ,
પૂરો પડશે મન કોડ સબૂરી સ્થાપે,
સંતોષ સર્વનું મૂળ, મહાસુખ આપે. ૩

વખતે જે આવી મળે, ભાગ્યને બળે, ખુશી તે પળે તેટલે થાવું,
સંતોષ ચિત્તમાં ધરી અતિ હરખાવું.
હરિએ જે ધાર્યું હોય, ન ટાળે કોય, કલેશ કરી રોય તોય નવ ટળશે,
પ્રાકતનને આ જન્મનું ભેગી ફળ મળશે.
પુરૂષાર્થ રૂડો આદરો, નીતિ વાપરો, ધિરજ શુભ ધારો શાંતતા રાખો.
અનુભવથી મુનિઓ કહે મીઠાં ફળ ચાખો.
દૈવને ન દેવો દોષ, ન કરવો રોષ, ધરી સંતોષ સદા ખુશ રહેવું,
ઇશ્વરને કડવું વેણ મુખે નવ કહેવું.
નીતિના નિશ્ચલ નેમ, તુટે તે કેમ, કર્યું હોય જેમ, તેમ તે પામે;
સંતોષ હૃદય રાખતાં વેદના વામે.

ઝૂલ.

પરમેશ્વર દીન દયાળ,
લે છે સૌની સંભાળ,
આવે આપત્તી કાળ;
કરવી નહિ હાયવરાળ,
દુઃખ રહે નહિ ચિરકાળ,
મિથ્યા છે માયાજાળ;
સંતોષ સુગંધી માળ,
રાખો હૈયે ધરી વ્હાલ.
બોલે છે **અંબાલાલ** પ્રભુ પ્રતાપે,
સંતોષ સર્વનું મૂળ મહાસુખ આપે. ૪

---

# ભક્તિ વિષે.

---

### લાવણી.

સંસાર વિષે આધાર, ઉતરવા પાર, હવે શું સાર ? શોધ તે કરવો;
ભક્તિથી ભારે ભાવ, પ્રભુપર ધરવો.
જોતાં કરીને વિચાર, જુઠો સંસાર, જુડા આકાર, દેખિયે આંખે;
મિથ્યા મૃગજળ વેદાંત, જ્ઞાનિઓ ભાખે.

જ્યાં લગી ન નીપજે જ્ઞાન, રહે અજ્ઞાન, કહે નાદાન, સકળ એ સાચું;
જોઈને મોહિની રૂપ ભમે મન કાચું.
એ મોહ વેગથી ટળે, વાસના ગળે, સમજ શુભ મળે, તેટલા માટે;
શાસ્ત્રોએ દીધી શીખ જવા શુભ વાટે.
રસ્તા બતલાવ્યા ઘણા, ન રાખી મણા, વડીલ આપણા, હતા બહુ ડાહ્યા;
પગથી પગથીએ ચઢાવવા કર સાહ્યા.
પ્રવૃત્તિથી ખેંચવા, મોહ દૂર થવા, સુમારગ જવા, જીવ દોરાય;
એવા સુખદાયક કર્યા, સુલભ ઉપાય.
તેમાંનો મોટો એક, સુખદ શુભ નેક, રખાવે ટેક, ભક્તનો ભાવે;
ભક્તિનો સૌથી સરસ ગિતા બતલાવે.

ઝૂલ.

ભક્તિના નવ પ્રકાર,
જુદા જુદા આચાર,
બતલાવ્યા કરી વિચાર,
ભક્તોની કરવા વ્હાર,
લીધા પ્રભુએ અવતાર,
કર ઝાલી પાડ્યા પાર,
એવો ભક્તિમાં સાર,
તેનો થોડો વિસ્તાર હૃદયમાં ભરવો,
ભક્તિથી બારે ભાવ ઇશપર ધરવો. ૧

---

જે હોય ઘણા ગુણવંત, અતિ ધીમંત, ગુરૂ કે સંત, દેવના જેવા;
કરવી તેઓની ખરા પ્રેમથી સેવા.
વચને સ્તુતિ કરી ગાન, મને કરી માન, પુજનને સ્નાન, અરઘનું દાન, આપવું હાથે.
ભોજન દઈ આજ્ઞા ચઢાવવી નિજ માથે.
એ રીતે સંતોષવા, ખુશી ખુબ થવા, સુગંધી હવા, કપુર ઘી દીવે;
ભક્તિનું લક્ષણ કહ્યું અહીં લઘુ જીવે. (ભક્તિ એવી કરનાર વર્ષ બહુ જીવે).
એ માફક દેવોતણી, સુમંત્રો ભણી, કરે જો ઘણી, સેવના ભાવે;
સહજે સંસારે સુખ દોડતું આવે.
પ્રભુના ૧ ગુણ સુણવા કાન, ૨મરણ ૨ ધરી ધ્યાન, કથન ગુણ ૩ ગાન, ઉલટથી કરવું;

પગ ૪ સેવા ૫ અર્ચન ૬ દાસપણું આચરવું.
કરજોડી ૭ વંદન કરી, કહેવું ઠરી, પ્રેમ રસ ભરી, ૮ મિત્રતા રાખો;
તનમન ૯ ધન અર્પણ કરી, ભક્તિ રસ ચાખો.

ઝૂલ.

સખિ ભાવે સેવા થાય,
ચેલા ચેલી બની જાય,
સેવક શેઠના ગણાય,
સ્ત્રી થઇ પતિનો કર સ્હાય,
છોકરાં બની લે સહાય;
એવા કરવા બહુ ઉપાય ધર્મ આચરવો;
ભક્તિથી ભારે ભાવ ઇશપર ધરવો. ૨

---

કર્તા ભર્તા બે દેવ, ત્રિજા મહાદેવ, એમની સેવ, બજાવો પ્રીતે;
જગદંબા મા ભક્તને સ્હાય કરતી તે.
ગણુપતિ અને અનુમાન, કૃપા નિધાન, ઘણા ગુણવાન, દેવ સુખદાતા;
સૌ પોતપોતાના ઇષ્ટતણા ગુણ ગાતા.
ઇશ્વર છે ગુણભંડાર, ધરે અવતાર, ભૂમિનો ભાર, કમી કરવાને;
આવે અવનીપર અનેક વિધિને બહાને.
દુષ્ટનો કરે સંહાર, ભક્તની વ્હાર, કરે બહુવાર, ઇષ્ટ ફળ આપે;
ત્રણ લોક ઉપર કરી દયા સંકટો કાપે.
ભક્તોનાં કરવા કાજ, ધરી દિલ દાઝ, બન્યા મહારાજ, બહુ રૂપ ધારી;
ભક્તિ લીલા કહી પુરાણમાં વિસ્તારી.
કલિયુગમાં તૂકારામ, કબીર સુખધામ, મિરાંનું નામ રહ્યું છે આજે;
જ્ઞાનીમાં મ્હેતા નૃસિંહ તૂલસી રાજે.

ઝૂલ.

મેળવવાને સદ્‌ગતિ,
ભક્તિ સાધન કીંમતી,
નિર્મળ થાએ શુભમતિ,
ભક્તિ છે મ્હોટી કૃતિ,
ઇશ્વર સાથે સંસતી,

હુંકામાં વ્હેલી થતી,
સદ્‌ગુણ પામે સંતતી,
આ ભવ મધ્યે ઉન્નતી.
સ્વર્ગે જાવા છે માર્ગ ભક્તિનો ગરવો;
ભક્તિથી ભારે ભાવ, ઇશપર ધરવો. ૩

---

ભાવના ભુખ્યા છે દેવ, બજાવો સેવ, રાખવી ટેવ, દેવ ભજવાની;
શુદ્ધી થાશે ચિત્તની મુક્તિ સજવાની.
ન્હાવે ધોવે શુદ્ધતા, ગૃહે સ્વચ્છતા, વસ્ત્ર ધારતા, ધોયલાં અંગે;
નિર્મળતાના ગુણ મળે ભક્તિની સંગે.
નહિ ધર્મ શાસ્ત્ર શિખવાય, ન વેદ ભણાય, જ્ઞાન ક્યમ થાય, ઇશ સંબંધી;
આત્માની ઓળખ વિષે રહે મતિ અંધી.
એવા લોકોને કાજ, થવા સુખ ભાજ, ધર્મો રિવાજ ભજનનો સારો;
ઇશ્વર ઓળખને ધર્મ બોધ કરનારો.
ટોળે દશ વિસ જણ મળી, બને મંડળી, ખીલે મન કળી, પ્રભુ ગુણ ગાવા;
સાધુ સંગે રહીં ઇશ્વિર શરણે જાવા.
ભક્તિનો એ મહિમાય, ન વર્ણ્યો જાય, હુંકામાં ગાય, લાલ **અંબાનો**;
નીતિ જાળવીને મોજમઝા કરવાનો.

ઝૂલ.

ભક્તિ વ્રજ વનિતાતણી,
તદ્રુપ બની રૂકમણી,
હનુમાને કરીં રામની,
પ્રલ્હાદની સાચી ગણી,
પાંડવની રાખી ઘણી,
ચિત્તે રાખી લાગણી,
ભકતોની પીડા હણી.
એવો ત્રિભૂવન ધણી, ભક્તીએ વરવો;
ભક્તિથી ભારે ભાવ, ઇશિપર ધરવો. ૪

# પ્રેમ વિષે.



### લાવણી.

ગણુનાયકનું સમરણુ કરીને, પ્રકરણુ માંડું છું પ્રીતે,
કરૂં કલ્પના વર્ણન કરવા, પ્રેમતણું રૂડી રીતે.
નર નારી કે અવર પ્રાણીને, નીરખી મન રંજન થાવું,
અગર કોઈ વસ્તુ કે જીવને, જોઈ કામમાં હરખાવું.
કુદરતથી એમ નજરે જોતાં, વ્હાલ ઉમળકો જે ઉપજે,
જ્ઞાનેદ્રિમાં કોઇ એક તો, સંબંધ થાતાં પડે મઝે.
સુખનો અનુભવ હૃદય-કમળને, થાય ખરે જે વિષય થકી;
તેના ઉપર પ્રીતિ પ્રકટે, પ્રેમ જાણુવો તેજ નકી.
અજબ તરેહની આ દુનિઆમાં, અસંખ્ય ચીજો નીપજતી,
તે મધ્યેની અલ્પ વધારે, વિષય પ્રેમ તો બની જતી.

### સાખી.

નિસબત જેની જેટલી સ્વાર્થથી હોયે,
તે પ્રમાણુમાં તે પ્રેમ નજરથી જોયે;
વધતો કે ઓછો એમ પ્રેમ જોડાયે,
ટુંકામાં તૂટી જાય અગર લંબાવે;
એ રીત કરીએ વર્ગ પ્રેમના ન્યારા,
સૂરજ, ચંદ્ર ને અહો ચળકતા તારા,
પરમેશ્વર ઉપર પ્રેમ સૂર્ય તે જાણો,
પ્યારી નારીપર પ્રેમ ચંદ્ર ઉર આણો.
સૌ સગાં મિત્ર જન વિષે ગતી ગ્રહ કેરી,
તારા સમ વસ્તુ માત્ર ચિત્ત લે ઘેરી.
અક્કલવંતા કબૂલ કરશે, સૂર્ય પ્રેમ પહોચે નિત્યે,
કરૂં કલ્પના વર્ણન કરવા, પ્રેમ તણું રૂડી રીતે. ૧

---

ચંદ્ર પ્રેમના વિભાગ બે છે, અજવાળું ને અંધારૂં;
પરણેલીનો શુક્લ પક્ષ છે, પરનારી કાળું ધારૂં.

કાળું કરતાં કાયા ગળશે, [1]કાળ ઝપાટો ઝટ પડશે; (મોત આવશે).
અજવાળે નીતિમાં રહેતાં, [2]નિજ ઘર સુખ ઝાઝું મળશે.
શુદ્ધ ચિત્તથી પ્રેમ રાખતાં, ભુંડા ગ્રહો રૂડા થાશે,
સદ્‌ભાવે વેરી વશ થાતાં, વિઘ્ન પડયું ઉડી જાશે.
મન ઈત્યાદિક વસ્તુ ઉપર, હદ મૂકી નહિ પ્રેમ ધરો,
વિવેકને વશ ચિત્ત રાખીને, લોભશત્રુને દૂર કરો.
બલિહારી છે સુધા પ્રેમની, સગવડ સઘળી સંપાડે;
આવી પડેલી આપત્તિને, અઘવડને હાંકી કાઢે.

## સાખી.

પરમેશ્વરપરનો પ્રેમ મોક્ષપદ આપે, સંસારે સઘળું સુખ પ્રેમદા સ્થાપે.
વ્હાલાંનો વધતો પ્રેમ જીવ ખુશ રાખે, વસ્તૂપર હદમાં પ્રેમ મધુર રસ ચાખે.
અગ્નિ, જળ ઉપયોગનાં હોય હદ જ્યારે, કોપે તો સત્યાનાશ વાળશે ભારે.
એ પ્રેમતણો પણ નિયમ એજ પ્રમાણો, અતિશય કરવામાં દુઃખ ઉલટું આણો.
અતિ પ્રેમ બનાવે કામ લોભ બે વેરી, અમૃત સરખું બદલાય થાય બહુ ઝેરી.
પ્રભુ પ્રેમ વીણ બીજે પ્રેમ અતિ, થતાં વિતકણાં બહુ વીતે;
કરૂં કલ્પના વર્ણન કરવા, પ્રેમ તણું રૂડી રીતે. ૨

---

પ્રેમતણી છે લિલા વિલક્ષણ, પ્રેમચંદ્ર વીરલા પામે;
સાચા પ્રેમતણી આશકને, શત્રુ શીર આવી નામે.
પવિત્ર પ્રેમે અસાધ્ય વસ્તૂ, સ્હેજ વાતમાં સાંપડશે;
પ્રપંચ છળ વીણ પ્રેમ મગનને, સંસારે અતિ સુખ જડશે.
કૂડ કપટ ને મેલે હૈયે, પ્રેમ કદાપી નહિં વસે;
ફેલ ફિતૂરી દાંભિક દુષ્ટો, દુર્જનથી તે દૂર ખસે.
પ્રેમ ભક્તિએ પ્રભુ રીઝશે, પ્રેમે પ્રમદા વશ થાશે;
પ્રાણીપર પ્રીતિ કરનારા, સંતજનોમાં વખણાશે.
પ્રેમતણે સારે ઉપયોગે, નીતિ નિર્મળ સચવાશે;
કુમાર્ગે મનને દોરવતાં, પ્રેમ બિચારો લજવાશે.

## સાખી.

ભોળવતા પરની નાર પ્રેમને બ્હાને, એવા નરને ધિક્કાર જગત દરમ્યાને;

---

૧. મોત આવશે.
૨ નિજઘર–પોતાનું ઘર–ઐહિક તેમજ સુળઘર–બ્રહ્મ.

ખરી ખુબી પ્રેમની મળે સતી નારીથી, ના કદી કાર્ય સુધરે પ્રેમ–જારીથી.
સજ્જન, દુર્જનનો એમ પ્રેમ છે ન્યારો, દુર્જનનો કેવળ ડોળ સાપનો ભારો;
સજ્જનનો શીતળ ફૂલસમ દીપાવે, ઠારે બીજાનાં મન સુધા–રસ પાવે.
સૌ પ્રેમમંત્ર વશ થાય જગતના પ્રાણી, સમજાવી અનુભવી વાત આ શાણી.
રામચંદ્રજી પ્રેમની ખાતર, રડયા કદી " સીતે સીતે "
કરે કલ્પના વર્ણન કરવા, પ્રેમતણું રૂડી રીતે. ૩

---

પુષ્કળ હોયે પુણ્ય પુર્વનું, તે પ્રાણી પ્રેમી જનમે;
શુદ્ધ પ્રેમને તેજ પિછાને, અંતર્યામી સાથે રમે.
દયા કવિનો મિશ્ર પ્રેમ છે, નર્મદ કવિનો શૃગારી;
નરસૈ મ્હેતે ને મીરાંએ, મોહ્યા પ્રેમે મોરારી—( ગિરિધારી ).
નામ પ્રમાણે અનુભવ લીધો, પ્રેમતણો પ્રેમાનંદે;
તુકારામ સમ પ્રેમ ભક્તને, મન[1] મારૂં પ્રેમે વંદે.
સતી હોય તે ખરી પ્રેમદા, પ્રમદા તેને નવ કહિયે;
શુદ્ધ ભાવ ને શુદ્ધ ચિત્તથી, સૃષ્ટિમાં સૌને ચહીયે.
રામચંદ્રમાં વાયુપુત્રના, પ્રેમતણી તૂલના નહિ;
એવો દૃઢ જો પ્રેમ હોય તો, બાકી શું ઇચ્છવું [2]અહીં.

### સાખી.

એ પ્રેમ પમાડે સ્વર્ગ બંધ છોડાવે, ઉતરતા બીજા પ્રેમ ફરી જનમાવે.
દુનિયામાં નારી પ્રેમ સર્વથી ચઢતો, ઘટતાં તે ઘરડો થઇ આખરે પડતો;
જીવતર એવું છે આપ મરે ક્ષણવારે, ચિરકાળ બ્રહ્મમય પ્રેમ સ્થીરતા ધારે,
અસ્તી થાતી પ્રિય રૂપ પ્રેમ સૌ કાળે, જોડાઇ ત્યારે ભર રંગમાં મ્હાલે.
ખૂટે તૂટે ના વધે અંત ના પામે, તે પ્રેમ રૂપ બની જતાં કરે નિજ ઠામે.
ષડ્ સંપત્તિ ચાર સાધને, ચળકે એ નિર્મળ ચિત્તે;
અંબાલાલે પ્રેમતણું અહીં, વર્ણન કર્યું રૂડી રીતે. ૪

---

૧. મારૂં મન, મનને મારનાર એટલે જીતનાર–જીતેન્દ્રિ.
૨. અહીં એટલે આ દુનિઆમાં.

# સત્ય વિષે.

" सतं परं धीमहि " " सत्यं ज्ञानमनन्त ब्रह्म. "

લાવણી.

મુજ આર્યબન્ધુ મહારાજ, તજી પતરાજ, સત્યનું રાજ્ય, ચિત્ત જો ધરશે,
તો ભવસાગરમાં તરી પાર ઉતરશે.
એક સત્ય બ્રહ્મનું નામ, સદા સૌ ઠામ, અગોચર ધામ, નથી દેખાતું,
વિરલા યોગી એ સાથ ચલાવે ખાતું.
લેવડ દેવડ બહુ થાય, રકમ ખતવાય, જમે મંડાય, પુણ્યની વાતો,
ઉધાર પડે કર્મથી ખરચ જે થાતો.
આવે જ્યાં આખર સાલ, ચળકતે ભાલ, યોગીના હાલ, જોઈ મન રાચે,
યોગીના અંતર મધ્ય તેજ જઇ નાચે.
એ ઉત્તમ સત્ય સ્વરૂપ, અનંત અનૂપ, એ સમો ભૂપ, નથી બ્રહ્માંડે,
કોઈ પરમ હંસની સાથ રમત એ માંડે.

ઝૂલ.

જ્ઞાનીને દરશન થાય,
બીજાં જન ગોથાં ખાય;
એ સત્યતણો મહિમાય,
પામરથી કેમ લખાય,
વર્ણવ્યું નહિ તે જાય,
માયામાં બિંબ સમાય;
કાયા રૂપે દેખાય,
એ મૂળ સત્ય કહેવાય,
શિવનું એ સત્ય ગણાય,
બીજાં જે એની છાય જીવ સંઘરશે,
તો ભવસાગરમાં તરી પાર ઉતરશે. ૧

---

દુનિઆમાં સઘળે ઠામ, કમાવા દામ, પડે છે કામ, એક બીજાને;
ચાલવા સરળ વ્યવહાર, જગત દરમ્યાને.
કીધા નીતિ કાયદા, ઘણા ફાયદા, આપતા સદા, અનાદી કાળે,

તે થકી માનવી જાત, હળી મળી ચાલે.
તેમાં સૌ માથે એક, વડો વિવેક, ધરાવે ટેક, સત્યને સારો;
સૌ ધર્મશાસ્ત્રનું મૂળ, પ્રથમ એ ધારો.
એ સત્ય નિયમના બળે, બીજા ગુણ મળે, ન નીતિ ચળે, એક એ ધરતાં,
દુર્ગુણ નહિ આવે પાસ, સત્ય આચરતાં.

ઝૂલ.

સત્યથી સરવ સચવાય,
સુખ સંપત પેદા થાય,
સંસારે સૌ જન ચ્હાય,
મોટમ ને માન પમાય,
સાધુમાં નામ ગણાય,
નીરોગી રહે નિજ કાય.
પરમેશ્વર પૂરી સહાય પ્રેમથી કરશે,
તો ભવસાગર તરી પાર ઉતરશે.

---

શો અર્થ સત્યનો હોય ! પુછે જો કોય, વિચારી જોય, હૃદયમાં પોતે;
" કરણી શુભ સુખ દેનાર " જાણશે તો તે.
નજરે દીઠેલી વાત, કહેતાં ભ્રાત, કપટનો ઘાટ, ઘડી મનમાંહે,
ઓછી વધતી ના કરે સત્ય જો ચાહે.
હોયે જેવું જેટલું, કહો તેટલું, કરો વેગળું, બનાવટ વાળું,
બીજાની હાની બને કર્યાથી કાળું.
સાંભળી હોય જે બીના, વધાર્યા વિના, વગાડો વિણા, જીભની વાટે,
છુપાવી જૂઠ ન કરો, કદી ધન માટે.
તર્કટ, છળ, કપટ, ઠગાઇ, નર્કની ખાઇ, તજો દુઃગદાઇ, સત્યના વેરી,
વિશ્વાસઘાતની વાત સરપસમ ઝેરી.

ઝૂલ.

ભાટાઇ કરી બોલવું,
ખીજતાં ક્રોધમાં જવું,
મ્હોંડે જુઠું ભાખવું,
ચાડી કરી રાજી થવું,

દૂષણ પરનું બોલવું,
નિંદા ખરનું ભૂંકવું.
એ સત્ય થકી ઉલટું બોલતાં કરશે,
તો ભવસાગરમાં તરી ન પાર ઉતરશે. ૩

---

સત્ય આચરવું મુશ્કેલ, તજી મન મેલ, નથી એ ખેલ, છોકરાં કેરો,
તલવાર કોટપર ચઢી ઘાલવો ઘેરો.
દુર્ગુણથી આઘા રહી, નીતિને ચહી, સુસંગે અહીં, કૃત્ય જે કરવું,
તેને સાધુજન કહે સત્ય આચરવું.
દ્વીઅર્થી બોલી બોલ, ઘટાડે તોલ, વદી ગોળ ગોળ, વાત ઉડાવે,
સાચું બોલું છું, એમ ડોળ બતલાવે.
સંતાડે સાચી વાત, અધમ નર જાત, બીજાની ઘાત, કરે મદમાતો,
" હું નથી બોલતો જૂઠ " એમ ફુલાતો.
જો હોય સત્યપર પ્રેમ, રૂડા ધરી નેમ, બની હોય જેમ, તેમ તે કહેવી,
સાચું સાચવતાં પિડા પડે તે સ્હેવી.

ઝુલ.

સાચું ઇશ્વરને ગમે,
સાચો સુખ મધ્યે રમે,
બાંધ્યા છે નિયમ યમે,
જૂઠાને તે પણ દમે,
સાચે સૌ સંકટ સમે,
સાચે અમૃત રસ ઝમે,
માટે એ આચર્યો તમે,
જૂઠું ના બોલો કદમે,
અંબાલાલ આ સમે,
એ તત્વ કર્યું છે જમે.
સાચે સૌનું કલ્યાણ જાણવું હરખે,
તો ભવસાગરથી તરી પાર ઉતરશે. ૮

# ચોરી વિષે.

## લાવણી.

ઇશ્વરનું સમરણ કરી, ઉલટ મન ધરી, ફાયદા ભરી, વાત કહું ખરી, રૂપાળી ગોરી,
કદીએ કોઇએ કોઇની ન કરવી ચોરી.—ટેક.
રૂડો ચાલે સંસાર, ધરીને પ્યાર, ન મારામાર, પરસ્પર થાયે,
તે માટે ધારા ઘડયા શાસ્ત્ર કરતાએ.
બીજાના કબજા માંહ્ય, ચીજ ધન હોય, ન જાણે કોય, તેમ તે લેવી,
પોતાની કરી રાખવી, છુપાવી દેવી;
એવી રીતે નાહાન, કરે નુકસાન, બીજાની હાણ, નફો પોતાનો,
માલીકની મરજી રજા વિના લે છાનો;
ચોરી એ શાસ્ત્રે કહી, બધા જુગ મહી, અનૂભવ લહી, કલમ એ સ્થાપી,
કર્તાનો ગુનેગાર ઠેરવ્યો પાપી.
મારી ધમકાવી માલ, દઇને ગાળ, કરે બેહાલ, છીનવી લે છે,
લોકો એવા કૃત્યને લુંટ થઇ કહે છે.
ઝાઝા જન ભેગા થઈ, ગામમાં જઇ, શસ્ત્ર કર લઇ, ધાડ જે પાડે,
ધનવાન ધણીને ઘેર તિજોરી ફાડે.
છાનામાના બે ચાર, થઇ તૈયાર, સજે હથિઆર, રાત્રે ફરવા,
ખાતર પાડી શેઠનું ચહે ધન હરવા;
બળીઆના છે બે ભાગ, જોઇને લાગ, માગંતા ભાંગ, મુસાફર પાસે,
આપી દે થઇ લાચાર મારને આસે.

### ઝુલ.

કોળી ભીલડાની જાત,
વાઘરી વળી વિખ્યાત,
આવે અંધારી રાત,
કરતા માણસની ઘાત,
એ રાક્ષસ જન સાક્ષાત,
એવે ધંધે રળિઆત,
ખુંચી લે પરનું દ્રવ્ય કરી બળ જોરી,
કદીએ કોઇએ કોઇની ન કરવી ચોરી. ૧

---

બીજા વળી માણસ નીચ, વસ્તી હોય ગીચ, શહેરની બીચ, કરી હોંશિઆરી,
નાસે ગજવું કાતરી ઝપાટો મારી.
છોડી લે બાંધી ગાંઠ, શરીરે લાંઠ, ઝડપથી જાયે,
જો જોતામાં ગુમ થાય, નહિ પકડાયે.
દુર્દૈવે જો પકડાય, માર બહુ ખાય, ભોંય પડી જાય, ધુળમાં રોળે,
બેસુમાર પડતાં માર જરા નહિ બોલે;
ધુતારા કેરી જાત, ઠગે ભલી ભાત, કરે એ વાત, બીજા એ ચોરે,
સાહુકાર બની કોઇ હરે અક્કલને જોરે.
પાડે પૂરો વિશ્વાસ, ભલા જન પાસ, આબરૂ ખાસ, પ્રથમ તો બાંધે,
પછી કરે ઘાત સામટી કાર્ય નિજ સાધે.
બહુ જાતતણા રચી ફંદ, ઠગે મતિ મંદ, કરે છે અંધ, લોભીયા જનને,
સઝે નહિ સદ ઉદ્યોગ, આસુરી મનને.
વસ્તૂ પરની ખોવાય, બીજો લઈ જાય, ખુશી બહુ થાય, કમાયો જાણે;
પણ પકડાતાં પોલીસ ઘસડતો તાણે.
જુગારી લોકો વળી, પાંચ દસ મળી, બને મંડળી, દામ લે ભાડે,
રાખી એક નિર્લજ નાર મોહ લગાડે.

ઝુલો.

હોય ઉછરતા જુવાન,
શ્રીમંત તણા નાદાન,
શોધી લાવે નિજ સ્થાન,
મદિરાથી કરે બે ભાન,
ઉતાડે પ્રથમ દઇ માન,
ટુકડે રીઝે જેમ શ્વાન,
આખર થાતાં નુકસાન,
પૈસા હારે અજ્ઞાન,
કંઠીનું કરે બળિદાન,
લુંટાઈ જાય એમ પુછ વગરના ઘોરી,
કદીએ કોઇએ કોઈની ન કરવી ચોરી. ૨

---

ચોરીના એમ પ્રકાર, ઘણા છે યાર, ન આવે પાર, વિગતથી લખતાં,
શાણાને થાય ન વાર, ખરૂં પારખતાં;

ટુંકામાં આપું સાર, સુણો દિલદાર, જગત વ્યવહાર, વિલક્ષણ ચાલે;
ખૂશીથી ગરજુ લોક, દ્રવ્ય જઈ આલે.
નિજ કાર્ય સાધવા કાજ, સુધરવા કાજ, છોડીને લાજ, કરે અણુઘટતું,
સરકારી અમલદાર તણું મન ડગતું.
છોડી દઇ રસ્તો સાચ, લગાડે આંચ, સ્વિકારે લાંચ, લોભથી લબડે,
મોટાં નાનાં મન સર્વ, દ્રવ્યથી બગડે.
ધન દેખી મુનીવર ચળે, નૃપતિ લે બળે, ધુતારા છળે, વાણીઆ કળે, લક્ષ્મી લૂટે,
કાચી માટીનો ઘડો સહેજમાં ફૂટે.
શોધી લોભી શાહુકાર, કરી કુવિચાર, અંગ ઉધાર, લાવવું નાણું,
બદ દાનત ધરી ખર્ચવું, ચોરી એ જાણું.

ઝુલ.

શક્તિથી આગળ જાય,
બીજાનું લાવી ખાય,
બદલા વિણુ જે લેવાય,
જે હરામનું કહેવાય,
મેળવવું કરી અન્યાય,
કન્યા વેચી ધન થાય,
પટલૈમાં લાંચ પમાય,
એક દીન નહિ જીરવાય,
ખૂટે ઝટ; ફૂટે કાચ જેમ બીલોરી,
કદીએ કોઇએ કોઇની ન કરવી ચોરી. ૩

---

અન્યાયે ધન મેળવે, મૂડીમાં ભળે, સમૂળું ટળે, ગાંઠનું જાયે,
કહેવત છે કે ચંડાળ ચોરનું ખાયે.
પાપે મેળવતાં વિત્ત, ચળે છે ચિત્ત, થાય વિપરીત, સંતતી મરશે,
પડશે પોતે કેદમાં અગર નૃપ હરશે.
જે લોકે ચોર ગણાય, કુરૂપ જણાય, ભયંકર થાય, આકૃતિ મુખની,
પાપી ના દેખે કદી, એક પળ સુખની;
ચોરેલું સંઘરનાર, ચોરના યાર, બડા હોંશિઆર, માગતાં વાર,
કરે ઈનકાર, ધરે મતિ ખરની,
કોઠીમાં મુખ ઘાલી, મા રડે તસ્કરની.

મૂકી જે ત્રિજે ઠામ, ન આવે કામ, એક પણ દામ, રચ્યો જે પાપે,
ચંડાળ હોઇઆં કરે, ન પાછું આવે.

**ઝુલ.**

દુર્ગુણનો જે ભંડાર,
ચોરીમાં તે સરદાર,
જુગારી મદ્ય પિનાર,
જારી પરઘર રમનાર,
વેશ્યા ઘેરે ભમનાર,
ભીખારી ભુખે મરનાર,
રાક્ષસ બુદ્ધિ ધરનાર,
પાપી પેલે અવતાર,
એ સૌ ચોરી કરનાર,
દીવાળી દેખે હાલ,
કહે છે **અંબાલાલ** આખરે હોરી;
કદીએ કોઇએ કોઇની ન કરવી ચોરી. ૪

---

# મરજાદા વિષે.

**શ્લોક.**

**नजार जातस्य ललाट शृगं, कुल प्रसुतेर्नच पाणिपद्मम् ।**
**यदा यदा मुचाति वाक्य बाणं, तदा तदा जाति कुल प्रमाणम् ॥**

**લાવણી.**

ભણતા બાળકને જુવાન, દેઇને ધ્યાન, સુણો કરૂં બ્યાન, બોલ બે સાદા;
સુરબ્બીની રાખવી અદબ મરજાદા.
શાસ્ત્રોમાં કીધી નોંધ, કરી શુભ શોધ, દીધો છે બોધ, હીત વિચારી;
મરજાદા મોટાતણી રાખવી સારી.
મા બાપ બેન કે ભાઇ, વડો પીતરાઇ, સગો સુખદાઇ, હોય જે મોટો;
વિદ્યા ગુણવાળો તથા તપસ્વી છોટો.

બહુશ્રુત સંન્યાસી યતી, વિમળ સન્મતી, હોય ધનપતી, અગર કુળવાળો;
સચવાય સર્વનું માન ચાલ એ ચાલો.
એમાંથી હરકોઇને, નજરે જોઇને, નમ્ર હોઇને, મળો સદ્દભાવે;
શિશ નામી જોડો હાથ, ખામી ના આવે.
સામા જૈ ઉભા રહો, જોઇતું કહો, ચિત્તમાં લહો, વદે જે વાણી;
આજ્ઞા પાળો પ્રેમથી, ઉલટ ઉર આણી.

ઝુલ.

ઘટતું દેવું સનમાન,
તજવું કરવું તોફાન,
ચાવવું ન ફોફળપાન,
બેસવું અદ્દર દૈ ધ્યાન,
સમજવું ધરી શુભ સાન,
વદતા હોય વડીલ સુજાણ,
બોલવું નહિ દરમ્યાન,
વિણ કામ એમની પાસ ન ઠરવું જાદા,
મુરબ્બીની રાખવી અદબ મરજાદા. ૬

---

નિશાળ વિષે સંચરો, ગુરૂ પર ખરો, પ્રેમ ચિત્ત ધરો, પિતાસમ ગણતાં,
ખીજતાં ના સામા થશો, પાઠ નિજ ભણતાં.
સદ્દભાવ બુદ્ધિમાં ધરી, પ્રેમની ઝરી, સુધારસ ભરી, ચિત્તમાં ધારો;
તોડવો નહિ કોઈ વાર, કોઇપણ ધારો.
ગુરૂનો મન ધરવો બોધ, ન કરવો ક્રોધ, ન થાય વિરોધ, કામ તે કરવું;
ગુરૂનું અપમાન ન થાય, એમ આચરવું.
ભય સાથે રાખો પ્રીત, સદા શુભ રીત, જરૂરે હીત, હેતથી લાવો;
સદ્દવર્તનથી માબાપ સદા વખણાવો.

ઝુલ.

જારીથી પેદા થાય,
નહિ શૃંગ કપાળે હાય,
જેવા મુખથી બોલ વદાય,
જાતી કુળ તેમ જણાય,

મુખથી ગુરૂ જો નિંદાય,
ભણતર ફળ નાસી જાય,
બચપણમાં બીજ વવાય,
જવાનીમાં સ્વાદ ચખાય,
માટે ચંદન રોપાય,
એવો કરવો ઉપાય,
નમ્રતા ધરે લજવાય,
ઓછું બોલે વખણાય,
સજ્જન એ જન કહેવાય,
કીર્તિ એની ફેલાય,
અવળી ચાલે ગંધાય લસણ કે કાંદા,
મુરબ્બીની રાખવી અદબ મરજાદા. ૨

---

આ કળીકાળ દરમ્યાન, ભુલાયું ભાન, વડિલનું માન, નથી સચવાતું;
નમ્રતા લાજનું બીજ નથી દેખાતું.
બાળકમાંથી વિવેક, ગયો છે છેક, દીસે છે ટેક, આપખૂદીનો,
પોતાની મત પર ચઢે, અદબ-ગુણ હીણો.
નૉન્સેન્સ અને ડયામ્ ફૂલ, જીભે એ રૂલ, ચઢી ગઈ ધૂળ, લજાવ્યું કુળ,
પિતા માતાનું,
વડિલોશું કરતાં વાત, એજ વદવાનું.
ઇંગ્રેજીનો એ તોર, નકામું જોર, કરે કીશોર, જાણવું ઢોર, અધુરૂં છલકે,
એ સુણી મુરખ માબાપ તણું મુખ પલકે.
બોલ્યા મુખથી શું ભાઇ? ન સમજે કાંઇ, એજ નવાઇ, લાગવા માંડી,
વિવેક જતાં ગુજરાત બિચારી રાંડી.
સ્વતંત્રપણાનું નામ, કર્યું બદલામ, સરે નહિ કામ, આમ કરવાથી,
નહિ મુક્ત થયા [1]ગુલામગિરીના સાથી.
એ શબ્દ તણો જે અર્થ, કરે છે વ્યર્થ, ગુમાવ્યું ગર્થ, ગાંઠથી છૂટયું,
મરજાદા જ્યાંથી ટળી નસીબ તે ફૂટયું.

## સાખી.

વડીલોની આગળ નમ્ર વાણી ઉચરવી, વડીલોની આજ્ઞા સદ્‌ભાવે શિર ધરવી;

---

૧. સ્વતંત્રતાથી.

વડીલોની બેઠક વિષે ગતી નહિ કરવી, વણ બોલાવે વાતમાં સાખ ના ભરવી,
મોટા સાથે નરમાશ સદા વાપરવી, ઉત્સાંછળપણુને ગરવ રીત પરહરવી.

ઝુલ.

મરજાદા ભૂષણ રૂપ,
વિવેકતણો એ કૂપ,
ખુશ થાય દેશનો ભૂપ,
સદ્‌ગુણ એ યશ સ્વરૂપ,
ફેલાશે દશ દિશ ધૂપ,
જોતાં ઉંચે તરી જશે બાપને દાદા;
મુરબ્બીની રાખવી માન મરજાદા. ૩

---

ઉદ્ધતાઈ કેરા બોલ, ઘટાડે તોલ, જણાશે પોલ, સોળમાં સાને;
બદલાય જેમ તન રૂપ, વીસમાં વાને.
ઉપરી પાસે જ્યાં જાય, વાણી ઉચરાય, પરીક્ષા થાય નિચા ઉંચાની;
કિંમત વાણીથી થાય, રહે નહિ છાની.
સરખા હોદ્દાની સાથ, કરંતાં વાત, વિવેકી ભ્રાત, મિત્રતા ધરજો.
સામાનું મન ખુશ થાય એમ આચરજો.
હલકા હોદ્દાની સંગ, પડે પરસંગ, રાખવો રંગ, સુજાતપણાનો;
તરણાકાર કરે દુઃખી થાય, જીવ હલકાનો.

ઝૂલ.

હદ છોડી જવું નહિ પાર,
કરવો નહિ તિરસ્કાર,
મરજાદા છે સતી નાર,
એ કામધેનુ અવતાર,
ઇચ્છેલું ફળ દેનાર,
એનો કરશો ધિઃકાર,
તે જન બહુ થાય ખુવાર,
કરી **અંબાલાલ** પોકાર,
કહે છે એ વારંવાર.
એ ગુણથી અતિ શોભશે પુરૂષ કે માદા;
મુરબ્બીની રાખવી માન મરજાદા. ૪

# ભલમનસાઈ.

## શ્લોક.

सत्यं प्रियं मृदु वाक्यं, धिरो हित करं वदेत् ।
आत्मोत्कर्ष तथा निंदा, परेषं परि वर्जयेत् ॥

## લાવણી.

ભલમનસાઇની રીત, વધારે હીત, સદા શુભ પ્રીત, ધરી વાપરવી,
કડવી કોની કૂથલી કદા નવ કરવી.
સજ્જનતા સુખનું ધામ, સુધારે કામ, મળે સૌ ઠામ, આબરૂ સારી,
દુનિયામાં દીપી રહે ભલાં નર નારી,
પરમાર્થ બુદ્ધિ રાખવી, દયા દાખવી, નીતિ સાચવી, ભલાઈ લેવી;
બીજાની છાની વાત મુખે નવ કહેવી,
પરનિંદા છે અવગૂણ, પાપની ગૂણ, જેમ જરી લૂણ દૂધમાં નાંખે,
ફાટીને બગડી જાય સ્વાદ શું ચાખે ?

### ઝુલ.

જૂઠું મુખથી બોલવું,
પરનું છીદ્ર ખોલવું,
અભિમાન વિષે ડોલવું,
કુડ કીચડમાં રોળવું,
તીખા બોલે છોલવું,
મર્મમાં અફિણ ઘોળવું,
બાપનું નામ બોળવું,
એ સર્વ પાપની ખાણુ સમજી પરહરવી.
કડવી કોની કુથલી કદા નવ કરવી. ૧

---

બોલ્યાથી કડવું વેણુ, ક્રોધમય નેન, કરે બેચેન, ચિત્ત બીજાનું,
કડવાસ પાસ લાગતાં, બગડશે ખાનું,
કોઇ મદદ માગવા ખાસ, રાખીને આશ, તમારી પાસ ચાહીને આવે;
ઉઠી આદર સત્કાર બતાવો ભાવે.

કોઈ આવે મળવા ઘેર, ધરો મન મ્હેર, વિનયની લ્હેર, ઉઠી બતલાવો;
વિવેક લોકમાં અમુલ્ય મોટો લ્હાવો.
આસન આપો ભલી ભાત, પુછો પછીં વાત, કહો ક્યમ ભ્રાત, પધાર્યા આજે;
તસ્દી લીધી આટલી અહીં શા કાજે.
મીઠી જીભે શીખ દો, થશે ફાયદો, નહિ વાયદો, બતાવો લાંબો;
કલમીસમ વ્હેલી મઝા ન દે તરૂં આંબો.

ઝૂલ.

ઝટપટ કરવું પરકાજ,
રાખવી હૃદયમાં દાઝ,
જેથી રીઝે રઘુરાજ,
ખુશી થશે સંત સમાજ,
દુનિયાં કહેશે જસરાજ,
પરગજુ થઇને પુણ્ય હોડી સંઘરવી;
કડવી કોની કૂથલી કદા નવ કરવી. ૨

---

હિતકારક કોમળ વાણ, ખાંડની ખાણ, રામનું બાણ, સદા જે સાચું;
જીભે જુગતું બોલતાં શોભશે ડાચું.
સાંભળવી પરની પીડ, પડી હોય ભીડ, ન કરતાં ચીડ, ચિત્તમાં ધરવી;
આપવી શુદ્ધ પ્યારથી સલાહ શુભ ગરવી.
આપવું પડે જો દાન, દ્રવ્ય કે ધાન, ન કરતાં જાણ, ગુપ્ત તે દેવું;
પરમેશ્વર પ્રીતે કરી ન પાછું લેવું.
કોઇશું કરવો ન વિરોધ, આપવો બોધ, ન કરવો ક્રોધ, કામ કદી બગડે;
હલકા શેઠો નિજ સેવકજનને રગડે.
ફરવું સજ્જનની સાથ, દિવસને રાત, થવું રળિઆત, કરી જન સેવા;
મળશે મન ગમતું સુખ મધુર ફળ મેવા.

ઝૂલ.

હળીં મળી રહો સૈ સંગ,
નહિ થાય શાંતિનો ભંગ,
શાખો રીપુનો પણ રંગ,
તૃષ્ણાપર ખેંચો તંગ,
જીતો માયાવિ–તુરંગ,

ભલમનસાઈ સુંદર નાર પ્રેમથી વરવી,
કડવી કોની કૂથલી કદા નવ કરવી. ૩

---

વાણી વેરી વશ કરે, ગરજ સૌ સરે, જીવ ઉગરે, કદા કો કાળે,
સંકટ આવેલું સમીપ પાછું વાળે.
કરવો નહિ વાદ વિવાદ, બુરો એ નાદ, બગાડે સ્વાદ, પ્રેમરસ ફેરો,
શાણો જે ઓછું વદે રહે તે ઘેરો.
ભલપણનો શ્રેષ્ટ સુવાસ, વધે ચોપાસ, સરવ જન ખાસ, તમારી પાસ,
દોડતા આવે,
મધપૂડો માંખી જૂથ ખેંચી જેમ લાવે.
શુભ વાણી મોહન માળ, નિભે ચિરકાલ, રક્ષની ઢાલ, લટકતી શોભે,
વિક્રાળ કાળ ભરિ ફાળ આવતો થોભે.
શત્રુ પણ થંડો થાય, કરે નહિ ઘાય, શિતળ થૈ જાય, ભલાઇ જોઇ,
ઠગ તસ્કર દુષ્ટ હરામ નડે નહિ કોઇ.

ઝૂલ.

ભલપણમાં છે મીઠાશ,
એથી ઉલટી કડવાશ,
રાખો મોટમની આશ,
ઝટ બનો ભલાઈ–દાસ,
જ્યાં ભલાઇનો છે વાસ,
ઇશ્વર છે તેની પાસ,
કરશે અડચણનો નાશ,
છોડવશે માયા–પાસ,
**અંબાલાલે** ઉરમાં સદા એ ધરવી,
કડવી કોની કૂથલી કદા નવ કરવી. ૪



# મૃત્યુ વિષે.



## " नास्ति मृत्यु समं भयम् "

### લાવણી.

યમરાજા કરૂં પ્રણામ, તમારૂં કામ, જપાવે રામ, કરી પોકારે;
પ્રાણીને માથે મોતતણું ભય ભારે.—ટેક.
સાંભળી તમારૂં નામ, થાય મુખ શામ, તમારે ધામ, આવવું ન ગમે;
બહુ ત્રાસજનક એ ઠામ વર્ણવ્યો નીગમે.
કરણી પરમાણે કાય, લઇ જન્માય, હરખ ના માય જન્મ તે ટાણે;
સુખ દુઃખ કર્મ આધીન અહીં જન માણે.
બ્રહ્માનો એ અધિકાર, જનમતી વાર, કરે તૈયાર, પાછલું નામું,
તાળો મેળવવા જુવે કર્મના સામું,
ભોગવતાં બાકી રહે, હિસાબ લહે, લખીને કહે, ભોગવી લેજો.
નૃપ ધર્મઘેર જઇ હિસાબ સઘળો દેજો.
કાલનું લખી પરિમાણ, કરી એંધાણ, રૂદ્રને જાણ, કરે તે વાતે;
સંહારતણો અધિકાર શીવને માથે.
શીવજીનો ખાય પગાર, વડો સરદાર, શીરસ્તેદાર, નામ યમરાજા,
વર્તે આજ્ઞા અનુસાર રાખીને માઝા.
દફતર છે તેની પાસ, લખેલું ખાસ પ્રાણીનો શ્વાસ, પૂરો કરી લેવા;
ધર્મની કચેરી વિશે મોકલી દેવા.
ચૂકે નહિ તિથિ વાર, ધરી દરકાર, મોકલે ચાર, દૂત દમ લેવા;
રાક્ષસસમ કાળા ઉગ્ર ભયંકર તેવા.
જેઓને જોતાં વાર, રડી પોકાર, કરે ઉદ્દગાર શ્વાનની જાતી,
લાગે તે વેળા બીયામણી ભયમાતી.

### ઝૂલ.

આવે છે એ યમદૂત,
રૂપે છે જે અદ્દભૂત,
આકૃતિ અતિ મજબૂત,

હરી જાય પ્રાણ એ યમ હુકમ અનુસારે,
પ્રાણીને માથે મોતતણું ભય ભારે. ૧

આ સ્થૂલ તત્વની દેહ, બની છે જેહ, નહિ સંદેહ, તત્વ ચોવીશે;
વાયુ પંચક બળવડે હાલતી દીસે.
જ્યાં લગી પવન સંચરે, દેહમાં ફરે, જીવ ત્યાં ઠરે, અહંપદ ધારી;
ત્યાં લગી ભોગવે કરે કરમ નર નારી.
એ પવન નીકળી જાય, સ્થિર જડ થાય, કાષ્ટવત્ કાય, પડે શબ સરખી,
મૃત્યુ એને જન કહે રડે ખૂબ નીરખી.
યમદૂત પવનની સાથ, સૂક્ષ્મ સંઘાત, ભીંડીને બાથ, હરી લઇ જાતા,
વિલાપ કરે સુત, નાર, પિતા કે માતા.
વ્યાધિ નીમિત્ત ગણાય, શરીર હણાય, જીવ મુંઝાય, જૂદા પડી જાતાં,
નવ નાડી છૂટી પડે ગાત્ર કરમાતાં.
આકુળ વ્યાકુળ અતિ થાય, આંખ મીંચાય, ઉંડી જીભ જાય, તરફડે તનકું,
આશા તૃષ્ણાનું ભર્યું મરે નહીં મનકું.

ઝૂલ.

આધું પાછું તે થાય,
તુરંગ વિશે વહી જાય,
વલખાં મારે પીડાય,
સંદગ્ધિપણે અકળાય,
નીજ પાપ નજર દેખાય,
બીકથી પોકારે કાય,
શી વલે થશે ? ગભરાય,
જમદૂત કચડીને દાંત ઘસે તે વારે,
પ્રાણીને માથે મોતતણો ભય ભારે. ૨

છેલ્લો નીકળતાં શ્વાસ, થતાં જીવ નાશ, સગાં મળી પાસ, નામ દઈ રડતાં;
બહુ નજીકનાં ઘેલાં બની મૂકે પડતાં.
કુટે છાતી ને શીષ, પાડીને ચીસ, ધરીને રીસ, બરાડા પાડે,
આંખે આંસુ નહિ માય, લીંટ પણ કહાડે.
ઘરડો મોટા મરી જાય, રાજવે ગાય, મને હરખાય, જમણની આશે,

જુવાનતણાં લાડણા પીટાતાં ત્રાસે.
સ્વાભાવિક થાયે શોક, મૂકે રડી પોક, પડોશી લોક, ધીરજ દે ધીરે;
કુદરતને રોકી શકાય ના શૂરવીરે.
પણ બતાવવાને ડોળ, મળે જ્યાં પોળ, મચે ધમરોળ, કહે કેદારો;
ઓ–ઉ–લંબાવી કરે જુઠા પોકારો.
પડી ગયો બૂરો રીવાજ, તજીને લાજ, કરે ઇલાજ, છાજીયાં લેવા,
જાણે કોઇ કપટી ઢોંગ કરે શઠ જેવા.
વિદ્યાનો થાતાં નાશ, વધ્યો તમ–પાશ, તેથી કંકાસ, ત્રાસ ફેલાયો;
મૃત્યુ વખતે એ સજડ ઘલાયો પાયો.
સમજે જે નર ને નાર, કરે વિચાર, છાતીએ માર નકામો દેવો;
પોતાની દેહે રોજ માગીને લેવો.
કોટી કરતાં ઉપાય, પુકારે હાય, સજીવન થાય, નહિ મરનારો;
ત્યારે શું કરવા ચલાવવો એ ધારો ?

ઝુલ.

વંચાવો ગરૂડપુરાણ,
શિખામણની શુભ ખાણ,
દેતી ડહાપણ ને જ્ઞાન,
રડવાનું ટળશે ભાન.
મૃત્યુની પાછળ ગાન,
કરે કબીર સુત સુજાણ,
મૃત્યુ સૌનું નિર્માણ કર્યું કિરતારે—
પ્રાણીને માથે મોતતણો ભય ભારે, ૩

---

વિદ્યા મેળવવા કાજ, તથા સુખ સાજ, ગણો મહારાજ, અમર છે કાયા,
ધર્માચરણે જાણવું જમે કર સાયા.
કરવાં પુન્યોનાં કામ, મુકીને મામ, ખરચવા દામ, જાણવું આમ, "મોત છે પાસે,"
ધર્માચરણે ના રહો કાળ વિશ્વાસે.
બાળક ઘરડો કે જવાન, ગરીબ ધનવાન, સમજુ નાદાન, ન જાણે ભાવી.
જાણવું શીરપર મોત ખડું છે આવી.
રાખી ડર મૃત્યુતણો, મુખે હર ભણો, સર્વને ગણો, પ્રાણ પોતાના;
કરી ક્રોધ કોઇ પર મિજાસ કરી ખોતા ના.

મરવું છે નક્કી જાણુ, થવી છે હાણુ, રામનું બાણુ, જશે નહિ ખાલી,
ખાલી હાથે તજી સર્વ જવું છે ચાલી.
ધન દારાદિ સંઘાત, ના આવે સાથ, દેહની ઘાત, થશે જે વારે;
સતધર્મ એકલો સાથી થશે યમદ્વારે.
મૃત્યુસમ બીજી ચીજ, બીકનું બીજ, નથી હરગીઝ, જુઓ વિચારી;
એ અથાગ ખાડે ઉતરી જવાની બારી.
એમાંથી પાછા ફરી, બાર નીસરી, આવશું તરી, વાત એ ખરી? નથી સાબિતી;
આ જન્મે જાણી નથી પુરવની વીતી.
બોલે છે શાસ્ત્ર પુરાણુ, વેદનું જ્ઞાન, રહે અજ્ઞાન તહાં લગી ફરવું,
જ્ઞાન મુક્તિ પામતાં બ્રહ્મમાં ઠરવું.
એતો સઘળું અનુમાન, ઋષિ વિદ્વાન, આપતા જ્ઞાન, શ્રેયને માટે;
પ્રત્યક્ષ સત્ય સુખ થશે નીતિને વાટે.

ઝુલ.

જો ચાલે નીતિ ચાલ,
કોઇ કરે ન વાંકો વાળ,
વ્હોરો નીતિ યશ માલ,
તો કરી શકે શું કાળ,
ખટકે નહિ મૃત્યુ સાલ,
સત્કર્મતણો હેવાલ,
ધર્મને ચોપડે ઘાલ,
જહાં જશે તહાં એ ઢાલ,
લેશે તારી સંભાળ,
આ દેહ ટકે ચિરકાળ,
કે પડે હાલને હાલ,
એ વાત તણો મન ખ્યાલ,
કરશે નહિ અંબાલાલ,
નીવડે જો નીતિ પાલ,
નીતિજ્ઞ મુક્તને મોત કદી નવ મારે;
પ્રાણીને માથે મોતતણો ભય ભારે. ૪

# જીંદગી વિષે.



## લાવણી ૧૮ મી.

પરમેશ્વરને કરી યાદ, પામવા દાદ, કરૂં ફરિયાદ, માન મદ મૂકી,
કળિકાળ વિષે જીંદગી થાય છે ટૂંકી.
જીંદગીનું કરવા બ્યાન, ધરૂં મન ધ્યાન, લગાવી તાન, ઇશ યશ આપો,
વિઘ્નો વેગે દૂર કરી મતિ શુભ સ્થાપો.
જ્યાં લગી દેહમાં શ્વાસ, કરે નિવાસ, જગતનો ભાસ, લહે મન રાણો,
તેટલા કાળનું નામ જીંદગી જાણો.
જીંદગી વખતની લ્હેર ( મોજુ ), સાઠ સીતેર, વરસની ખેર-મુકી વાળીને,
બખસે છે કોઇક ખરા ભાગ્યશાળીને.
સાધારણ સરેરાસ, વરસ પચાસ, તણો કરૂં ક્યાસ, જીંદગી કેરો,
જો જોતામાં ઝડપથી પડે છે ટેરો. ( પડદો )
છે અનંત વસ્તુ કાળ, પડી વિકરાળ, માનવી-બાળ કરે દરદીને,
ભારે ભય ઉપજાવતી રોગ-દરદીને.
હમણે હરિ લેશે પ્રાણ, મારીને બાણ, જીવની હાણ, થશે જો જોતાં,
સૌ સગાં સહોદર રહેશે પાછળ રોતાં.
બંધાય નહિ પરિમાણ, કરી નિર્વાણ, દેહ રૂપ વ્હાણ, અટકશે ક્યારે;
તેથી તેનો વિચાર ભયંકર ભારે.
જોશી ડોશી અનુભવી, સંત ગુરૂ કવી, વિગત વરણવી, ચીતરે પાને,
મરવાનો નક્કી કાળ કોઇ નવ જાણે.
પંડિત પૂરા સન્મતી, મેળવે સતી, ગ્રહોની ગતી, કરે વરતાળો;
અડસટ્ટે બાંધે જીંદગીનો સરવાળો.
સતશાસ્ત્રે સાચું પડે, સત્ય સાંપડે, પૂર્ણ જો પઢે, જોશ જોનારા,
જીંદગીનું બાંધે માપ ગણે નભ-તારા.

### ઝુલણ.

જીંદગી વખતનો ભાગ,
લાંબો કે ટૂંકો લાગ,

રાખે સત્કર્મે [1]રાગ
દે સ્વર્ગે જવાનો ભાગ,
કૂકર્મ વિષે અનુરાગ,
સળગાવે શરીરે આગ,
કરડે જેમ કાળી નાગ,
લાગે જીંદગીને ડાઘ,
દર દિનનાં કૃત્ય અથાગ.
સત્યની વણે જો પાઘ,
તો થતાં જીંદગી ત્યાગ,
મળશે જીવને શુભ તે લાગ,
નિર્ભય થઈ વનનો વાઘ, [2]તજે તન ચૂંકી,
કળિકાળ વિષે જીંદગી થતી ગઈ ટૂંકી. ૨

જીવ[2] છે અનાદી રાજ, પુરવનાં કાજ, એકઠાં સાજ કરીને જનમે,[1]
વૃદ્ધી[3] પામીને પૂર્ણ થયા પછી [4]વિનમે.
[5]ઘટવા માંડે પછી કાય, ઘટીકુલ થાય, આખરે જાય[6] જીવતર છોડી,
યમ રાજદ્વારે ખડો રહે કર જોડી.
જીંદગીતણી છ સ્થિતિ, ધરીને નીતિ, બતાવી રીતિ, શાસ્ત્રકર્તાએ;
દર દેહ વિષે એ નિયમ પ્રમાણે થાયે.
જનમીને વધતી જાય, તહાં લગિ કાય, લઘૂ કહેવાય, બાળપણ કેરી;
તે વયમાં પામે ચાર કળા મન લ્હેરી.
સમજણ પામે વય સાત, માત ને તાત, થાય રળિયાત, બાળ નિહાળી;
બુદ્ધિ દર બાળક વિષે બારમે ભાળી.
સોળે સમજે સાનમાં, રહે તાનમાં, જુવાનીતણાં ચિન્હ પણ આવે;
વીસે વાણી વિવેક-ભરી હરખાવે.

ઝુલ.

રટે પાંચ લગી નિર્દોષ,
સમજીને ન ધરે રોષ,
પંદર લગીમાં ગુણ દોષ,

---

૧. પ્રીતિ. ૨. મરતી વખતે તિરસ્કાર કરીને.

૧. અસ્તિ. ૨. જાયતે. ૩. **વર્ધતે**. ૪. પરિણમતે. ૫ **અપક્ષીયતે**. ૬. **મ્રિયતે**. એ છ સ્થિતિ.

સમજી ભરશે મન-કોશ;
વીસ લગીમાં એ ત્રણ [1]જોસ,
આવી રંગે મન-હોંશ,
ભરિને છલકાતાં કોસ,
ખાટા થઈ જાયે હોસ;
વિદ્યાદેવી સંતોષ,
આપે જન ને કીર્તિનાં બણુગાં ફૂંકી
કળિકાળ વિષે જીંદગી થાય છે ટૂંકી. ૨

---

પાંચનો થતા લગી બાળ, ધરી બહુ વ્હાલ, કરે સંભાળ જનક ને જાયા,
કુદરતથી કાલા બોલ કઢાવે માયા.
તે વયમાં લાડે લાડ, પિતાનો પ્હાડ, માત શું હાડ, કરે ખાવાને.
ઉછરિને મોટો થાય જગત દરમ્યાને.
રમવા મહેલે સંચરે, ઢોરથી ડરે, ક્રિડા લઘુ કરે, ધૂળમાં બેસી;
બાવો દેખી ઘરમાંહિ જાય ઝટ પેસી.
સાતથી નિશાળે જાય, હઠીલો થાય, માર પણ ખાય, વાંક પડવાથી;
ભેંજાની જમિન ખેડાય આંક પઢવાથી.
વંચક સિદ્ધિનું મૂળ, અક્ષરો [2]કૂલ પ્રથમ તો શૂળ, શીખતાં લાગે,
ધીમે ધીમે રસ પડે ભરે ડગ આગે.
ઉમર થતાં દસ બાર, મળી બે ચાર, દૂર ઘર બ્હાર જાય રમવાને;
ભણવા કરતાં મન થાય ઘણું જમવાને.
પંદરમાં આપો આપ, થાય છે માપ, ભવિષ્યની છાપ, જણાઇ આવે;
રહે ડોળ ફાંકડો; ભણે અગર ખૂબ ભાવે.
પ્રારબ્ધ પૂર્વનું જડે, કુસંગે પડે, અગર નીવડે, વિનય ગુણ ધીરે;
તસ્કર વ્યસની કે, પંડીત નર શૂર વીરો.
સોબત બૂરાની કરે, અનીતિ ધરે, અંધ થૈ ફરે, વિષય રસ ચાખે;
વિદ્યાનો વ્યસની બની વેદ મુખ ભાખે.
પ્હેલી વીશી વહી જાય, બીજી જ્યાં થાય, જીવડો ધાય, કરે તૈયારી;
મેળવવા ચિત્તમાં ચહે દ્રવ્ય ને નારી.
વધવા માંડેલી કાય, ખીલતી જાય, બીજીની માંય, પૂર્ણતા પામે;

---

૧. ઉભરા-જુસ્સા. ૨. તમામ.

પાછળથી લાગી ઝોક જરી જરિ [1]વામે.
એને જૂવાની ગણી, માનવી તણી, પંડિતે ભણી, અવસ્થા બીજી;
માયાની જે જાળમાં રહે મન રીઝી.
દિન રાત પ્રિયા મન ચ્હાય, કામની લ્હાય, નહિ હોલાય, રહે છે સળગી;
ધન લોભે તૃષ્ણા વધૂ વધૂ ગઇ વળગી.
હજાર કરે વિચાર, " કયે પરકાર, મળે ધન-દાર, માન બહુ પામું. "
ધંધાથી છૂટો પડી જુવે સ્ત્રી સામું.
એ રીતે દહાડા જાય, છોકરાં થાય, જોઇ હરખાય, જાળમાં પેસે;
તૃષ્ણા ચક્કર પર ચઢે, ઠરી નવ બેસે.
નહિ-રામ નામ વિચાર, થાય કો વાર, સદા બેજાર રહે ધંધાથી;
તે વયમાં તેવા મળે સ્વાર્થના સાથી.
સૌ નિજ મતલબથી મળે, કોઇ પણ કળે, ટકા બે રળે એમ ઇચ્છનારા;
કોઈ કામ-મસ્ત શોધતા ફરે પરદારા.
જ્યાં ધન વધવાની આશ, તહાં જઈ ખાસ, બનીને દાસ ખુશામત કરશે;
ચઢતી થાવાને કાર્ય કુડાં આચરશે.
વિશ્વાસ આપીને ઘાત, કરે ભલી ભાત, દગાના ઘાટ, ઘણા દીલ ધરશે;
પર જર જોરૂ લોભિઆ ન ઈશથી ડરશે.
આચરશે પાપ અનેક, બગડશે છેક, [2]વર્ણનો ટેક, જરી નહિ રાખે.
માંસાદિક દારૂ સદા સ્વાદ ધરિ ચાખે.
મન શરીર નબળાં થાય, રોગ ફેલાય, તોય પણ ધાય, પાપ આચરવા;
સૂઝે નહિ નીતિ માર્ગ સુ પગલું ભરવા.

ઝુલ.

બીજીનો એ ચીતાર,
માયા લંપટ અવતાર,
તૃષ્ણાનો ન મળે પાર,
બહુ વાર ખાય બહુ માર,
તોયે પણ વારંવાર,
તે તર્ફ જવા તૈયાર,
દોરાય [3]ચિત્ત-દરબાર,
સમઝે નહિ સત્ય ગુમાર,

---

૧. નમે. ૨. જાતનો. ૩. ચિત્તરાજા.

એવા નરને ધિઃકાર,
આશા તૃષ્ણા બે નાર,
ઊંદરની માફક ખાય, મૂઢને ફૂંકી;
કળીકાળ વિષે જીંદગી થતી ગઈ ટૂંકી. ૩

---

તરતી વય બેસતાં, જુવાની જતાં, વને પેસતાં, લોભ મદ વધતો;
વિધ પીડા પામતાં રામ નથી વદતો.
કારે માબાપને, થતાં દુઃખ તને, વિચારે મને ગતી શું થાશે;
છળ બૈરી બાળકાં રહી શું ખાશે.

યાનાં છૈયાં થાય, જીવ અકળાય, નહિ પરતાય, કામ નવ છોડે;
લો થઈ કમ્મર કશી ઉદ્યમે દોડે.
કાંત વાસનું નામ, ન લે ગુલામ, મુખે કદી રામ, નહિ ઉચ્ચારે;
યાપાસે બાંધીને રીપૂ ષડ મારે.

ાધીથી વારંવાર, થાય ખૂવાર, તોય ગૂમાર, ચિત્ત નહિ ચોટે;
જે થઈ ખાંધે ધરે ધૂંસરી હેતે.
ય છે ક્ષીણ શરીર, જતું રહે હીર, મળે ન લગાર, શરીરે શક્તિ;
પણ પાપીને સૂઝે ન ઇશ્વરભક્તિ.

ળાના ધોળા થયા દાંત, ગળી ગયા, તોય પણ દયા ન શીખ્યો ધરવા;
ળાં તજી ધોળાં કર્મ ન શીખ્યો કરવા.
ધી નહિ માળા હાથ, જપ્યા નહિ નાથ, સંતનો સાથ, કદી નવ ખોળ્યો;
વની પર આ અવતાર અમસ્તો રોળ્યો.

જવા લાગતાં કાય, લાકડી રહાય, તો પણ ચ્હાય, વાસના ઝેરી;
ા ઇશ્વર, શું ગતિ થશે દુષ્ટ નર કેરી.
ડપણમાં બૂરી દશા, જાળમાં ફસ્યા, પ્રભુ ના વસ્યા તો પણ હૈયે;
ા માંડયો બહુ ત્રાસ વહુ ને છૈયે.

ાવા નવ આપે કોય, પિડાથી રોય, પડી રહે તોય, પથારી ન મળે;
દ્ધિ પણ નાશી જાય દહાડે નબળે.
જીનો એ હેવાલ, કરે કંગાલ, કૂર થઇ કાળ, રિબાવી રોળે;
ત્કર્મ વિના કાચી રહી સોગટી સોળે.
સ્તાવો પુરો થતાં, હવે મુખ લવે, આવતે ભવે પ્રથમ ચેતીશું;

ઇશ્વર માફી દે સૂણો રાંકની [1]ચીસું.
એ રીતે આ જીંદગી, જાય છે ઠગી, ન થાયે સગી, નાર વ્યભિચારી;
તે માટે સમજણ થતાં કરો ઇશ યારી.

ઝુલણા.

બચપણુમાં સમજણ લેશ,
રમવા જવાનું એશ,
જવાનીએ લીધા બહુ વેશ,
મદ ભર્યો રહ્યો હમેશ,
દીઠો નહિ પુણ્ય ઉન્મેશ,
ના ભજ્યા કદી અંબેશ,
કાળા કરતાં ઉદ્દેશ,
પાપે પહોંચાડયો પેશ,
વ્રડપણમાં ધોળે કેશ,
સુઝયો નહિ સવળો દેશ,
લીધો નહિ સદ ઉપદેશ,
અપકારતી કેરી મેશ,
ચોપડીને ચાલ્યો જશે, સુ રસ્તો ચુકી;
કળીકાળ વિષે જીંદગી થઇ ગઇ ટૂંકી. ૪

## ચાર આશ્રમ.

### લાવણી ૧૯ મી.

શંકર સુત ચિત્તે ધરી, શારદા સ્મરી, વિવેકે ભરી, શાસ્ત્રની વાણી;
આશ્રમ સંબંધે લખું ઉલટ ઉર આણી.
ઋષિઓ મધ્યે સરદાર, શાસ્ત્ર કરનાર, કહે આચાર વેદ આધારે;
તે મહા સ્વયંભુ મનુ થયા સંસારે;
સતયુગ એતો કહેવાય, સુધર્મ પળાય, સત્યને મ્હાય, લોક તે વારે;

[1] બુમો.

રાજા રૈયત ભોગવી ગયાં સુખ ભારે.
સંપત્તિ સારી હતી, દેશની સ્થિતિ, પ્રજાની મતિ, ધર્મ ધરનારી;
દૈવી જીવ જાણે હતાં સકળ નર નારી.
છળ કપટ અગર અન્યાય, નહિ દેખાય, ધર્મની સ્હાય, ધરી સૌ ચાલે;
પપુદ્ધિ બાવી દંભ-ડોળ નવ ઘાલે.
પાળે પોતાનો ધર્મ, જાણીને મર્મ, કરે સૌ કમ, કુશળ વ્યવહારે;
સંકટમાં પણ સઉ વર્ણ સત્ય નહિ હારે.
એવા સુંદર કાળમાં, લઇ ખ્યાલમાં, ધર્મશાળમાં, આશ્રમો આપ્યા;
તેમાં દૃઢ રહી વર્તવા નિયમ શુભ સ્થાપ્યા.

ઝૂલ.

જીંદગી જોગવવા ચાર,
ટપ્પા કીધા તૈયાર,
પ્હેલે સૌથી બ્રહ્મચાર,
ગૃહસ્થ બીજો બહુ ભાર,
ત્રીજે વનમાં વ્યવહાર,
છેલ્લો સન્યસ્ત વિહાર.
ત્યાગે વિષયી સંસાર,
જ્ઞાનનો ભરે ભાર ભંડાર,
કીધા એ ચાર પ્રકાર, વેદ પરમાણી;
આશ્રમ સંબંધે લખું ઉલટ ઉરે આણી. ૧

---

માણુસ માણે જીંદગી, વરસ સો લગી, થાય માંદગી, ભૂલની સાથે;
વહેલા મ્હેલા તે થકી ચઢે જમ હાથે.
સાધારણ રીતે એમ, કુદરતી નેમ, રહે જન ક્ષેમ, સત્યથી ચાલી;
અવળી રીતે ચાલતાં લીયે જમ ઝાલી.
પચ્ચિસ પચ્ચિસના ચાર, કરી સુ વિચાર, વેદ આધાર, લઇને કીધા;
આશ્રમ તે ઋષિએ સ્મૃતી વિષે લખી લીધા.
જન્મથી આઠમે વર્ષે, ધરીને હર્ષ, થવા ઉત્કર્ષ, જનોઈ આપે;
વિદ્યા ભણુવામાં લક્ષ અહોનિશ સ્થાપે.
નિર્દોષ કરે વ્યાપાર, લઘૂ કુમાર, બ્રહ્મ અવતાર, સરીખો ભાસે;

મેળવવા ધર્મ જ્ઞાન રહે ગુરૂ પાસે.
મા બાપ થકી વેગળા, રહે એકલા, મુંજી મેખલા, અને લંગોટી;
હસ્તે ખાખરની ધરે પાતળી સોટી.
તે બ્રહ્મચારી કહેવાય, લઈ ગુરૂ સહાય, ભણે અધ્યાય બ્રહ્મ વિદ્યાનો;
રાખે સંવત્સર સોળ ભેખ ભિક્ષાનો.
સેવા ગુરૂજીની કરે, નમ્રતા ધરે, માગીને ભરે પેટ પોતાનું;
ના કરે કોઇપણ કામ ગુરૂથી છાનું.
ગુરૂની આજ્ઞા વશ રહે, ગુરૂ જે કહે, ચિત્તમાં લહે, કાળજી રાખી;
હદ મૂકીને નહિ જાય ગર્વથી છાકી.
કસરત પણ કરવી પડે, રોગ નહિ નડે, સ્વચ્છ મન વડે, જ્ઞાન મેળવતા;
એ આશ્રમમાં રહી શુદ્ધ બુદ્ધિ કેળવતા.
તન મનને પુષ્ટી મળે, શ્રેષ્ટ ધન રળે, સ્નેહથી હવે, શીલ સંભાળે;
સંપનાં બીજ રોપાય સહજ તે કાળે.
ગુણ દોષ ઘણા સમજાય, જાણ્યાથી ન્યાય, ખરૂં પરખાય ધર્મ સંઘરતા;
જેથી બીજે આશ્રમે કાર્ય શુભ કરતા.
નિર્મળ સ્થળમાં નિવાસ, ગુરૂની પાસ, થાય અભ્યાસ, વગર ચિંતાએ;
એ બ્રહ્મચર્યનો કાળ જતાં ન જણાયે.

ઝૂલ.

એ પાપ વગરનો કાળ,
નાના મોટા સૌ બાળ,
ધરી એક બીજા પર વ્હાલ,
રમતાં લેતા સંભાળ,
સંસાર વિષય જંજાળ,
સ્વપ્ને નવ લાવે ખ્યાલ,
મન રહે સદા ખૂશાલ,
પુર્વે પડતો એ તાલ,
વિદ્યાર્થીનો હેવાલ,
બદલાતાં અસલી ચાલ,
હાલમાં થયા બેહાલ,
બહુ કારણથી એ સાલ,
પેઠું હિન્દુમાં હાલ,

વિનવે છે **અંબાલાલ**,—ધરો મતિ શાણી;
આશ્રમ સંબંધે લખું ઉલટ ઉર આણી. ૨

---

વિદ્યા સૌ બાબત તણી. મેળવી ઘણી, જાય ઘર ભણી, પરણવા કાજે;
ગૃહસ્થાશ્રમ નારી સંગ સદા શુભ છાજે.
ઘર માંડીને સંસાર, વિષે વ્યવહાર, કરે જે વાર–નારની સાથે;
આશ્રમ એ ગૃહસ્થનો સરવને માથે;
વર્ણના ધર્મ અનુસાર, કરે વ્યાપાર, શાસ્ત્ર આધાર, ધરીને ચાલે;
જન મંડળમાં હળિ મળી મોજમાં મ્હાલે.
માબાપ બેન લઘુ ભ્રાત, રહે સંઘાત, ચહે ભલિભાત, હેત ઉર ધારી;
પોષણ સૌનું રળિ કરે રૂડો સંસારી.
આતિથ્ય પ્રાહુણાચાર, ગરિબ–લાચાર, તણો આધાર, ગૃહસ્થી જાણો;
સતપાત્ર જોઈને દાન કરે નર શાણો.
સત્યનો ધરી સંયોગ, કરે ઉદ્યોગ, ભોગવે ભોગ, નીતિની રીતે;
સેવામાં હાજર રહે પ્રેમદા પ્રીતે.
સંપી રહેતાં દંપતી. ખિલે શુભ મતિ, થાય સંતતી. વધે છે માયા;
સદ્‌વર્તનથી રાખતા નિરોગી કાયા.
સંપૂર્ણ સાધવા કામ, રાખીને હામ, મેળવે દામ, ગૃહસ્થી સારો.
અભિમાન રહિત રહિ કરે સફળ જન્મારો.
એ ધન્ય ગૃહસ્થ ગણાય, છોકરાં થાય, દ્રવ્ય આદાય-વધે દર વર્ષે;
આરોગ્ય રહી ધન યોગ્ય સ્થળે વાપરશે.
ધર્મનો ધરીને સ્તંભ, કરે પ્રારંભ, તજી છળ દંભ, ચઢે સંસારે;
જીતેંદ્રિય જિત મેળવે, કદી નવ હારે.
પચ્ચીસથકી પચ્ચાસ, રહી ઘરવાસ, પૂરી કરિ આશ, પૂર્ણતા પામે;
એકાવનમાં મન વને જવા વિરામે.
સંતોષ ચિત્તમાં લહે, ન સંગત ચહે, વેગળો રહે, અહંપદ ત્યાગી;
મન ધન દારા સુત થકી રહે વિરાગી.
વૈભવ આ ભવનો જડે, મઝા બહુ પડે, તેથી એ ચઢે, બિજા આશ્રમથી;
રાજ્યાસન પણ મેળવે મહા પરિશ્રમથી.
ઉપકાર બિજાપર થાય, પિડિતને સ્હાય,–થવા ઉપાય, હાથમાં હોયે;
તેથી આ આશ્રમ શ્રેષ્ટ ગણ્યો સૌ કોયે.

ઝૂલણ.

પૂર્વાવસ્થાનું પૂર,
પ્રેમના ખિલે અંકૂર,
ધન વિદ્યાથી ભરપુર,
ઝળકે મૂખપર બહુ નૂર,
કાયા પણ બળથી શૂર,
મદિરા વિણુ મદ–ચકચૂર,
સમઝણુનીં બલા છે દૂર,
વિવેક કરે અક્રૂર,
સદ્‌ગૃહસ્થને ષડ્રિપુ શકે નહિ તાણી;
આશ્રમ સંબંધી લખું ઉલટ ઉર આણી. ૩

---

માયા મમતા દૂર કરી, સ્નેહની ઝરી,–હૃદયમાં ભરી,–વેગળી કરવા;
ફરમાવ્યું શાસ્ત્રે એકાંતે સંચરવા.
સૌ સગાં સહોદર સાથ, સુતા સુત ભ્રાત, બેન જામાત્ર, મોહની જાળો,
નર છોડી આઘો ખસે કઠણ મન–વાળો.
ધન દોલત ખેતીબાગ, ભલા પોષાગ, રંગ ને રાગ,–રાગણી ગાવી;
ઉમદા મિજબાની મિત્ર સંગ મળીં ખાવી.
વિવિધ તરેહની મઝા, કીર્તિની ધજા, સરવને રજા, આપીને જાવું;
એકાંત વને કરીં વાસ નદીમાં નહાવું.
શંકર મંદીરની પાસ, રહેવું ખાસ, મોક્ષની આશ, ચિત્તમાં ધારી;
એ વાનપ્રસ્થ આશ્રમી ગણ્યો વ્રતધારી;
પેહેલું માયા સાલ, મોહ જંજાળ, જતાં કંઈ કાળ, ખસે અભ્યાસે;
નિદિધ્યાસ કરે વળીં વશી સંત ગુરૂ પાસે.
ધીમે મમતા મૂકાય, મલિનતા જાય, શુદ્ધ મન થાય, રંગ શુભ લાગે;
વૈરાગ્ય અને વિવેક હૃદયમાં જાગે.
વિવેકજ્યોત સળગતાં, કુટિલતા જતાં, તિમિર નાસતાં, થાય અજવાળુ;
સમતાવૃત્તિ દૃઢ થતાં તૂટે ભ્રમ-જાળું.
પહોંચે ચોથે આશ્રમે, વાસના સમે, રંગમાં રમે, બની સંન્યાસી;
કુટીચક બહુદક નિજાનંદ વીલાસી.

ત્રીજી પદવી છે હંસ, પરમ ( પદ ) હંસ, અંશમાં અંશ, એકતા પામે;
નિજ સ્વરૂપને ઓળખી ઠરે નિજ ઠામે.

ઝૂલ.

આર્યોએ આશ્રમ ચાર,
સ્થાપ્યા કરી તત્વ વિચાર,
એમાં છે સઘળો સાર,
ભોગવી ભલો સંસાર,
ઉતરી જવા ભવ પાર,
કરવાને સાક્ષાત્કાર,
જ્ઞાનથી પૂર્ણ ભંડાર,
મેળવીને અપરંપાર,
ધર શંકરને અવતાર,
કાઢું છું હું ઉદ્દ્ગાર,
" માયા મારે છે મારૂં મંદમતિ જાણી; "
આશ્રમ સંબંધે લખ્યું ઉલટ ઉર આણી. ૪

# મૂર્તિ પૂજા વિષે.

## લાવણી.

આરાધું અવિનાશી અક્ષર, અખંડ જેને જન્મ નહિ;
નાદ બ્રહ્મ પણ જેને કહે છે, વેદ પુરૂપ તે સત્ય સહી.
નિર્ગુણ જણાય તોપણ તેણે, જગલીલા અદ્દભૂત ધરી;
મૂર્તીપૂજા જરૂરની છે, તે બતલાવું સિદ્ધ કરી. ટેક.
વેદ થકી વેદાંત થયું તે, મૂર્તી પૂજા નહિ કહે;
દ્રષ્ટીને વાણીથી ન કળે, નિરાકાર તે બ્રહ્મ લહે;
વેદ વિષે બે પક્ષી પોતે, પોતાનો મત બતલાવે,
અર્થ કરે તે વેદ ઋચાનો જેને જે રીતે ફાવે.
સ્મૃતિ શાસ્ત્રમાં ધર્મ અને, કર્તવ્ય કર્મની વાત કહી,
મૂર્તિ પૂજા કેરી બાબત, એ ગ્રંથોથી દૂર રહી;

પુરાણુમાં પ્રત્યેક દેવની, મૂર્તિ પૂજા ફરમાવી,
કોઇ કહે છે મૂર્તિ પૂજા, પ્રથમ પુરાણુ થકી આવી.
ઝગડો ઝાઝો એ બાબતનો,કરે છે એ પક્ષી વાદી,
હિંદુ ખ્રિશ્ચન જૈન બુદ્ધમાં, મૂર્તિ પામી આબાદી;
મહમદ પેગંબર પહેલાં જે, ધર્મ હતો મૂસલમાની,
તે લોકોએ ભોળે ભાવે, મૂર્તિ પૂજાને માની.
પેગંબરથી થયો સુધારો, ખ્રિશ્ચનમાં પ્રોટેસ્ટંટે;
રોમન કયાથોલિકને માર્યા, મૂર્તિ પૂજાને તંટે.
એવી રીતે અસલ વખતથી, જુદી પ્રજા જૂદે દેશે;
ઇશ્વરને ઓળખવા માટે, લઢી મરે છે અંદેશે.
ઘણા પુરાના હિંદુ ધર્મે, અતિ કરી હદ ના રાખી;
એક ઇશની અનેક રૂપે, મૂર્તિની પૂજા દાખી.
સર્વ મતોના સાર કાઢતાં, અંતે એકપણું લાધે;
અણુસમજુ ઓછી અક્કલથી, લઢી મરે ખોટે વાંધે.
ઇશ્વરના પ્રત્યક્ષ રૂપનું, વર્ણન કો નવ કહી શકે.
નેતિ નેતિ વેદ પુકારે, વિવાદ બીજો નહિ ટકે;
અસંખ્ય આ આકાર બનાવી, પોતે તેમાં પેઠો છે;
તો પછી તે જૂદે આકારે, એક સ્થળે કયાં બેઠો છે.
સુક્ષ્મથકી જે અતિ સુક્ષ્મ છે, તેમાં પણ એ વિરાજતો.
પંચતત્વના સમુદાયથી, અળગો એ કદી નથી થતો,
શબ્દ સ્પર્શ ને ગંધ રૂપ રસ, એમાં એ પ્રોવાઈ રહ્યો;
જુજ અક્કલના માનવીઓએ, જુજવો એનો દેહ કહ્યો.

## સાખી.

આ અનંત બ્રહ્માંડમાં રહ્યો એ વ્યાપી, કોણે એ બ્રહ્માંડની દિશા દશ માપી?
કોણે એના કાળની ગણુતરા આપી! એના વિણ જગ્યા કઈ નિરાળી સ્થાપી.
કયાં જુદો આકાર લઇને મૂર્તિ એની જઇ ઠરી?
મૂર્તિ પૂજા જરૂરની છે તે બતલાવું સિદ્ધ કરી. ૧

---

જગત બધું આ બ્રહ્મરૂપ છે, એવું વેદ વિષે કહે છે,
સર્વવ્યાપી ઇશ્વર છે એવી, બીજા ધર્મ સાથી દે છે;

એની મતલબ એવી છે કે, ઇશ્વર કેરા તેજ વિના,
જડ ચૈતન્ય ચરાચર વસ્તુ, અને બને નહિ કોઇ બીના.
વધતો ઓછો અંશ ઇશ્વરી, પ્રાણીમાત્ર વિષે જે છે,
જળહળ જ્યોતસ્વરૂપે કોઇ, મહાપુરૂષમાં રાજે છે.
ત્યારે સંતો કહે છે કે એ, ઇશ્વરનો અવતાર થયો,
કાલક્રમણ ક્રીડાથી કરીને, પાછો તે નિજ સ્થાન ગયો.
જેશ્રીક્રીશ્ન અને રામાદિ, એવા એ અવતાર બન્યા;
જેસુખ્રીસ્ત, મહમદ, લામા, મૂસાને પણ એજ ગણ્યા.
અદ્‌ભૂત કૃત્યો કરી અવનીપર, અમર નામ એ મૂકી ગયા;
કોઇ યુગમાં કાળ આંતરે, એવા પુરૂષો જુજ થયા.
માણુસરૂપે ઇશ્વર આવ્યા, એવી કો ઉપમા આપે;
કોઇ કહે ઇશ્વરસુતને વળી, કોઇ સંદેશક સ્થાપે,
જેણે જેવી લીલા કીધી, છાપ પડી તે પછવાડી,
પુજ્યબુદ્ધિ એઓપર સહુની, સંતજનોએ વળગાડી;
અમર નામ રાખવા એમનું, સ્તુતિવડે બહુ યત્ન કર્યા;
વિગતવાર લીલાનું વર્ણન, ગીત ગાઇને ગ્રંથ ભર્યા.
નામાંકિત પુરૂષોની છબીઓ, ધાતુ કે પત્થરવાળી;
કોતરકામ કરી મૂકેલી, ઘણે ઠામ નજરે ભાળી.
ચિત્રકળાથી કાગળ ઉપર, ઘણી મૂર્તિઓ ઉતારી;
ચોકસ રીતે ધરી ચોકઠે, બેઠક મૂકો શણગારી.
પોટોગ્રાફે છબી પડાવી, એક બીજાને સોંપો છો;
વિયોગમાં તે છબી નિહાળી, મુખ હૈયાથી ચાંપો છો.
એવી રીતે સગાં સહોદર, મિત્ર બાંધવો પ્રેમ ધરે;
મૂવા પછી પણ છબી જોઇને, મળ્યાતુલ્ય મન શાંત કરે.
પ્રેમપાસ બંધન વશ થઇને, છબી રાખવા મન ચાયે;
મહાપુરૂપ અવતાર સરીખા, તેને કોણ નહિ ચ્હાયે ?
એ કારણથી સ્હેજ ઉઠેલી, ઇચ્છા પૂરી પાડવાને;
છબી પડાવી કરી પ્રતિષ્ઠા, સ્થાપી દેવળ દરમ્યાને.
માનવજાતી સ્વભાવ મધ્યે, પ્રેમ મૂળ જે રોપાયું;
સંતતણા મનમાં તે બુદ્ધિ, પામીને આગળ આવ્યું.
પ્રેમમગ્ન જે ભક્ત હોય તે, સદા ચહે દર્શન લેવા;

અહો રાત સંગતમાં રહીને, જન્મ મરણ ટાળી દેવા,
મૂર્તિ કેરી કરી સ્થાપના, સન્મુખ રહી સેવા કરવા,
પૂજા અરચા ચિત્ત રોકવું, પાપ વાસના પરહરવા;
આખા ઘરમાં હોય એકલો, [1]બીરૂ રાતે અંધારે,
ડરી મરે, પણ દીવો સન્મુખ, રાખ્યાથી હિંમત ધારે,
દીવા કેરા પ્રાક્રમ કરતાં, મહા પુરૂષ કેરી મૂર્તિ;
હજાર દરજે વધુ પ્રાક્રમી, આણે સેવકમાં સ્ફુર્તી;
નાનું બાળક સ્ત્રીની પાસે, હોતાં શીલપણું સચવાય;
દેવમૂર્તિ પાસ હોય તો, વર્તન નરનું શુદ્ધ રખાય.
"એ આંખોની શરમ પડે છે," એવી કહેવત ચાલે છે:
દેવતણી આંખોની પ્રતિજ્ઞા, લજ્જા ભય ઉપજાવે છે.
ધણીતણી પ્રત્યક્ષ નજરથી, કામ ઘણું સારૂં થાયે;
એવી કહેવત અંગ્રેજીમાં, મૂકી છે જન ડાહ્યાએ.
તો પછી એવા દેવ પુરૂષની, નજર કેટલી ઉપયોગી;
થઈ પડે—તે વિચાર કરશે, સંસારી વૈભવ ભોગી.
આવું જાણ્યા પછી કયો જન, મૂર્તિ પૂજા ધિઃકારે;
વ્યગ્ર ચિત્તને સ્થીર રાખવા, મૂર્તિ સાધન છે ભારે.

**સાખી.**

કીરતી સ્તંભો રોપાય લેખની સાથે, બાવ્હલાં બહુ કોરાય હુન્નરી હાથે;
છબીઓ સારી ચિતરાય રંગ સંગાથે, પોટોગ્રાફીની કળા સરવને માથે.
માનવ કરતાં દેવ પુરૂષની, છબી દિસે શું દોષ ભરી;
મૂર્તિ પૂજા જરૂરની છે તે બતલાવું સિદ્ધ કરી. ૨

---

વેદ હાથ લાગ્યો તે પહેલાં, ભરતભૂમિમાં વસનારા;
ધર્મ કર્મ આચરવા માટે, ચલાવતા કેવા ધારા.
સાબીતી કે માહીતી, મેળવવા સાધન નહિ મળે;
ખ્યાલ આપણો બાંધી શકીએ, કેવળ તે અનુમાન વડે.
પ્રથમ વેદની શરૂવાતમાં, સ્તુતિ તત્વતણી દીસે;
અગ્ની જળ વાયુને આપ્યું, દેવપણું તે ગ્રંથ વિષે.
અન્ન આપતી પૃથ્વીમાતા, દેવીસમ પૂજાતીતી;

---

૧ બ્હીકણ.

તે ઉપરથી લહો ખ્યાલમાં, વેદ પહેલાંની સ્થિતિ.
જ્ઞાનતણી ઇંદ્રિયો મધ્યે, અંકુર ફુટયાં નહિ હતાં;
બુદ્ધિ કેરે બંધ બારણે, અંતર્ચક્ષુ હઠી જતાં.
કર્મતણી ઇંદ્રિયો ત્યારે, કુદરત કેરૂં કામ કરે;
ચર્મચક્ષુથી બ્રહ્મ વિષયનાં, રૂપ રંગ દેખે નજરે.
મનશક્તિને વિચાર કરવા, કેવળ બ્રાહ્મ વિષય જડતા;
ત્યારે પર્વત અને નદીની, માલૂમ પડી નહિ જડતા.
પર્વત પાણી કેરો દાતા, માન્યો તેને દેવ ખરે;
નદી સંઘરો કરી રાખતી, તેને દેવી ચિત્ત ધરે.
જળની સાથે લગ્ન કરીને, ફળ દેતી પૃથ્વીમાતા;
અંધારૂં હણી પ્રકાશ કરતો, સૂરજ ગરમીનો દાતા.
એ રીતે જેના પ્રાક્રમનો, પ્રકાશ નજરે નિહાળતા;
તેઓને તે દેવ ગણીને, સેવા પૂજા બજાવતા.
નિર્દોષી ને નિષ્કપટી એ, શુદ્ધ ચિત્તવાળા પ્રાણી;
પાલન કરતા દેવ ગણીને, પુજ્ય મતિ મનમાં આણી.
શું ખોટું કીધું એઓએ, સૂર્ય નદી પર્વત પૂજે,
કૃતજ્ઞતા તે પ્રેમ બતાવે, જેને જે રસ્તો સૂઝે.
તત્વજ્ઞાનને ટોચ ગયેલા, હાલ સમયમાં શું થાએ ?
"હમે સુધારો કર્યો ધર્મનો" એમ નકામા ફૂલાયે.
અંતર્ચક્ષુ ઉઘાડયાં છે પણ, સ્વાર્થ લોભમાં મરી ગયા;
સમજી બૂજી ખૂશામતનાં, સ્તુતિ વચન બોલતા થયા.
એક ઉપરી આંખ ફેરવે, કડવી કે મીઠી નજરે;
ભય કે હર્ષ ધરી સેવકજન, કરે પ્રાર્થના જોડ કરે.
ઉપરીઓને રાજી રાખવા, દીનપણું બહુ બતલાવે;
શ્વાન સરીખા તુકડા માટે, પૂછ મૂછે મોં મલકાવે.
એવી રીતે માનવ માનવ–તણી કરે પૂજા સેવા;
"અનદાતા" કે "માતપિતા" વા કહે "આપ છો ભૂદેવા."
લાત મારીને કાઢી મૂકે, પેટ ઉપર પણ લાત ધરે;
એવા સ્વામીતણી ખુશામત, પંડીત પુરા પ્રૌઢ કરે.
તેની તેને લાજ ન આવે, અપમાનોના ભાર સહે;
સ્વાર્થપરાયણ ડોળઘાલુ એ, પંડિત પદવી વ્યર્થ વહે.

નદી વિષે જઇ ધુવો લુગડાં, મેલ અંગનો ઉતારો;
નજર ચાલ્યા તમ જળક્રીડા કરી, હાથ પગે જળને મારો.
તોપણ સઘળું સહન કરીને, નદી સ્વચ્છ જળ આપે છે;
દુકાળ સમયે પીડા પામતાં, દુઃખ સર્વનાં કાપે છે.
પૃથ્વીમાને ખોદો બાળો, નર્ક પાથરી પીડા કરો;
સૂર્યદેવને ધૂળ ઉરાડો, પર્વત ઉપર શસ્ત્ર ધરો.
કાપી કાપી પત્થર લાવો, ઝાડ ફુલ ફળને છેદો;
મતલબ માટે મહા સરોવર, તણી પાળ જૈને ભેદો.
અનેક એવાં અપકૃત્યોની, રીસ નહિ મનમાં લાવે;
ઉદાર દીલનાં સદા તમોને, અખંડ સુખ આપે ભાવે.
તેમની પૂજા કરતાં તમને, શરમ લાગતી સંસારે;
ધિઃક તમારી વિચારશક્તિ !! એથી શું કહેવું ભારે ?!
નજર તળે રે'નારી નારી, તજી જાય ગુણકા ઘેરે;
અન્ય સંગમાં જોઈ પાછા, ઘેર ફરો ફીક્કે ચહેરે.
ઝાડ ઉપરની બે ચલી, લેવાને કરની એક મૂએ;
એવા મૂઢમતિ જન સામું, દૈવ દેવ ના કદી જુએ.
મનથી થાય કલ્પના જેની, તે વસ્તુ મેળવવાને.
ઉપયોગી પડતી વસ્તુનો, તિરસ્કાર કરવો શાને?

## સાખી.

અક્કલહીણા એ અધમપણું મન આણે, વિચારબુદ્ધિ એ તત્વ ખરૂં નવ જાણે;
પારકી મતિનો બોધ એમને તાણે, રાહુએ ઘેર્યો હોય ચંદ્ર જે ટાંણે.
તો શરદપૂનમની મઝા કહાંથી માણે ?
નર્મદસમ અક્કલ એવાની, આવે પાછી ઘેર ફરી;
મૂર્તિ પૂજા જરૂરની છે, તે બતલાવું સિદ્ધ કરી. ૩

---

ખાલી ઠામ નહિ જેના વીણ, જે સર્વત્ર રહ્યું વ્યાપી;
એજ બ્રહ્મને અનિર્વાચ્ય, ને નિરાકાર સંજ્ઞા આપી.
બહુ પ્રકારે વર્ણન કરતાં, " નેતિ નેતિ " વેદ કહે;
જીવન મુક્ત જે ખરા જ્ઞાનમાં, લીન થાય તે બ્રહ્મ લહે.
ઘણા કાળ લગી સન્યાસી, રહી સમતાવાળું ચિત્ત કરે;

અગર યોગનો મારગ પકડી, ઘણા જનમ લગી ધ્યાન ધરે.
ત્યારે તે સાક્ષાત્કારની,-સ્થિતિ મેળવે મહાતમા;
બ્રહ્મરૂપ બનવાથી તેને, વિષય ભોગની નહિ તમા.
એ પુરૂષાર્થ કરોડો મધ્યે, કોઈક વીરલા પામે છે;
પ્રકાશ પોતાનો ઓળખતાં, જન્મ મરણ વિરામે છે.
એવું સાધ્ય નહિ સઘળાને, થાય એક બે જનમારે;
ઘણા કાળની ગાઢ અવિદ્યા, રાખી મૂકે અંધારે.
સન્યાસી કે યોગી બનવા, પ્રથમ ચિત્તશુદ્ધી કરવી;
સાધન સંપત્તિ મેળવવા, સદા સત્ય નીતિ ધરવી.
ચિત્તશુદ્ધીને સાધન સારૂ, પ્રથમ જોઈએ કેળવણી;
તે જેનામાં નહિ હોય તે, પકડે ભક્તિ દેવતણી.
સગાં સહોદર ને સંસારી, વિષયો ઉપરની પ્રીતિ;
ઘટાડવાને સંત જનોએ, શોધી છે સુંદર રીતિ.
જેનાં ચરિત્ર સાંભળવાથી. અસર એક ઉમદા ઉપજે;
એવા અવતારી પુરૂષોને, પ્રેમ ધરીને સદા ભજે.
ભજતાં ભજતાં દ્રઢ ભક્તિથી, સહજ બને ચિત્તની શુદ્ધી;
કામાદિ અરિ મરી જાય ને, ખીલે વિવેકની બુદ્ધિ.
નિર્મળ ચિત્ત થયા પછી તેની, ચંચળતા હરવા માટે;
બાહ્ય વિષયથી દૂર રહેવું, જવું એક સીધી વાટે.
પ્રપંચના વિષયો પર ચક્ષૂ, પડતાં મનવૃત્તી દોડે;
અનેક રૂપ સમીપ રહેતાં, ચિત્ત સ્થીરતા નહિ જોડે.
તે માટે ઇશ્વિરી મૂર્તિ, નજર સમીપે બેસાડી;
દ્રઢ ચિત્તે એકતા લગાવી, ટેવ પુજા કરવા પાડી.
સ્થિરતા ચિત્તતણી દ્રઢ થાતાં, અંતર આંખો ઉઘડતી;
વૃત્તિ બાહ્ય વિષય પરવારી, અંદર આત્મરૂપે પડતી.
પડતાં પડતાં એક થઇને, એક રૂપ તે બની જતી;
જીવનમુક્ત બને તે સેવક, યતિઓ મધ્યે શ્રેષ્ટ મતિ.
મૂર્તિપૂજા પગથિયું છે. આત્મજ્ઞાન નિસરણીનું;
અલ્પજ્ઞજનોને ભક્તિ પૂજા, ફળ આપે શુભ કરણીનું.
જેનામાં મન વશ કરવાનો, બુદ્ધિ બળ પુરૂષાર્થ નથી;
તેણે એજ પગથિયે ચઢવા, કરવો યત્ન ખરા મનથી.

આજ કાલ આ કળીકાળમાં, અનેક કારણને લીધે;
સ્માર્ત ધર્મથી ભ્રષ્ટ થઈ જન, ચાલે નહિ રસ્તે સીધે.
આર્યધર્મનું રહસ્ય તેણે, કદી સાંભળ્યું નહિ શ્રવણે;
તો પછી તેણે વાંચ્યા કેરી, વાત નહિ વદવી સ્વપ્ને.
પદાર્થવિજ્ઞાનના જ્ઞાનનો, પાઠ રૂડી રીતે પઢતા;
અર્થશાસ્ત્રમાં અક્કલ ખર્ચે, થાય કાયદામાં ચઢતા.
અન્ય ધર્મની રીત ક્રિયાને, સમજ વગરના સ્વિકારે;
ખૂશ થશે એથી ઉપરીઓ, દંભી મન એવું ધારે.
હળદરનો ગાંઠિયો હાથ લઇ, ગાંધી નામ ઠરાવે છે;
ઢોર હરાયાં તણો રબારી, થૈને ઢોર ચરાવે છે.
વાડામાંથી વહી ગયેલા, વંઠેલા વશ નહિ રહે;
સ્વાર્થ સાધવા થાય એકઠા, મૂક્તિનો શો મર્મ લહે.
મોરતણાં પીછાં ખોસીને, મોર તરીકે ખપવાને;
કાક પ્રયત્ન કરે છે નિજ, જાતિની નિંદા બકવાને.
અંતે મોર ચતુર જાતિ તે, કાકતણી વાણી પરખે;
પીછાં ખેંચી હાંકી કાઢે, નહિ રહેવા દે નિજ પડખે.
અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ તે, ધોબીતણા બળદ સરખો;
નહિ ગામમાં નહિ ઘાટમાં, મૂલ વગર લટકે [1]ઝરખો.
શા કારણથી આર્યપ્રજામાં, મૂર્તિપૂજાતણી પ્રથા;
પડી ગઇ તે કારણ જાણ્યા, વિના નિંદા કરો વૃથા.
પોતે જ્ઞાન રહીત રહીને, બીજાની હાંસી કરવી;
પરવસ્તુ પરખ્યા વીનાની, પર પ્રત્યયથી સંઘરવી.
ખરેખરી એતો દીલગીરી, એમ સુધારો નથી થતો;
સાચા દીલથી સાથ રહી, સમજાવે દુર્ગુણ દૂર જતો.
મૂર્તિપુજા નથી નકામી, બાળકની પહેલી પોથી;
ભણતાં આગળ મળે અવસ્થા, ત્રણ મૂંકી તુરિયા ચોથી.

## સાખી.

મૂર્તિપૂજાનું બ્યાન ટૂંકમાં કીધું, લખતાં લાધ્યું જે ચિત્ત તેટલું લીધું,
વિદ્વતાને લાયકનું નથી સીધું, સંતો વાંચીને વિચારી કરશે સીધું.

---

૧ હનુમાનને લગાડે છે તે.

તુકારામ ને નરસિંહ મહેતો, મૂર્તિ સેવી ગયા તરી;
માને **અંબાલાલ** મૂર્તિને, તે બતલાવ્યું સિદ્ધ કરી. ૪

# ઉદ્યોગ વિષે.



### લાવણી.

શંકરસુતનું સ્મરણ કરીને, પ્રેમ ધરી પાયે લાગું;
સરસ્વતિનું સ્તવન આદરી, રસવંતી વાણી માગું.
શરીરના પોષણને માટે, કેમ કાઢવો જન્મારો;
અનેક તરેહના ઉદ્યમ મધ્યે, કયો સરવથી છે સારો. ટેક.
એ બાબતનું બ્યાન કરવા, આજ વિચાર થયો મારો;
ઈશ્વર બાપા વંદન કરીને, આશ્રય ચાહ્યું છું તારો.
ઇશ અનાદી જીવ અનાદી, માયાનું પણ આદ્ય નથી;
એવી રીતે વેદ શાસ્ત્રમાં, વેદાંતીએ વાત કથી.
જીવ અનાદી અનેક દેહે, પેસીને નીકળે પાછો;
પૃથ્વી સરખા બહુ ગોળામાં, જઈ કરે સુંદર વાસો.
પારબ્ધે નિર્માણ કરેલા, કાળ લગી તે તહાં ઠરે;
અવધ પુરી થાતાં તે ત્યાંથી, અન્ય દેહ ધરીને વિચરે.
એ મુજબ આ માનવ દેહે, જીવ અનાદી સંસારે;
આવીને પ્રારબ્ધ ભોગવી, જાય પછી જમને દ્વારે.
જે મુદ્દત લગી અવની ઉપર, રહે વિલાસે વાસ કરી;
ત્યાં લગી તેને અન્ન વસ્ત્રની, જરૂર કુદરતથકી ઠરી.
અન્ન વસ્ત્ર મેળવવા કાજે, ઉદ્યમ એણે આદરવો;
સુખ વસ્તુ સંપાદન કરવા, લક્ષ્મીનો સંગ્રહ કરવો.
પૈસો પાસે થાય એકઠો, તે માટે પરિશ્રમ લેવો;
તેનું નામ કહેછે ઉદ્યમ, સૌથી શ્રેષ્ટ કયો કહેવો.
તે વિષે વિચાર કરીને, પૃથ્થકરણ આપણ કરીએ;

ન્યાયથકી જે કરે શ્રેષ્ઠ તે, હોંસ કરી હર્ષે ધરીએ.
ઉત્તમ ખેતી કહી ગયા ને, મધ્યમ તો વેપાર ખરો;
અધમ નોકરી પરનું સેવન, તેથી બૂરી ભીખ ધરો.
એ રીતે સામાન્યપણાથી, ચાર મુખ્ય ધંધા ભણવા;
બીજા ધંધા એ ચારેના, પેટા ભાગ કહી ગણવા.

**સાખી.**

જે જમીનદાર તે ક્ષેત્રપતી કહેવાયે, ઇનામ વતન પણ તેજ રીતે લેખાયે;
નરવા વાંટા દેસાઇ પસાયત ખાયે, જહાગીર સલામી સમાઇ એમાં જાયે.
ગામેતી નૃપના ભાઇ સર્વે એ માંહે, સૌ જાતતણાં ગણોત તેજ ગણાયે;
એ સઘળાના પોષણ માટે, જમીનમા દે જીવારો;
અનેક તરેહના ઉદ્યમ મધ્યે કયો સરવથી છે સારો. ૧

---

વેપારે લક્ષ્મી વધે છે, એવી કહેવત કહી જને;
તેથી તેનો સ્વિકાર કીધો, દ્રવ્ય ઇચ્છિતા મહા જને.
ખેતરની પેદાશ થાય તે, સર્વ લોકને હાથ જવા;
વણીક લોકો ચતુરાઇથી, ધંધા કરતા નવા નવા.
દલાલ કોઇ બની બીજાને, અપાવી દે ઉપલક રીતે;
કોઈ ખરીદ કરીને વેચે, થોડે થોડે કણ નિત્યે.
કોઇ જથ્થાબંધ ખરીદી, વખારમાં સંઘરી રાખે;
તાણ પડે તે વારે ભારે, નફો ખાઇ વેચી નાંખે.
કાપડ માટે તેવી રીતે, ઉદ્યમ ચાલે અતિ ઘણા;
રૂમાંથી લૂગડાં બનાવે, માણુસ રાખે નહિ મણા.
કેવળ હસ્તકળાથી ઉત્તમ, કપડાં માણુસ જાત કરે;
ગરીબ તવંગર સૌને જેવા, જોઇએ તેવા ઘાટ ધરે.
વરાળના સંચાથી હમણાં, હસ્તકળાની કળા ઘટી;
તરેહ તરેહની ભાત અને વળી, સરાઇથી પેદાશ થતી.
બળદ અગર ઘોડા રાખીને, ગાડાંના વેપાર કરે;
એક સ્થળેથી બીજા સ્થળમાં, લઇ જઇને પેટ ભરે.
વનસ્પતિ છે બહુ જાતની, કાચી પાકી ખાવાની;
તે પ્રમાણે બનાવટો થઈ, બજારમાં વેચાવાની.
જેને જેમાં સુઝ પડે તેવો, ધંધો શોધી લેતા;

અન્ન પકવવા ધાતુ કેરા, વાસણુ બનાવીને દેતા.
જળ ભરવા માટી ધાતુનાં, વાસણુ પણુ તૈયાર બને;
જેને જે માફક આવ્યો તે, ધંધો લીધો વૈશ્ય જને.
ખાવા પીવા અને પહેરવા, સિવાય બીજી ઉપયોગી;
મોજ શોખને માટે ચીજો, ઘણી વાપરે નર ભોગી.
રહેવા માટે મ્હેલ હવેલી, ઘર લક્કડ ઇંટો કેરાં;
સુગંધ સારૂં બાગ બગીચા, દેવતણાં સુંદર દેરાં.
અંગે ધરવા સોના રૂપા, તણાં ઘરેણાં ઘણાં બને;
સ્ત્રીજાતિનો શોખ વધારે, વધી ગયો છે મહા જને.
ઇશ્વિર ઉપર લક્ષ રાખીને, સેવા પતિની બજાવતી;
સાદી શા'ણી શાસ્ત્ર ભણેલી, સતિઓ પ્હેલે ઘણી હતી.
હાલ કાળમાં મનમોજીલી, હઠ ધરતી સ્વેચ્છાચારી;
દેખાદેખી શોખ વધારે, વસ્ત્રાભૂષણ પરનારી.
તેથી કારીગર લોકોનો, વર્ગ વધ્યો વેપાર વિષે;
સાળવી સોની જડિયા ઘડિયા, સુથાર કડીઆ જાત દિસે.
ઘાંચી દરજી હજામ ધોબી, માળી મોચી તંબોળી;
મનરંજન કરનાર ભવાયા, સમજણી નાટક ટોળી.
એવી રીતે અનેક ધંધા, જરૂરના ને શોખતણા;
નવા શોખથી નવી કલ્પના, નવા હુન્નરો વધ્યા ઘણા.
જેમાં વધતી ઓછી અક્કલ, વાપરવાની હોય ખરી;
તે પ્રમાણે ઉંચી નીચી, પદવી ધંધાતણી ઠરી.
કેટલાકમાં મૂંડી ઘરની, પહેલેથી નાંખવી પડે;
તેના ઉપર માલ વેચતાં, ખોટ જાય કે નફો જડે.
કેટલાકનો વગર મુંડીએ, બારોબાર હિસાબ પતે;
ખરીદ કે વેચાણુ થાય જેમ, દલાલ કેરી મારફતે.
કારીગરને મૂંડી કેરો, ઘણું કરી ખપ નથી પડતો;
અક્કલ ને મ્હેનત પ્રમાણે, બદલો કામતણો જડતો.
ધીરધાર ધંધો કરનારા, પૈસાથી પૈસો રળતા;
વીમો ને સટ્ટો કરનારા, નસીબ યોગે મેળવતા.
ભણી ગણીને અક્કલવંતા, વણુ પૈસે વેપાર કરે;
વકીલ ડાક્તર ને મહેતાજી, મદત કરીને પેટ ભરે.

શાસ્ત્રી જોશી ને પૂરાણી, ગુરૂ સંત ને સંન્યાસી;
ધર્મ બતાવી કર્મ માર્ગમાં, નીતિ શીખવતા ખાસી.
એવી રીતે જનમંડળમાં, કારભાર સઘળો ચાલે;
માનવ જાતિ અરસપરસને, ઉપયોગી થઇને મ્હાલે.
પોતપોતાનો વેશ ભજાવી, પેટ ભરે સંસાર વિશે.
ઉંચે નીચે સ્થાનક બેસે, કેવળ નાટકરૂપ દીસે.
કોઈ બને રાજા કે રાણી, કોઈક દાસી સમજણી;
કોઇ બને પુત્રી કે બેટા, કોઈ પ્રિયા ને કોઈ ધણી.
રંગભૂમિપર શત્રુ થઇને, સામાસામી યુદ્ધ કરે;
પતિ પ્રિયા થઇ પ્યાર બતાવી, ચુંબન માટે ગાલ ધરે.
એ સઘળું જેવું મિથ્યા છે, તેવો આ સંસાર ગણો;
જોત જોતામાં ઝોક લાગશે, પકડો રસ્તો ધર્મતણો.

## સાખી.

આ પેટ ભરણ ઉપાય ઉપર બતલાવ્યા, કળિયુગમાં ખોટાં કર્મ કરી જન ફાવ્યા.
ધન મૂકી ગયા પરલોક ન પાછા આવ્યા, યમરાજાએ દંડના હુકમ ફરમાવ્યા.
થર થર ત્યારે ધ્રૂજતા જીવ ગભરાયા, માયાએ નાંખી પાસ મૂઢ લપટાવ્યા.
બુદ્ધિએ તેમાં જતા કોઈ અટકાવ્યા, જળ કમળસરીખો સ્પર્શ કરે જન ડાહ્યા.
ન્યાય સત્ય ને નીતિ ધંધે, નક્કી નારાયણ ધારો;
અનેક તેના ઉદ્યમ મધ્યે, કયો સર્વથી છે સારો. ૨

---

ઉપજીવીકા માટે ત્રીજું, સાધન તે નોકરી કહી;
શરીરને અક્કલ વાપરવાં, શેઠતણે આધીન રહી.
વર્ષ માસ કે રોજીંદાનો, પગાર ઠેરવીને રહેવું;
બતલાવે તે કામ કરીને, ચઢેચઢયું નાણું લેવું.
ખેતીવાડીને વેપારે, અક્કલ ને મહેનત માટે;
જરૂર પડતા નોકર રાખે, દ્રવ્યપતી નાણા સાટે.
બુદ્ધિ મહેનતતણા પ્રમાણે, વધતું કે ઓછું આપે;
જેની જેવી હોય યોગ્યતા, તે સ્થાનક ઉપર સ્થાપે.
રાજાના મંત્રીથી માંડી, શરૂઆત નોકરીતણી;
કામગિરી પરતંત્રપણેથી, બજાવવી જે કહે ધણી.
નિમક ખાઇને હલાલ કરવું, એ નોકરનો ધર્મ કહ્યો;

નિમકહરામી દગલબાજીથી, જીવતાં નરકે જાય વહ્યા.
શેઠ કહે તે વેઠ ઉપાડી, "જી" "હાજી" ભણતા રહેવું;
ચૂક પડે ઠપકો સાંભળવા, વાળી વેણ નહિ કહેવું.
નહિ કરવાનું કામ બતાવે, ગરજ બિચારી સહન કરે;
ઘણા બિચારા દાસ થઇને, રંકપણાથી પેટ ભરે.
પરદેશીના રાજ્ય અમલમાં, પરધર્મીના હાથ તળે;
પરાધીન થઈ નોકરી કરતાં, કહો કેટલું સુખ મળે ?
જીવતા જીવને મારી નાંખી, જે પોતાનું પેટ ભરે;
હાથ નીચેના નોકર ઉપર, શો અનરથ તે નહિ કરે ?
વિરલા કોઇક વિવેક વિદ્યા—ને ઉંચા કુળના હોયે;
ને પરધર્મી નોકર ઉપર, દયાભરી નજરે જોયે.
બમણું જ્યાં પરતંત્રપણું છે, કઠણ નોકરી ત્યાં કરવી;
રાત દિવસ નિશ્વાસ મૂકતાં, સુખની આશા શી ધરવી ?
એ કારણથી અધમ નોકરી, અનૂભવી જન કહી ગયા;
નોકરી કરતાં કળિકાળમાં, ભીખ માગતા સુખી થયા.
પેટ કદાપી નથી ભરાતું, તોપણ સ્વતંત્રતા સારી;
ભિક્ષાવૃત્તિ લોક ભોગવે, કળિયુગ તારી બલિહારી !
ત્યાગી માગી મળેલ ખાઇ, યથેચ્છ જૈ વિશ્રામ કરે;
નોકરીવાળો ઘેર રાતે, ચિંતા અધિકી ચિત્ત ધરે.
કહે કેટલા શ્રેષ્ટ નોકરી, ખોટ વગરનો એ ધંધો;
અચૂક એને મળે મુસારો, હોય કદી અક્કલ અંધો.
પર ભાણામાં મોટા લાડુ, ખોટી નજરે જણાય છે;
એવી રીતે વગર વિચારે, નોકરી સારી ગણાય છે.
કાલાવાલા કરોડ રીતે, સો સો શીફારસ સાથે;
ઉમેદવારી આકરી કરતાં, ચાકરી લાગે છે હાથે.
ચાકરી લાગ્યા પછી નિરંતર, નિભાવવાને સરળપણે;
ખુશામતનો ખરો ખજાનો, ખાલી કરતાં દાસ બને.
નહિ કરવાનું કરે કામ તે, જૈને ઉપરીને ઘેરે;
બટલરને આયાને મળવું, સાહેબલોક તણે ડે'રે.
સ્વતંત્રાનો ડોળ ધરીને, જરાક તે જો બતલાવે;
તૂત ભરેલી તવાઇ તે પર, ત્વરા કરી તુરત આવે.

પર સેવન તે પરમ કષ્ટ છે, તેથી તેને અધમ કહે;
પરતંતરમાં જીવતર ગાળે, સુખ સ્વપ્નામાં નહિ લહે.
શેઠ સાહુકારની નોકરી, સરકારી કરતાં સારી;
છુટ મેળવે રજા ભોગવે, ટાણે મદદ મળે ભારી.
શાહુકાર તે શાહ પિછાને, ચોર નજરથી ચોર જુએ;
અણવિશ્વાસે એ દિલ થાતાં, કાર્ય બગડતાં [1]હાથ ધુએ.

**સાખી.**

ઉત્તમ ખેતીની મઝા અમીરસ ચાખે, ઉમરાવ દીલથી દયા દીનપર દાખે;
રોટલા વ્હેચવા કદી કસર નવ રાખે, વેપારી જે મળતર મેળવતા લાખે.
તે કરે સખાવત યશકીર્તિની સાંખે, વેપાર ઉપર ધર્માદા વેરો નાંખે;
નોકર બિચારા પુણ્યભાર શું સાંખે, પંડીત જનો ઉપદેશ પુણ્યના ભાખે.
ઠગાઈ ચોરી જુગાર કરતાં શ્રેષ્ટ નોકરી કરનારો,
અનેક તરેહના ઉધમ મધ્યે, કયો સર્વથી છે સારો. ૩

---

નોકરી મધ્યે અંગ મજુરી, કરનારા જે વસવાયા;
હાલત તેઓની છે બુરી, દુઃખ ઘણું વેઠે કાયા.
ભાર ઉચકે મેલું કાઢે, ખેપ કરે પરગામ જઈ;
ભૂખે પેટે ચીરે લાકડાં, પેટ પૂરતું મળે નહિ.
તોપણ એ ભીખથી છે સારૂં, કામ કરે પૈસા બદલે;
ભીખારી પાસેથી બદલો, અન્ન આપતાં નહિ વળે.
ભીખ માગવે સાર્થક શું છે, ઘર ઘર રંક થઈ ફરવું;
તિરસ્કાર કંજુસનો સુણવો, દીનપણું ધારણ કરવું.
અભાગિયાનું ભાગ્ય વખાણી, ફુવેડને કહેવી માઈ;
શંખણિ કેરી ગાળ સાંભળી, જાય સૂખડું કરમાઈ.
ભીખ વિષે પણ અનેક યુક્તિ, સાથે કરવી ઠગબાજી;
દાતા જાણી રાજી કરવો, પાજીને કહેવો કાજી.
હાજી હાજી કહીને હલકા, જનની ખુશામત તાજી;
કરવી પડે પરંતુ આખર, જરા નહિ સુધરે બાજી.
માગણ ધૂળથકી છે સોંઘો, માગણ પવનથકી હલકો;

---

૧ નોકરી જાય.

આંગણમાં રહી સાદ, મારતાં બાળક જઈ કરશે છણકો.
ભીખ માગતાં પણ શિર જોરી, કરે કેટલા ભીખારી;
ફકીર સીંધી નાનકશાઇ, હઠીલાઈ કરતા ભારી.
છેવટ ગાળો દેવા માંડે, ત્રાસજનક દેખાવ કરે;
બ્હીક બતાવે ત્રાગુ કરીને, નરમ વાણિયા ડરી મરે.
ભિક્ષાને શું શિક્ષા દેવી, બને ઘણા ઠગ સન્યાસી;
તેથી સાચી ભિક્ષાવાળા, અન્ન વિના રહે ઉપવાસી.
કળિયુગમાં ડોળ દિમાકે, કામ કપટનું કરવાનું;
ધુતારાએ મોજ મારવી, સંતે ભૂખે મરવાનું.
ન્યાત જમી ઉઠે તે વખતે, ભીખારૂ જે તૂટી પડે;
ધૂળે મિશ્રિત પાત્ર મળે તે-પ્હેલાં માથે માર જડે.
ધિઃક ધિઃક છે ભીખનો ધંધો, એથી બીજું શું હલકું;
અનેક રીતે પડે આપદા, અલ્પમતિ શું લખી શકું.
ટૂંકામાં ચારે ઉદ્યમના, ભાગ સહિત મે વાત કહી;
જેને જેમાં મળે રોટલો, ત્રણમાંથી તે ધરે સહી.
ભીખતણો ચોથો નવ ધરશે, વિનતી મારી સાંભળશે;
અંબાલાલ કહે અક્કલથી, સહાય ઇશ્વરની મળશે.

સાખી.

વેપારે લક્ષ્મી વધે નદી પૂર પાણી,
નોકરી છે બાંધી પાળ તળાવે જાણી,
ભીખનું તે ખાબોચીયું સુકાઈ જાશે,
ખેતીથી કલ્પદ્રૂમ ફળીભૂત થાશે.
સાર્વભોમ રાજા પૃથ્વીનો, સૌ નૃપથી ચઢતો ધારો;
અનેક જાતના ઉદ્યમ મધ્યે, ક્ષેત્રપતિ સૌથી સારો. ૪

## ન્યાય વિષે.

લાવણી.

વીનાયક નાયક દેવ, તમારી સેવ, બજાવવા ટેવ-પડે તે સારૂ.
તમને દર યત્ને અહોનીશ સંભારૂ.

ઇચ્છા કરવા શુભ કાજ, થઈ છે આજ, રાખજો લાજ-ટેકને સાટે.
કળિકાળ વિશે અન્યાય ન્યાયને હાટે—ટેક.
આ ચમત્કારી સંસાર-વિષે બહુ વાર, પડે તકરાર, સમજને ફેરે;
તકરારિ તંટા થાય સદા સૌ ઘેરે;
ઘરડા બાળક કે જવાન, હોય વિદ્વાન, અગર અજ્ઞાન, રંક કે નૃપતિ;
સઘળામાં મતભેદથી લઢાઇ બનતી.
ધર્મની થાય લઢવાડ, જ્ઞાનમાં-હાડ, થતાં બીગાડ થાય બહુવારે;
પિત્રાઇ પડોશી લઢી મરે તકરારે.
નારી ખાતર પતરાજ-ધરી દીલ દાઝ, ગુમાવ્યાં રાજ, અહંપદ આણી,
પૈસા ખાતર પણ સદા લઢાઇ જાણી.
જગ્યા સારૂ જન લઢે, મમતપર ચઢે, દુઃખમાં પડે, ખુવારી થાતાં;
મુખપર મારી લપડાક કરે મ્હોં રાતાં.
માલના થાય કરાર, પડે તકરાર, ન્યાય દરબાર, ચઢે જન ખંતે;
ના મળે ન્યાય, પસ્તાય લઢાઇ-અંતે
સ્હેજમાં કરીને ક્રોધ, કરે વિરાધ, ન માની બોધ, જાય દરબારે;
આબરૂ જતાં પસ્તાય "કેસ" જ્યાં હારે.
કાયા વાચા મન વડે, બિજા જન નડે, ખોટમાં પડે, બિગાડ થવાથી;
નુકસાની પહોંચે બીજા થકી પૈસાથી.
એમ અનેક વાંધા પડે, માણુસો લઢે, કોરટે ચઢે, ન્યાય મેળવવા;
બદલો નુકસાની તણો મેળવી રળવા.

ઝુલ.

પણ કોરટમાં શું થાય ?
કેવો ત્યાં ન્યાય અપાય,
કેવી ત્યાં રીત રચાય,
પૂરાવો કેમ લવાય;
મુનસફ કેવો અંજાય,
કેટલા દામ ખરચાય,
આખર શું સત્ય જણાય ?
તે કહું જરા વીગતે સમજવા માટે,
આ કાળ વિશે અન્યાય ન્યાયને હાટે. ૧

ઇનસાફ થાય જે ઠામ, "કોર્ટ" તે નામ, દિવાની કામ, અગર ફોજદારી;
જ્યાં વકીલ બે તર્ફના બડા તકરારી.
હાઈકોર્ટ તણા ફેંસલા, જુના દાખલા, કાયદા ભલા; પુરા સમજાવે;
જેને જે હિતકર હોય તેજ બતલાવે.
ન્યાયને હાથ કે પાય, નહિ દેખાય, એમ કહેવાય, જગતમાં સાચે;
ગોળા માફક નચવાય તેમ તે નાચે.
કીધું હોયે ખરૂં તૂત, સરસ સમજૂત–કરે મજબૂત પુરાવો લાવી;
અડધા માટે કહે જૂઠ સાક્ષીઓ આવી.
શિખવી કીધા તૈયાર, સાક્ષી ત્રણ ચાર, કસમ પર ધાર–મારિને બોલે;
ઉલટાવી પૂછે પ્રશ્ન તોય નવ ડોલે.
જૂઠો જીતીને જાય, ખરૂં ન કળાય, સત્યને ખાય, વખત એ આવ્યો;
કળિકાળે મહિમા પૂર્ણપણે બતલાવ્યો.
મુનસફ પણ લેતા લાંચ, ન આવે આંચ, ભરે નિજ ચાંચ, દ્રવ્ય સ્વિકારી;
સાચાની એથી વાત જાય છે મારી.
સાક્ષી જે ધનને ચ્હાય, ફુટી તે જાય,–સત્યને સહાય થવા જે આવે;
પરમેશ્વર માથે ધરી બ્હીક નવ લાવે.
કો વકીલ પણ બદમાસ, અશીલનો નાશ, કરે ધન આશ, સત્યને મૂકી;
સામી બાજૂને મળે નજર કરી ટૂંકી.
તફેટનું ચાલે જોર, ઊજળા ચોર મચાવે શોર, કારકૂનો તે;
દરખાસ્ત બજવતાં ચળે છે નાજર પોતે.
માજીસ્ટ્રેટો પણ તેમ, તોડિને નેમ, રાખતા રે'મ સત્યને મારી;
ધન–દેવ તમારા પ્રતાપની બલિહારી.
મરડી મચડીને બોલ, લખે કરી તોલ, ચલાવે પોલ, સાચને હણુવા:
ડાબે હાથ રાતરે રૂપીઆ ગણુવા.
પ્હેલેથી બાંધે પાળ, કરીને ખ્યાલ, પછી સંભાળ, રાખીને જોડે;
પૂરાવો પોતે પ્રશ્ન પૂછીને તોડે.
વ્હેમનો લાભ આપવા, સ્વાર્થ સાધવા, જોઈતું થવા, હકીકત બદલે;
દુષ્ટોને છુટા કરે દ્રવ્યને બદલે.

ઝૂલ.

યુક્તિઓ અનેક હજાર,
વપરાય સદા દર વાર;

લખતાં નવ આવે પાર,
લોભાય વડા સરદાર,
ન્યાનાનો શો ઈતબાર ?
પામર પ્રાણી નાદાર;
સત્યનો કરે ધિઃકાર,
ધિક ધિક એવા અધિકાર,
શો જુબાપ દેશે, બેશી અધરઅન્ધારે;
કળિકાળ વિશે અન્યાય ન્યાયને હારે. ૨

---

સત્યનો ગયો છે કાળ, ન્યાયનો કાળ, થયો વિકરાળ, કારમું કરવા;
પરનારી ને પર દ્રવ્ય પ્રીતથી હરવા.
અધિકારી ઉપરી વડા, વિષયી જીવડા, ઈશક ઝાંકડા, રમે છે જારી;
નારીની ખાતર નોકરી આપે ભારી.
ધનના લોભી ગૂમાર, નીતિનો સાર, લહે ન લગાર, કરે ભડવાઈ;
તેથી સાચા હકદાર ઝુરે કરમાઈ.
નારથી ભલામણ થાય, ન્યાય મરિ જાય, ગરિબની હાય, પાપીને લાગે;
તો પણ પાપી ઉંઘથી જરા નવ જાગે.
વગ સગથી કરતા કામ, બિડાવી હામ, થાય બદનામ, ન્યાયને રગડી;
બુદ્ધિ બદકર્મો ચઢી ગઈ બહુ બગડી.
ધર્મને આસને ચઢી, પાપની ગઢી, ભરે હરખડી, ડરે ન વિચારે;
ખુશામત કરનારની ચઢે છે વ્હારે.
હાર દુઃખનો દેનાર, શુદ્ધી લેનાર, ગજબ કરનાર, ગૂહણુ તે કરતા;
અન્યાય આપતાં ક્ષોભ ચિત્ત નહીં ધરતા.
હલકા નોકર માર્ફતે, ત્રિપૂટી પતે, મેળવે ફતે, એમ હું જાણું;
નારી નાણું કે વિવિધ જાતનું ખાણું.
લાયક વેઠે નુકસાન, વડા નાદાન, નીચને માન, આપતા ભારી;
માર્ફતિયા સાથે કરે ગરજની યારી.

ઝૂલ.

જે પ્રજા જારીથી થાય,
તે કરે ઘણા અન્યાય;

પાપથી નહિ શરમાય,
પકડાતાં નહિ કરમાય.
પણ વધુ વળગતા જાય,
હીંમત રાખી હરખાય;
હલકાઇ વિષે છલકાય,
કામે લોભે લલચાય,
તે દલાલને દે સહાય,
રંકને બનાવે રાય;
એવા કરી બહુ ઉપાય,
સાચા પર મૂકે પાય.
મોટા ખોટા ખર દામ ચાય રસ ચાટે,
કળિ કાળ વિશે અન્યાય ન્યાયને હાટે. ૩

---

એવી રીતે ન્યાતમાં, થઈ એતમા, પક્ષપાતમાં પટલિયા પેસે;
નમતું દેખે તે તરાજવે જૈ બેસે.
મ્યૂનીસીપલ મેમ્બરો, તપાસે ઘરો, મફત નોકરી-માગીને લેતા;
પક્ષા પક્ષે ફાવતાં મતો ઝટ દેતા.
ખટપટ કરીને ચૂંટાય, ખરચ બહુ થાય, ઘરો ઘર જાય, ખુશામત કરવા;
લાયક નર સામા આડખિલો પગ ધરવા.
પોતે હોયે અજ્ઞાન, ધરી અભિમાન, સમજ-નાદાન, માન ખાતરે—
માનીતા મેમ્બર થવા "હાજી હા" કરે.
યોગ્યતા જરા નહિ હોય, ખરૂં નહિ જોય, ગાયને દોય, શ્વાનને પાવા;
શી મતલબથી થાય છે સભાસદ આવા ??
શુભ કાર્ય કશું નવ થાય, ગાયલું ગાય, પૂછડું સ્હાય, આંખ મીચીને;
મત જુદો અધિકારીથી આપતાં બ્હીને.
સાચું જેને ન જણાય, ન્યાય શું થાય ? અમસ્તા જાય, પૂતળાં જેવા;
મરજી અધિકારીતણી સાચવી લેવા.

કર ખાતામાં અંધેર, વડાને ઘેર, ન્યાયશું વેર, બાંધીને બેઠા;
અજ્ઞાન મોહથી દુઃખદરિયામાં પેઠા.
કાળાં ધોળાં કરી કર્મ, તજીને શર્મ, સત્યનો ધર્મ, નહિ સમઝ્યા તે;
વાળ્યું ઉંધું ન્યાયનું પાટિયું રાતે.

મોંઘો કીધો છે ન્યાય, કાયદા માંય, દ્રવ્યની સહાય—વિના નવ ફાવે;
દર અરજી ઉપર " સ્ટાંપ " નવો લગવાવે.
ન્યાયની "કોર્ટ" છે યંત્ર, વકિલનું તંત્ર, "જડજ" નો મંત્ર, ખરો કે ખોટો;
કિસમત પરમાણે જડે નફો કે તોટો.
ધર્મની ચઢી એઠકે, ધણીને ઠગે, રંકને રગે, સ્વાર્થને સાધે;
એવે ઠેકાણે ન્યાય હાથ શું લાધે ?
બળી ગયું ન્યાયનું મૂળ, ઉપર પડી ધૂળ, નકામું સળ, સર્વને સાલે;
તે કરતાં સજ્જન પંચ ન્યાય શુભ આલે.
"જડજ" ને આપવા સ્હાય, "જ્યુરર" નીમાય, અસેસર જાય, છાલકાં પાણી;
પૈસો, વસિલો, કે જુઠી દયા લે તાણી.
રાખે નહિ ભારે બોજ, જંગલી રોઝ, કરે નહિ ખોજ, અકલ ભંડારે;
કર્તવ્ય ન સમઝી શકે નીતિને ધારે.

ઝુલ.

ન્યાયનું કર્યું વૃતાંત,
દીધાં થોડાં દ્રષ્ટાંત;
ઉપરી થૈને નિર્ભ્રાંત,
કાળું કરિને એકાંત.
બિન હકને કરે નિરાંત,
હકદાર કરે કલ્પાંત;
થાયે જ્યાં લગી દેહાંત,
ધારણ કરવું વેદાંત.[1]
મૂગે મ્હોઢે થૈ શાંત;
નહિ બતાવવા જીભ દાંત,
નક્કી સમઝો સિદ્ધાંત.

અંબાલાલ કહે એ જશે નરકની વાટે,
કળિકાળ વિશે અન્યાય ન્યાયને હાટે. ૪

૧ મૌન ધારિને રહેવું )

# કાળ વિષે.



## લાવણી.

પરબ્રહ્મ જગત આધાર, સરવનો સાર, તત્વ વિચાર, થતાં પરખાયે;
"હું, તું, તે," માયા જાળ પડળ દૂર થાયે.
તેનું ચિંતવન ચિત ધરૂં, સ્થીરતા ભરૂં, પ્રાર્થના કરૂં, વિઘ્ન ઝટ કાપે;
વર્ણન કરવા કાળનું મતિ શુભ આપે.
કાળના કહું બે અર્થ, વડો સમર્થ, રહ્યો કરી નર્ત બ્રહ્મ લીલામાં;
ના ટકી શકે કોઈ દેવ દેવી એ સામાં.
આકાર ધરી આવવું, સ્થીર અહિં થવું, રહીને જવું–રૂપ બદલાઈ;
જડ ચેતન વસ્તૂતણી અવધ દેખાઈ.
એ અવધ ભણાયો કાળ, પડી શિર તાલ, તોયપણ બાળ–કૂમળા જેવો;
ઘરડો કે એને જવાન કેમ કરી કહેવો?
વસ્તૂ જડ કે જીવજંત, પામતાં અંત, કહે ધીમંત, મોત એ આવ્યું;
તેથી અંતકાળનું નામ કહેવાયું.
એ ક્યારે પેદા થયો? ઠરી ક્યાં રહ્યો? અગર મરી ગયો, નથી દેખાયો;
એથી એ બ્રહ્મસ્વરૂપ ખરો લેખાયો.
એ આદી અંત રહીત, નહિ પરિમીત, ગતી વિપરીત, કળે નહિ કોઇ;
એ અનંત કોટી લિલા રહ્યો છે જોઇ.
દુનિઆની આણી દાઝ, મહા યતિરાજ, સમઝવા કાજ, કાળની લીલા;
બાંધીને એના અવયવ કીધા ઢીલા.
અદ્દભૂત ઈશ્વરી કૃતી, મહીની ગતી, ગ્રહોના પતી, તરફ ખેંચાતાં;
જે થાય અવધ તે સંવત્સર કહેવાતાં.
પૃથ્વીનો ગોળો ફરે, ગતી એ ધરે, રાત દિન કરે, તિમિર અજવાળું;
એ અવધતણું પરિમાણ સાઠ ઘડિવાળું.
પૃથ્વી ફરતાં જે ભાગ, સુરજની આગ, મેળવી રાગ, કરે જે વારે;
તે ભાગ પ્રકાશી દિવસ ગણાયે ત્યારે.
જે ભાગ પીઠ ફેરવી, ન દેખે રવી, કહેછે કવી,–રહે અંધારે;
તે ભાગે રાત્રી પડી કહેછે ત્યારે.

રાત્રી દિવસ બે સાર, થાય પસાર, કહ્યો તેવાર, ગણિતકર્તાએ;
તે ગ્રહના નામો થકી વાર બોલાએ.
સૂરજ પૃથ્વી દરમ્યાન, કરે પ્રસ્થાન, ચંદ્રમા જ્યારે;
સૂરજનાં કીર્ણો પડે ચંદ્રપર ત્યારે.
શશી ઉપરથી અથડાઇ, કિરણ જે ધાઇ, જાય ઘસડાઇ, મહી ઉપરે;
એ ચંદ્ર પ્રકાશે એમ જનો ઉર ધરે.
શીતળ અજવાળું થાય, ચંદ્ર વખણાય, વધી ઘટી જાય, પંદરે દાડે;
એ શુકલ કૃષ્ણ બે પક્ષ માસ દેખાડે.

ઝૂલણ.

કાળનો પામવા પાર,
કીધો છે યત્ન અપાર,
જ્યોતિ વીશે હુશિયાર,
શોધી કાઢે શુભ સાર,
શશી રવી ગ્રહ ગણ પરિવાર,
ચાલે સૌ ચક્રાકાર,
એક બીજાને આધાર,
આપે થૈને દિલદાર,
કોઇ રિપુસમ રાખી ખાર,
નડતા કરિ જતાં પસાર,
સાર્વના વિવિધ સંચાર–કાળ–બળ આપે;
વર્ણન કરવા કાળનું મતિ શુભ આપે. ૧

---

ભૂત ભવિષ્ય ને વિદ્યમાન, કાળ પીછાન, ઉંડું ધરી જ્ઞાન, મુનીએ કીધું;
સમજાવી સારી પેર જ્ઞાન બહુ દીધું.
દર માણસની જીંદગી, પ્હોંચતાં લગી, વખત જે ચાલે;
વર્તમાન એવું નામ કાળને આલે.
તે પૂર્વ જન્મ જે થયો, વહી જે ગયો, ભૂત તે કહ્યો–વખત પંડીતે;
ચાલતા જનમની પછી થશે ભાવી તે.
બોલતી વખતનો કાળ, ગણાયે હાલ, ચાલતો લાગે;
ભૂતકાળ તે જે ગયો પ્રથમ તે આગે.

તે પછી આવશે જેહ, ગણાયે તેહ, થનારો ભાવી;
એ રીતે ત્રણ કાળની ગતી સમઝાવી.
માનવ હૈયાતી સાથ, લંપટ ભરી બાથ, કરી સંઘાત, જાય ને આવે;
કલ્પના માનવીતણી ભાગ બતલાવે.
જોતાં શોધીને સત્ય, કાળનું નૃત્ય, અદૃષ્ય અકથ્ય, બ્રહ્મનાં જેવું;
વર્ણન એના રૂપનું કેમ કરી કહેવું ?
સૌ દ્રવ્ય વસ્તુ સંબંધ-જણવવા બંધ—અંધની આંખો;
યુક્તિઓ રચી મુનજને કાળ આંક્યો.
બ્રહ્માંડ લિલા વિસ્તરે, જનમિ સૌ મરે, ગ્રહાદિક ફરે, ચક્રવત ચાલે:
એમાંથી પ્રકટ્યાં કાળ કલ્પના-જાળે.
વસ્તુતઃ એ નહિ હોય, ઝાંઝવાં તોય, સરીખા જોય, ભાગ સૌ એના;
આકાર તત્વ કે અણુ કશું એ છે ના.
દીવસ રાત્રીના આઠ,—અને વળી સાઠ, જોશીનો પાઠ, સરળ કરવાને;
પહોર ઘડી બે ભાગ કિધા બીજાને.
કલાક મિનિટ સેકન્ડ, વખતના છંદ, કરે આનંદ. રહે જે રીતે;
એ પસાર થાતાં ભજે પ્રભૂને પ્રિતે.
કાળને માપવા તણી, યુક્તિઓ ઘણી; જુદા દેશની, જુદે પ્રકારે;
સૌથી ઉત્તમ ઘડિયાળ કર્યા સુધારે.

ઝુલ.

આકાશ ગુણો પલટાય,
તત્વોમાં વધ ઘટ થાય,
ઉષ્ણતા કદી વધી જાય,
કદી જળ-વૃષ્ટી ફેલાય,
કદી પવન થંડ બહુ વ્હાય,
દર વરસે એમ જણાય,
એથી ત્રણ કાળ ગણાય,
એના ત્રણ ભાગ ભણાય,
ગ્રીષ્માદી ૭ બદલાય,
સઘળાનો સૂરજ રાય,
મુળ કર્તા શ્રેષ્ટ મનાય,

સૂરજથી સઘળા ભેદ પ્રકટતા આપે,
વર્ણન કરવા કાળનું મતી શુભ આપે. ૨

---

રહેણી કહેણી પરમાણુ, શાસ્ત્રના જાણુ, કરે નિર્વાણુ, કાળના ભાગો;
સત ત્રેતા દ્વાપર અને કળીયુગ નાગો.
સૂરજની નિર્મળ ખાપ, બતાવે આપ, યૂગનું માપ, વરસ–સંખ્યાએ;
મુકરર સંવત્સર જતાં એક યુગ થાયે
કરી ગયા મુનિ ગણુતરી, બુદ્ધિ વાપરી, સમજ શુભ ધરી, માપ બતલાવ્યું;
સૃષ્ટી દર સૃષ્ટી વિષે ચાલતું આવ્યું.
સત્યતા પૂર્ણ વાપરી, ધર્મની ધરી, ચિત્તમાં ધરી, વર્તતા લોકો;
તે સત્ય યુગ સમયે નૃપ પણ પુણ્યશ્લોકો.
પઢતાતાં ચારે વેદ, સમજીને ભેદ, ન ઉપજે ખેદ, કદી સ્વપ્નામાં;
રાજાઓ ચાલી જતા ઋષીની સામાં.
થાતાં ઓછી સત્યતા, પાપીજન થતાં, કલેશમાં જતાં, બગડવા માંડ્યા;
કુસંપે એક બીજાને બહુ રંજાડ્યા.
ધર્મની કળામાં ફેર,–થતાં અંધેર, જરી જરી વેર, પસરવા લાગ્યું;
સદ્વર્તનરૂપી વહાણ ખુણેથી ભાગ્યું.
ઊતરવા લાગ્યા એમ, શાસ્ત્રના નેમ–તૂટતાં વ્હેમ, જાળ પથરાઈ;
ઘટવા માંડયાં વિવેક-બુદ્ધિ ચતુરાઈ.
ત્રેતાયુગની એ વાત, કહી સાક્ષાત, વર્ણથી જાત, શરૂ થઈ ત્યારે;
સતયુગથી વ્હેલા મરી જતા જમ દ્વારે.
કલેશનું વવાયું બીજ, વાસના–ત્રીજ, ચોરીથી ચીજ, ચિત્તમાં ઘાલે;
પણ ન્યાય સમજીને લીધેલ પાછું આલે.
જપ તપ વ્રતમાં ભંગાણુ, થયું મંડાણુ, ધર્મની હાણુ, જરા દેખાઈ;
તોપણુ મ્હોટા ભાગમાં સત્ય સુખદાઇ.
તત્વજ્ઞાને ભરપૂર, ચળકતું નૂર, ક્ષત્રિઓ શૂર, યજ્ઞ તપ કરતા;
ત્રણુ વર્ણ રક્ષણે શ્રેષ્ઠ નીતી ચિત ધરતા.
જનકાદિ વિશ્વામિત્ર, પુણ્ય પવીત્ર, જગતના મિત્ર, થઇને રહેતા;
પરમાર્થ પોષવા દેહ–દમન–દુઃખ સ્હેતા.
શ્રુતિ પ્રમાણુ મત ઉચરે, સુધારસ ઝરે, બ્રહ્મપદ ધરે, ધુરંધર જ્ઞાતા;
મનુ, અત્રીઃ ભાર્ગવ વસિષ્ઠ જન સુખદાતા.

બીજા જ્ઞાની બળવંત, ઋષિ મુની સંત, ધરી ઉર ખંત, જ્ઞાનધન દેતા;
જરીં નમ્યા છતાં અતિ તપ્યો કાળ-રવિ ત્રેતા.
સ્મૃતિઓનું ઝાઝું જોર, મચાવ્યો સોર, બ્રાહ્મણી તોર,-રહ્યો જળવાઇ;
મુનીઓનું સ્વાગત કરે નૃપતિ હરખાઇ.
દ્વાપર પાછળથી થયો, ધર્મ વહીં ગયો, મુનીએ કહ્યો, કાળ એ કપરો;
સાચા જૂઠાનો થાય પરસ્પર વધરો.
થૈ અર્ધ સત્યનો નાશ, ઘટયો વિશ્વાસ, પરસ્પર ત્રાસ, આપવા લાગ્યા;
કામાદી ષડ્ શત્રુઓ સુતેલા જાગ્યા.
આશા તૃષ્ણા વાસના: દીન યાચના, ઉદર-યાતના, ચિત્તને ઘેરે;
લોભે બ્રાહ્મણ ખેંચાઇ જતા નૃપડેરે.

લઢવા લાગ્યા પિતરાઈ, ગણી ન સગાઈ, અનેક ઠગાઇ, બહુ ફેલાઈ;
પૂરાણ ગ્રંથમાં ભરી ગયા ચતુરાઈ.
મનમાં રાખી અભિમાન, વિપ્રને દાન-કરે સનમાન, અતી સંકોચે;
દુખ પડયા પછી પસ્તાઇ દીલમાં શોચે.
સૌ કાળતણો મહિમાય, પ્રથમ લખીં જાય, હતા ઋષીરાય, ત્રિકાળ જ્ઞાની;
ભાવી યુગમાં બનવાનીં બીના પીછાની.

અનુભવ ઝાઝા કાળનો, ઉંડો ખ્યાલનો, શિષ્ટ ચાલનો, લખ્યો ઉપવેદે;
સ્મૃતિમાં બતલાવ્યો રચી વિવિધ મતિ ભેદે.
ધર્મની નિપજતાં હાણ, વિવેકી સુજાણ, કરે પૂરાણ-કાળ અનુસરતાં;
દ્વાપરમાં તે વખણાય શાસ્ત્ર શિખ ધરતાં.

જૂઠું બોલી પસ્તાય, ખતા બહુ ખાય, સત્ય ને ન્યાય, પછી જઈ ખોળે;
મહાજન મહા સંકટ સમે ન વાંકુ બોલે.
દ્વાપર એવો મીશ્રીત, થતા પીડીત, તોય વિપરીત, નહિ આચરતા;
મતિ ફરી જતાં નહિ વેદ વચન વીસરતા.

ઝૂલ.

સ્મૃતિને દેતા બહુ માન,
શાસ્ત્રનું થતું શુભ ગાન,
રચતા ઉપદેશ પુરાણ;
દેવાને વૈદિક જ્ઞાન,
વાતોનું કરી ખ્યાન,

મનરંજન કથા નિધાન,
દ્રઢ કરવા દેવ પિછાન,
બહુ રૂપ અને અભિધાન,
આપ્યાં ઇશ્વરને જાણ,
જે સમ નહિ નાદાન,
જેની અક્કલ હેરાન,
તે રહસ્યના અંજાણ;
એવા નર કપી સમાન,
તરૂ ઉપર બેસી ડાળ, તે નિત્યે કાપે;
વર્ણન કરવા કાળનું મતિ શુભ આપે. ૩

---

સૌ ભૂત માત્રનો નાશ, થતાં ચોપાસ, રહે આકાશ, એકલું જ્યારે;
તે કાળતણું-લય નામ કહ્યું સંસારે.
ભારે લય પ્રલય ગણાય, મહા લય થાય, બધું મરી જાય, બ્રહ્મમાં પેશી;
એ મહા ભયંકર રૂપ કાળની ફાંસી.
સૌ કાળતણે વશ થાય, કાળની લ્હાય, સર્વને ખાય, કશું નવ છોડે;
કાળની ફાળ આગળે વિશ્વ કર જોડે.
વૈરાટ પિતા તે કાળ, દૃષ્ય જંજાળ, જગત આબાળ, જાયને આવે;
પણ કાળ અનાદી કદી નહીં ક્ષય પાવે.
ઉત્પત્તિ સ્થિતિ ને નાશ, તણો આભાસ, કરે છે ખાસ, [1]ચિરંજીવી તે;
માપક સૌનો નહિ મપાય કોઇ રીતે.
જનમેલી વસ્તુ તણી, કાળ ક્રમ ગણી, કરે માપણી, અંતે એ આણો;
તેથી એને મોતનો મિત્ર સૌ જાણો.
તેથી એ શત્રુ ગણાય, દૈત્ય લેખાય, રૂપે કહેવાય, ભયંકર ભારી;
ત્રિપુટીને ત્રણ લોકથી ગતી છે ન્યારી.
ત્રિકાળ જ્ઞાન ધરનાર, મુની સરદાર, બ્રહ્મ અવતાર, સરીખા જે છે;
તે કાળતણા પાસથી વેગળા રહેછે.
એ સ્વેચ્છાચારી યતી, અનુપમ મતી, કાળની ગતી, નિરંતર જાણે;
કળીકાળ વિશે લખી ગયા સ્મૃતિ પુરાણે.

---

૧ કાળ.

સત્યનો સર્વથા નાશ, કુધર્મ પ્રકાશ, અતિ કંકાસ, નિપજશે જ્યારે;
કળિકાળ થયો ભર જવાન જાણવો ત્યારે.
કૂસંપ જશે પથરાઈ, સગા બે ભાઈ, ચોટલી સ્હાઇ, પરસ્પર લઢશે;
દીકરો બાપને હણી ગાદીએ ચઢશે.
થૈ વ્યભીચારિણી માત, જારની સાથ, ગુપ્ત કરી વાત, પુત્રની ઘાત, કરાવી નાંખે:
પુત્રીપર પીતા જુએ હરામી આંખે.
કુટુંબે કરશે કલેશ, ધરી દૃઢ દ્વેષ, છળે હંમેશ, એક બીજાને;
ઋષીઓનો ઉત્તમ શાસ્ત્ર બોધ નહિ માને.
નારીની અવળી મતિ, વિવાહિત પતિ, તજીને રતિ, બીજાપર ધરશે;
નર વ્યભિચારી થૈ અભક્ષ્ય ભક્ષણ કરશે.
પૈસો રળવા ખાતરે, કપટ આચરે, કુકર્મો કરે, વગર અંદેશે;
ઉદર અરથે વટલાઈ ફરે બહુ વેશે.
જૂઠું વદવું એ નેમ, જૂઠ પર પ્રેમ, જગત પર વ્હેમ, નજરથી જોશે;
નવરાશ વિશે નીંદા કરી પર અઘ ધોશે.
પરધરમે પ્રીતિ ધરી, દંભ આદરી, જશે વીસરી, આર્યનું અસલી;
સુવર્ણકલશ તજી લેશે કથીર–કસલી.
વ્હાલામાં વધશે વેર, રાખીને ઝેર, કરાવે કેર, કુટિલ જન પાસે;
કરતાં ખાટકિસમ કૃત્ય જીવ નહિ ત્રાસે.
ભૂલશે નિત્યનું કર્મ, ભણ્યા વિણ ધર્મ, કુકર્મે શર્મ, લાજ નહિ ધારે;
આ લક્ષણથી જાણવો કાળ કળિ ત્યારે.
હૈયે સંતાડી ઝેર, જિભે શુભ પેર, ખુશામત ભેર, બોલશે મીઠું;
એ મધનો પટ દીધેલ ખારું દવ મીઠું.
ગુણ જતો રહ્યો છે ક્ષમા, કળીકાળમાં, આગિયા સમા, ઉડી આથડતા;
બે ગેરસમજથી મિત્ર સ્હેજમાં લઢતા.
ધીરજથી પુખ્ત વિચાર, કરે ન લગાર, ન સમજે સાર, બીજા જે બોલે;
અવળો તેનો કરી અર્થ ક્રોધથી ડોલે.
રીસાતાં વાર ન થાય, ખીજવૈ જાય, ઉઠીને ધાય, મારવા માટે,
દેવાને ભૂંડી ગાળ મિજાસે ફાટે.
અધરમથી પેદા થતા, તજે સભ્યતા, વિનય–ફુલ–લતા ગઈ કરમાઇ;
કૂકર્મે કાળો કેર રહ્યો પથરાઈ.
કળિયુગમાં ઘેરે ઘેર, સગામાં વેર, થતાં મત ફેર,–મિત્ર પલટાતા,

ઇર્ષાથી એક બિજાનું નબળું ચ્હાતા.
જૂઠું મૂકીને આળ, જુઠી ચણિ પાળ, પસારે જાળ,-જૂઠની બાજી;
હર વાતે જૂઠું વદી રહે મન રાજી.
જૂઠી કરતા પતરાજ, જુઠા ઠગબાજ, જુઠાનું રાજ, કળિ તુજ કાળે,
જૂઠાણું બહુ જાતનું મળ્યું સરવાળે.

ઝુલે.

એ ક્રૂર ભયાનક કાળ,
રાક્ષસ મ્હોટો વિકાળ;
એ અસહ્ય અગ્ની-જ્વાળ,
આ જગત તણી ઘટમાળ,
જે ચિત્ત-વાસના જાળ,
સૌની નિયમિત સંભાળ,
લેનાર વડો પ્રતિપાળ;
મ્હોટાં કે ન્હાનાં બાળ,
જડ ચેતન ને નિર્માલ,
સૌનો તું અંતક-સાલ,
લઘુમતિ આ **અંબાલાલ,**
શું કરી શકે તુજ ખ્યાલ,
તું બ્રહ્મ સખા-વૈતાલ,
રૂપે તું કાળો વ્યાલ,
ડોલાવે દશ દિગ્પાળ,
જ્ઞાની નિરખી તુજ બાળ,
મારે તે પર હડતાળ,
જ્ઞાનીને તારૂં પ્રાક્રમ નહિ સંતાપે.
વર્ણન કરવા કાળનું મતી શુભ આપે. ૪

---

## સત્સંગ.

" सत् संगतिः कथयकिं न करोति पुंसाम् "

## લાવણી.

સંતોને લાગું પાય, વિઘન દૂર થાય, આપવા સ્હાય, ઉમંગે મ્હારી,
સત્સંગતથી સૌ કાર્ય સફળ થૈ જાશે.
સત્સંગતનો મહિમાય, ન વર્ણ્યો જાય, કરે ઉપાય, કવિ જન ઝાઝા;
એ રંક પુરૂષને બનાવી દેશે રાજા.
સંગત સારી જે કરે, પ્રભુથી ડરે, સુખે સંચરે, મોજમાં મ્હાલે,
અવગુણથી અળગો રહે નીતિથી ચાલે.
શોધક બુદ્ધિ આચરે, પૂછતો ફરે, સંતને ઘરે, બજાવે સેવા,
અવળી આદત ટળિ જાય પડે શુભ હેવા.
સંતોની પાસે જાય, કસે નિજ કાય, વસે દીલ માંય, વાત ઇશ્વિરની,
એમ કરતાં પગથી જડે જવા નિજ ઘરની.

### ઝૂલ.

સત સંગત સરખો લાભ,
ખોળતાં જમીન કે આભ,
નહિ મળે કરે તનુ ત્યાગ,
જબરા યજ્ઞો ને યાગ,
નહિ આપે એ–સમભાગ,
સંતો શીખવે વૈરાગ.
અદ્ભુત એ દૈવી બાગ,
જ્યાં અમર ફળો છે અથાગ,
માગે નહિ ભાઈ ભાગ,
મળતાં શુભ લાગ જવાય, પ્રભુ પગ પાસે;
સત્સંગતથી સૌ કાર્ય સફળ થૈ જાશે. ૧

---

સાધૂનો સાધૂ સંગ, પમાડે ઢંગ, રમાડે રંગ, રહે મન ચંગા,
રદ છે એ આગળ તિરથ ભગીરથ ગંગા.
એતો છે વેદ સમાન, કરે ગુલતાન, આપશે જ્ઞાન, ખરી વસ્તુનું,
એ વિણુ પઢવું વેદનું લાગ્યે સુનું
વિચારવું ને નિદિધ્યાસ, શ્રવણ પછી ખાસ, કરે ઉજાસ, ચિત્ત પ્રકાસે
છેલ્લું કો ઠામ ન જડે વિના મુનિ પાસે.

વેદમાં શ્રવણુનો પાઠ, મનનનો ઠાઠ, થાય પુરપાટ, ગુરૂને ઘેરે,
ઉપયોગી નિદિધ્યાસ સંતને ડેરે.

ઝૂલ.

સંતોની સંગત થાય,
પૂર્વનાં પાપ સૌ જાય;
નીતિ આચાર શિખાય,
વાણીમાં સત્ય ભરાય,
બુદ્ધિ નિર્મળ સોહાય,
આનંદ પૂર ઉભરાય,
લોકોમાં માન પમાય,
વાતમાં વિનોદ જણાય,
શોભે આ માનવ કાય,
સતસંગત વ્હાલી માય,
અમૃતવાણી પય પાય,
બહુ શુદ્ધ બને જીવરાય,
જીવ શીવ થઇને જશે આપ નિવાસે,
સત્સંગતથી સૌ કાર્ય સફળ થૈ જાશે. ૨

---

વેદનો વાંચ્યો વિસ્તાર, આણુવો પાર, પછીથી સાર, સમજવો સાચો,
કેવળ એ શ્રવણે કરી ન મનમાં રાચો.
પછી મનન કરો વિચાર, ભાષ્ય કરનાર, દેવ અવતાર, કહે તે ચીંધો;
વેદાંત માર્ગ એમણે બતાવ્યો સીધો.
એટલે કાર્ય નવ સરે, ઉંડા ઉતરે, સતત આદરે, ચિત્ત વળગાડે,
પળ પણ નવ ખાલી જાય રાત કે દા'ડે.
એ નિદિધ્યાસ કહેવાય, મનન વધી જાય, ધ્યાન દઢ થાય, એકતા પામે,
રૂપથી રૂપ જોડાય દ્વૈત વિરામે.
એ નિદિધ્યાસ અભ્યાસ, સાધુની પાસ, રહ્યાથી ખાસ, મળે મનગમતો.
આ મોહ જાળનો જીવ અટકશે ભમતો.

ઝૂલ.

જે સાધુ સંગે ફરે,
સેવા સંતોની કરે,

ષડ્ શત્રુથી નવ ડરે,
માયાનો સંગ ન ધરે,
અમૃત એને ચિત્ત ઠરે,
સંસાર પાર તે તરે;
પાછો ફરી ના અવતરે,
વૃત્તિમાં વૃત્તિ ભળી એકતા થાશે,
સત્સંગતથી સૌ કાર્ય સફળ થૈ જાશે. ૩

---

બાવા કે સાધુ બને, રહે સ્ત્રી–કને, ચહે ધન મને-પારકું હરવા,
ભગવાં તે વસ્ત્રો ધરે પેટ નિજ ભરવા.
એવાને સંત ન કહો, વેગળા રહો, ચિત્ત નવ ચહો, એમને મળવા,
કળિયુગમાં એવા ઘણા ફરે ધન રળવા.
એકાંત કરે નીવાસ, ખરા હરિદાસ, મને સન્યાસ, શુદ્ધ એ પાળે;
નજરે માયાના વિષય ભણી નવ ભાળે.
સંસારે શુભ આચાર, સત્ય વિચાર, કરે નર નાર, સંત તે જાણો,
એવાની સોબત કરે સદા શુભ માણો.
તૂકમ તેવી તાસીર, વદે જન ધીર, હોય જે સ્થીર, સ્થીરતા સ્થાપે,
સોબત પણ અસ્સર કરે ગુણો નિજ આપે.

ઝૂલ.

તે માટે માનવ ભ્રાત,
કહું છું જોડી બે હાથ,
સાંભળજો હિતની વાત,
ચોંટાડો હૈયા સાથ,
સોબત કરશો બદ જાત,
નક્કી કરિ લેશો ઘાત,
કરતાં સાધૂ સંઘાત,
થાશો મનમાં રળિયાત,
**અંબાલાલે** આ વાત,
સૌને કહી છે સાક્ષાત્,
સાધુની સંગત કરો મુક્તિની આશે,
સત્સંગતથી સૌ કાર્ય સફળ થૈ જાશે. ૪

# લક્ષ્મી વિષે.



" सर्वे गुणाः कांचन माश्रयन्ते "

પરમેશ્વરને પ્રણામ કરીને, યાદ કરૂં ગણનાયકને,
વિઘ્ન ટાળવા શુદ્ધ બુદ્ધિએ, માગું વર શારદા કને;
પૂર્વ જન્મનાં પાપ કાપવા, ભવસાગર સુખથી તરવા,
મતિ મંદ ઇચ્છું છું આજે, લક્ષ્મીનું વર્ણન કરવા. ટેક.
લક્ષ્મી પુત્રી સમુદ્ર કેરી, લગ્ન કર્યું વિષ્ણુ સાથે,
તેર રત્ન છે સગાં સહોદર, સંસારે એ સૌ માથે;
ગરજ પડે છે એની સૌને, એ વિણુ ધંધા નહિ ચાલે,
અદલા બદલી સર્વ વસ્તુની, તેની માર્ફતથી હાલે.
લેવડ દેવડ બધી જાતની, સગવડ સાથે ચલાવવા,
એક દેશના બીજા દેશે, રોજગાર અનુકૂળ થવા.
ખાવા પીવાને, વાપરવા, અને વળી પહેરવા તણી;
વિવિધ દેશને વિવિધ કાળમાં, વિવિધ વસ્તુઓ બને ઘણી,
એક દેશથી બીજે દેશે, લેઇ આવવા લઇ જવા;
સાધન પ્હેલું પૈસા કેરૂં, શોધી કાઢયું સુગમ થવા.

સાખી.

શ્રીમંત ગરીબનું માપ એથિ મપાયે, હલકી ને ભારે સ્થિતિ એથી ગણાયે;
હોદ્દો ઉંચો કે નિચો એથી જણાયે, ઓછું કે વધતું માન એથી અપાયે.
ત્રણ લોક વિષે શ્રીપતિ પ્રથમ પુંજાયે, આ લોક વિષે ધનપતિ શ્રેષ્ટ મનાયે.
કળીયુગમાં સર્વ જગાએ, છે પૈસો મોટમ ધરવા;
મતિમંદ ઇચ્છુંછું આજે, લક્ષ્મીનું વર્ણન કરવા. ૧

---

વસુ વિના નર પશુ ગણાયે, કહેવત એ છે ખરેખરી;
પૈસા વિણુ માણસને માથે, આફ્ત આવે છે કપરી;
પૈસાવાળો હરકોઈ રસ્તે, સંકટમાંથી ઊગરતો,
પૈસાવાળો દુકાળ મધ્યે, ભૂખમરાથી નથિ મરતો.

માત પિતા કે બેન ભાઇ સૌ, સગાં વહાલાં મિત્ર ખરે,
પૈસો જેની પ્રાસે હોયે. તેના ઉપર પ્રીત કરે.
સર્વે સગું છે પૈસા કેરૂં, એ વિણ ભાવ ક્વચિત્ પૂછે,
રંક તવંગર છતાં પડોશી, હજાર ગાઉનું છેટું છે.
માતબરોની ખાતર કરશે, રંક બિચારા બહુ રીતે,
તો પણ પેલો પૈસાવાળો, હિસાબમાં લેખે નહિ તે.
પ્રેમાનંદે મ્હેતાજીના, મામેરામાં કડી કહી,
"નિર્ધનનું ધિઃકાર જીવવું" એજ વાત હું વદુ અહીં.
વાઘ રીંછસમ ક્રૂર પ્રાણીની, પાસ નિવાસા ભલો લાગે,
પણ ધનહિણને બંધુજનમાં, રહેવાનુ હૈયે વાગે;
માયાની એ દુષ્ટ દાસીઓ, બ્રહ્માએ અહીં નીપજાવી,
"શ્રી" ને "સ્ત્રી" બે મુર્ખાને લે, મોહપાસમાં સમજાવી.

સાખી

એ બેને માટે લઢાઈ આ દુનિયામાં, ના લાયક નાહક લઢે પરપસ્પર સામા;
પૈસાને ખાતર સગું સગાંને મારે, નહિ લોભી બંધુ મિત્ર પ્રીત વીચારે.
જર દેખી મુનિવર ચળે, એમ કહેવતમાં, લોભી માણસ ના રહે શાહની વટમાં;
ફૂલણજી બહુ ફૂલાઇ ઉડાવે પૈસો, પાછા નવ આપે પાંચ ઉધારે લૈ સો.
પાપી પાપો તરેહ તરેહનાં, કરે પરાયું ધન હરવા;
મતિમંદ ઇચ્છુંછું આજે, લક્ષ્મીનું વર્ણન કરવા. ૨

---

લક્ષ્મીના જે દાસ થાય છે, તેને તે દુઃખ બહુ દેતી;
દાસી એને કરી રાખતા, તે જન પાસે નથી રહેતી.
જ્યાં એ મહારાણી થૈ મ્હાલે, ત્યાંથી દૂર નથી ખસતી;
તુચ્છ ગણે એને જે સંતો, તેઓ પાસ નથી વસતી.
સંત અને જ્ઞાનીને છળવા, માયા એને મોકલતી;
તીરસ્કાર પામીને પાછી, ફરે બિચારી વલવલતી.
કંજુસ એની કરે સેવના, પડદામાં પૂરી રાખે;
ચામ દેઇને દામ જમાવે, સ્વાદ અવર આખર ચાખે.
જીવ જાય તો જાવા દે પણ, પૈસો કરથી નવ છૂટે;
મુવા પછા એવા નરને એ, લક્ષ્મી પોક મૂકી કૂટે.

હાય મુવા તું જજે નર્કમાં, યમ રાજા દંડશે તને;
વિધવા નારી જારી રમિને, કેદ થકી છોડશે મને.
એવી રીતે લક્ષ્મી બાઇ, અકળાઇ બોલે વાણી;
તોપણ માણુસ અધમ હોય તે, ના સમજે કુલરા–કાની.
લક્ષ્મીને દાસી કરતાં એ, રહે ઉમંગે ઉછળતી:
કેદ કરી રાખે અંધારે, શાપ વદે મુખ ટળવળતી.

### સાખી.

આ શાસ્ત્ર વચનની શીખ સુણો જન શાણા,
સમજે તે ઉપર તરે બૂડે જે પહાણા;
સંતોના તો સરદાર, ખરા ઠકરાણા,
ધનદાસ અને કંજૂસ આંધળા કાણા;
સંતોને લક્ષ્મી વિના સદા શુભ ટાણાં,
મખ્ખીચુસ ઘેરે ત્હેવારે ધીંગાણાં;
જ્ઞાનીને તે શું હિસાબમાં છે નાણાં,
સ્વિકારિ હુંડિ નરસૌંની હરી હરખાણા;
માયાના જોરે મૂર્ખ જરે લલચાણા,
જ્ઞાન તિમિર ઝટ જતાં ઉગતાં વ્હાણાં;
બહુ ફરનારી લક્ષ્મીનારી, સમજૂ નથી ચ્હાતા વરવા;
મતિમંદ ઇચ્છું છું આજે, લક્ષ્મીનું વર્ણન કરવા. ૩

---

લક્ષ્મીનો મદ કરે મૂરખો, છાક ધરી વચને છટકે;
અભિમાનથી થાય આંધળો, વાત કરે વેશ્યા લટકે.
તુચ્છ વસ્તુ છે લક્ષ્મીબાઈ, સગાઇ એની સાથ કરે;
પરિણામે પસ્તાઈ મરે જ્યાં, ઠગાઇ એનો ભોગ ધરે.
જરની સાથે ડર છે વળગ્યો, કાયાને માયા મારે;
વગર કારણે બ્હાલાં જન પણ, અદેખાઈ મનમાં ધારે.
સગો શતે ને પાંચે મિત્ર, એવી કહેવત જને કહી;
અતિ સ્નેહમાં પૈસાનો, સંબંધ રાખવો કદી નહિ.
પૈસો વેરી પૈસો ઝેરી, પૈસે નારી ઘરબારી;
વસે ભલા ભુંડા ગુણ પૈસે, પૈસે સુખીઓ સંસારી.

અતિ લોભ એનો નવ કરવો, એ પર પ્યાર નહિ ધરવો;
પોષણને આપી પડનારી, અડચણ સારૂ સંઘરવો.
વિષ્ણુની એ સતી નાર પણ, વેશ્યાસમ બહુ રૂપ ધરે;
પતિ આજ્ઞાથી સુખ આપવા, ભાગ્યશાળીને ઘેર ફરે.
ધર્મદાન કરી પતિ પાસ ઝટ, જે એને નથી મોકલતા;
તે પાપી એ પરનારી પર, પ્રેમ ધરીને ખાય ખત્તા.
શુભ રસ્તે એને જે સંતો, પતિ પાસ વિદાય કરે;
વિષ્ણુને તે વહાલા લાગે, ભવસાગરથી પાર તરે.

## સાખી

એવી લક્ષ્મીપર પ્યાર ન કરવો ભાઈ,
સંતોષ ચિત્ત રાખવો ખરો સુખદાઇ;
પાલન કરતા બ્રહ્મની સતી જગમાઇ,
એની લાવણી આ ચાર ચોકમાં ગાઇ.
અંબાલાલે મેળવી ગમાવી પાઇ,
જૂદી જૂદી એ તણી કળા સમજાઇ;
એ ચપળ નાર છળનાર કરે ચતુરાઇ,
કંટાળે સાધૂ પાસ જતાં એ બાઇ.
જો જાય થાય અપમાન જશે કરમાઇ,
ગણશે નહિ એને ખરા ઓલીઆ સાંઈ;

મોક્ષ મારગે જનાર એને, નથી ઇચ્છતા સંઘરવા,
મતિમંદ હું ઇચ્છું આજે, લક્ષ્મીનું વર્ણન કરવા. ४

# વશીકરણ.



કરી દ્રષ્ટિ દેવને યાદ, ઉપાડું નાદ, સુણી તે દાદ, આપવા ધારો;
વાણી ને વિવેકથી જગત વશ થાશે—ટેક.
જે કરે આપણું કામ, દિવસને જામ, આપણે નામ, થઇને રહે છે;
તે વશ આપણને થયો એમ જન કહે છે.
વર્તે મરજી અનુસાર, થઈ દિલદાર, વિના તકરાર, હુકમમાં રહે છે,
એવી ઘટનાને વશીકરણ જન કહે છે.
સંસાર વિષે નર નાર, થાય બહુ વાર, મને બેજાર, દુઃખમાં પડતાં;
માયા કેરા પાસમાં વિઘ્ન બહુ નડતાં.
આવ્યા અહિં મુસાફરી, ધુંસરી ધરી, ભારની ભરી, પૂર્વને કર્મે;
ભોગવતાં કરણી કરો ભલી નિજ ધર્મે.
સમજીને સાર અસાર, કરી વિચાર, કીધા તૈયાર, ગ્રંથ મુનિ લોકે;
સાચો તેનો ઉપયોગ કર્યો જન કોકે.
કહેવાયા જે નર ભક્ત, થઇ વીરક્ત, બન્યા આસક્ત, ઇશને ભજવા;
સામગ્રી બીજી જનમતણી શુભ સજવા.
જાણે સ્ત્રી સુંદર સતી, ખરા ભાવથી, રિઝાવે પતી, બજાવી સેવા;
સંતુષ્ટ થઇ તે ધણી ચખાડે મેવા.
ભકતો પણ તે રીતથી, શુદ્ધ ચિત્તથી, ખરી પ્રીતથી, સેવના કરતા;
ભક્તિભાવે વશ કરી દેવ—મન હરતા.
વિદ્યા વશ કરવાતણી, સિદ્ધિના ધણી, મંત્ર મુખ ભણી, ઘણી વાપરતા;
માનવ બુદ્ધિથી અકળ એલોકિક કરતા.
મંત્રોને તાબે દેવ, રહી તતખેવ, બજાવે સેવ, ભક્તિના ભાવે;
ઇચ્છેલું ફળ આપવા, દોડીને આવે.
ગંધર્વ યક્ષ ગણ વીર, મુઝાવર પીર, કરો તદબીર, મંત્ર વશ રેશે;
સાધારણ સંકટ સમે દુઃખ હરી લેશે.
દેવો કે ગણ વશ થતાં, મંત્ર સાધતાં, કરી આપતાં, વશે નર નારી;
બજવાવે તેની પાસ કૃતિ મન ધારી.
એમાં કાળા ઉજળા, ભુંડાને ભલા, દેવ કે બલા, એમ જન કહેછે;

ઉંચી નીચી જાતની સાધના લેછે.
ઉંચા દેવો કર સ્હાય, રૂડું ફળ થાય, વિપત્તી જાય, રહે આનંદે;
મેલી વિદ્યા લે જતી નઠારે ફંદે.

ઝુલ.

એ વશીકરણ કહેવાય,
એ મંત્ર તંત્રથી થાય,
ખોટું ખરૂં ના પરખાય,
તેથી ઠગ ફાવી જાય,
લોભે લોભા લલચાય,
ખળ જન ત્યાં ધૂતી ખાય,
ઢોંગીના ધૂર્ત ઉપાય,
ગરજુને નહિ સમઝાય,
જર જોઈ મળવા ચ્હાય,
મોહથી આંખ મીચાય,
તેથી જાવે લપટાય,
જ્યાં કુભાંડ બહુ ફેલાય,
ત્યાં ઘટે મંત્ર મહિમાય,
ઉત્તમ ગાયત્રી થાય,
જે શુદ્ધ કરે મન–કાય,
એ પ્રસન્ન થાતાં જગત બધું જીતાશે,
વાણીને વિવેકથી જગત વશ થાશે. ૧

---

મંત્રે હીંસક વશ થાય, બકરી બની જાય, ઝેરની લ્હાય, સાપની અટકે;
મટી જાય થતી વેદના વીંછીને ચટકે.
ભૂતાદિક ચેષ્ટા રોગ, પાપના ઓઘ, થાયછે ભોગ, મંત્રને જોરે;
યોગી પણ તાબે કરે સિદ્ધીની તોરે.
હાથી સામા બળવંત, બીજા રિપુ જંત, ધર્યાથી ખંત, થાયછે તાબે;
માનવ–કળ–બળને નથી કસું હિસાબે.
માનવ–માનવ વશ કરે, ચિત્તડું હરે, પ્રેમને ઝરે, પાસમાં ઘાલે;
વશ થયેલ માણુસ કહ્યા પ્રમાણે ચાલે.

કોઇ બળથી તાબે થાય, ડરી શેહ ખાય, મારની લ્હાય, કાય-જર આપે;
મનમાં ભય ભારે ધરે " રખે સંતાપે. "
સૌથી મોટું સાધન, જગતમાં ધન, ધણાનું મન, હરી લે પળમાં;
ધન સમાન પૂર્ણ પ્રતાપ દીસે નહિ બળમાં.
જર દેખી મુનીવર ચળે, પરસ્ત્રી મળે, થાય ના કળે, કામ તે થાશે;
વણ બોલાવે ધન-પતી ઘેર સૌ જાશે.
સૌથી ચઢતી મોહિની, દિસે હેમની, જગતમાં બની-રહી સૌ ઠામે;
કામણ ટૂમણથી વધૂ કર્યા વશ દામે.
પૈસાવાળાની પાસ, થઇ વશ દાસ, કરી નિવાસ, ખુશામત કરતા.
" હાજી હા " કેવળ વદી પેટીઉં ભરતા.
ધનવંતો બાળક હોય, ચઢે સૌ કોય, સભામાં સ્હોય, માન પણ પામે;
પર ઘેરે પુષ્ટી ધરે, આઠ દસ રાત્રે ( વ્યાજ ચઢે તે. )
( વેશ્યા ) સામાંન્યા સઘળી રાંડ, ભવાયા ભાંડ, નપકરા દાંડ, કરી ભાટાઈ;
ધનપતિને રાખે ખૂશ અસત ગુણ ગાઇ.

ઝુલ.

ધનદાસતણા બનીં દાસ,
નિરઉદ્યોગી જન ખાસ,
વિંટવાય તેની-ચોપાસ,
કરિ અસત્ય ક્રીડા હાસ,
પેદા કરતા વિશ્વાસ,
ધન મેળવવાની આશ,
જ્યાં ધન લક્ષ્મીનો વાસ,
ત્યાં સકળ સુખ વિલાસ,
આવી આપે સુવાસ,
ધન વશીકરણ છે વડું ભમાવે આશે,
વિવેક અને વાણીથી જગત વશ થાશે. ૨

ધનથી ઉંચી મોહિની, વાણીને ગણી, મુખે શુભ ભણી, ભરી વિવેકે;
અત્તરથી જાદે સુવાસ જેનો બ્હેકે.
વિદ્યાથી થાય વિવેક, વધારે ટેક, ગણાયો નેક, ગુણ એ સારો;
યોગ્યતા આબરૂતણો કરે છે વધારો.

તેથી વિવેકીતણો, લોકમાં ઘણો, રળીઆમણો, ભાર પોસાતો;
વિવેકીને હર એક આદમી ચ્હાતો.
વિવેકે સુધરે મન, પ્રભુ પ્રસન્ન, થાય સૌ જન, રહે આનંદે;
વાંકા વળીને જન વિવેક આગળ વંદે.
એછે દશમો ભંડાર, વિનય–ગુણ સાર, વડું હથિયાર, વિના આકાર,
લઈ જે ફરશે, તેનાથી શત્રુ મિત્ર સગાં સૌ ડરશે.
ઘરડા બાળક કે જવાન, રંક રાજાન, સમજુ નાદાન, વિનયને નમશે;
વિવેકી સૌના ચિત્તમાં પેશી ગમશે.

ઝુલ.

આદમ તું આંખો ખોલ,
શૃંગાર વિનય ધર શોલ,
જે વધારશે તુજ તોલ,
એ વિનયતણો ભંડોળ,
વશ કરશે દુનિયાં ડોળ,
વાગશે સ્તુતિનાં ઢોલ,
ખુશ થતાં ગ્નાત ને પોળ,
ઝીલશે પડતા મુખ બોલ,
વિવેકતણું શું મૂલ કવિજન ગાશે,
વાણીને વિવેક જગત વશ થાશે. ૩

વાણી સૌ માથે ચઢે, વિનય ગુણ વડે, કુંદને જડે, હેમની વીંટી;
દૂધમાં સાકર જમ ભળી લાગતી મીઠી.
વાણી રાણી રાજની, શ્રેષ્ઠ મોહની, ઉંચા કુળની, બની બ્રહ્માથી;
વિનય વાણી સંકટહર સજ્જન સાથી.
સુંદર કલ્પિત છે દેહ, નહીં સંદેહ, જગતશું સ્નેહ, કરાવે વાણી;
ઇંગ્રેજી યવની પારસી કે હીંદવાણી.
ચાહે તે ભાષા વિશે, મોહિની દીસે, ગમે તે વિશે, સુધા ભરી હેંકે;
વશ કરે આઘ માવડી વિનયને લ્હેકે.
વાણી વેરી વશ કરે, ચપલ ચિત્ત હરે, એમ ઉચરે, ગુણી મુનિ ગ્નાતા;
શાંણી વાણી છે ઇચ્છિત ફળ સુખદાતા.

સાચી વાણી ભાખવી, દયા રાખવી, મન ચાખવી, પછી પરિણામે;
સતવાદી આગળ ગાદિપતી શિષ નામે.
પ્રીતિ પેદા કરનાર, દુઃખ હરનાર, સતી કુળ નાર, સમી પ્રિય લાગે;
એવી વાણીથી વશીકરણ—શર વાગે.
ધીમે સાદે ઉચ્ચાર, કરી વિચાર, મુખથી બ્હાર, કાઢવો તોલી;
કીંમત માણસની કરાવશે નિજ બોલી.
હિતકારી વદવું વેણ, સદા સુખ દેણ, ન આવે કહેણ, કોઈ પરકારે;
વણ પૈસે વાણી, વશ કરશે ઉપકારે.
પરનીંદા પરકુથલી, વિષયની કળી, જાણવી ગળી, કરે મુખ કાળું;
અપશબ્દ બિભસ્ત ન વદો મુખે દો તાળું.
હલકી વાણી કાઢવી, ગાળ ભાંડવી, લાજ છોડવી, નીચને છાજે;
એથી સજ્જન નર નારતણાં મન દાઝે.
કરશે જે પરનું કામ, દિવસ ને જામ, ખરચીને દામ, સુજશ તે લણશે;
કામણ કરીને વશ કર્યા એમ જન ગણશે.
શુભ વાણીને પરમાર્થ, તણો પુરુષાર્થ, કરે તજી સ્વાર્થ, ખરા નર વીરા;
એ વશ કરશે ત્રણ લોક સંત જન ધીરા.
કામે કામણ કહેવાય, બિજાને સ્હાય, કર્યાથી થાય, ઓશિઆળો તે;
બદલો તેનોઃવાળવા અહરાનશ ગોતે.

ઝુલણ.

મંત્રે દેવો રળિયાત, તંત્રે ભુત—ગણ સંઘાત;
વાણીથી માનવ ભ્રાત, ધનથી સેવક સ્ત્રી જાત.
ભક્તિ વશ ઇશ્વર તાત, કામે કામણ પ્રખ્યાત,
કહી વશીકરણની વાત, અભ્યાસ કરો મન સાથ,
અનુભવો દિવસ ને રાત, સ્હેજે જે લાગે હાથ,
તે સૌ કરતાં ચઢિયાત, વાણી રાણીના નાથ,
થઈ શકે સુજન ભલિભાત, જો જીભમાં ઘાલે નાથ,
તો કદી કરે નહિ ઘાત, ચાલે સીધો શુભ પાથ,
વશ કરી સકળ જન જાત, સ્વર્ગમાં જાશે,
વાણીને વીવેકથી જગત વશ થાશે. ૪

# શરીર રક્ષણ.

## લાવણી.

વિશ્વતણા પાલક ને રક્ષક, વિષ્ણુ નારાયણ ભગવાન;
ત્રિપુટિમાં ઉત્તમ અધિકારી, નમું તેમને હું આદાન.
દેવલોકના વૈદ ગણાયા, શ્રેષ્ટ જોડ અશ્વિનીકુમાર;
શરીર રક્ષણ માટે માગું, કૃપા તેમની વારંવાર.—ટેક.
શરીર રક્ષણ કરવું એછે, પ્રથમ ધર્મ સૈ માણસનો;
સર્વ પ્રાણીમાં રક્ષણ ઇચ્છા, ગુણ દીસે એ કુદરતનો.
મોટું પ્રાણી હણવા આપે, નાનું બચવા નાસી જાય;
નાઠાબારી નહિ લાધતાં, હીંમત પકડી સામું થાય.
આત્મદેહનું રક્ષણ કરવા, ગર્ભ વિષે પણ જણાય ભાન;
એમ છતાં પણ ગફલત કરતા, અસંખ્ય જન દીઠા નાદાન.
શરીરની ના કરે કાળજી, બીજા સુખનો લોભ ધરી;
અંજાણે યા જાણી બુઝી, શરીર પીડ થતી જબરી.
કામ ક્રોધ ને લોભ વશે થઈ, માણસ માણસપણું તજે;
નીતિની હદ છોડી દેતાં, દુઃખ થાય તે ના સમજે.
જરાક સુખની ખાતર મોટી, પીડા પડવાની ન ગણે;
એવા મૂર્ખજનોને શાણા, પશુ કરતાં પણ અધમ ભણે.
થાય દુઃખ અવળી કરણીથી, સવળી નહિ કરવાથી થાય,
સાહસ આળસ વ્યસન કર્યાથી, કોમળ કાયા કટાઇ જાય.
અતિ મે'નતથી અતિ બળ કરતાં, અતિ ચાલવાથી થાકે;
શરીર પીડા હોરી લેતા, અભિમાની જોબન છાકે.
જૂવાનીમાં નહિ જણાયે, લોહી ભરેલા શરીરમાં;
પાછલી વયમાં ફળ ભોગવવાં, પડશે કદા રીપુસમાં.
રીબાતી રીબાતી કાયા, વ્યાધીથી પીડા પામે;
તે માટે બે બોલ, શિખામણતણા કહું હું આ ઠામે.
પાતઃકાળે પાંચ વાગતાં, ઉઠો આળસ દૂર કરી;
બેઠા થઈ પાણી ઝટ પીવું, અડધ શેરનું માપ ભરી.
મળશુદ્ધિથી પરવારી કરી, મ્હોડું દાંત ઘસી ધોવું;

ઇષ્ટદેવનું સ્મરણ કરીને, દર્પણમાં મુખડું જોવું.
સવારનું પછી કામ હોય તે, કરવું બે કલ્લાક લગી;
નવ દસ વચ્ચે ન્હાવું ધોવું, લાખ વાત મૂકી અળગી.
ઇષ્ટદેવની પુજા ભક્તિ, સ્મરણ કરો ચિત શુદ્ધ થવા;
પછી અનુકુળ નિયમીત વખતે, તરત જઇ બેસો જમવા.
વખત કદાપી નહિ ચૂકવો, જમવામાં સાવધ રહેવું;
જઠરાગ્નીના સુમાર ઉપર, ભોજન પણ માપે લેવું.
અનાજથી બે ભાગ પૂરવા, એક ભાગ પાણી પીવું;
ચોથો ભાગ પવનનો ખાલી, ભાર વધુ ભરતાં બ્હીવું.
કસર હોય પરિપકવ થવામાં અગર બળેલું ના ખાવું;
ખાટું ખારૂં તીખું અતિશે, શાક વધારે નહિ ચ્હાવું.
મીઠું ભોજન સ્વાદ લાગતાં, ભાર કરે તેટલું બધું;
ખાવું નહિ કદાપી કોઇએ, આગ્રહ તમને કરે વધુ.
ખાવાના લાલચુ માણસો, સદા રોગથી રીબાતા;
ઘર ઘાલીને રોગ રહેતાં, આવરદા ઘટિ મરી જતા.
માફક જે નહિ આવે તેવી, ચીજો કદી નહિ ખાવી;
ખાવામાં સંભાળ રાખવા, અનેક બાબત બતલાવી.

## સાખી.

વીણી ચાળીને સાફ અન્ન કરવાનું, ઢાંકીને નિર્મળ પાત્ર વિષે ભરવાનું;
વળી સ્વચ્છ સ્થાનમાં બેસીને જમવાનું, ચાવ્યા વિણ એમનું એમ નહિ ગળવાનું.
સમજ વિના ખાવાથી સઘળા લોકો રોગે થાય ખુવાર;
શરીર રક્ષણ માટે માગું કૃપા પ્રભૂની વારંવાર. ૧

માબાપોએ બાળકોની, ખબર રાખવી ખાવાની;
જે માગે તે લાડ કરીને, ટેવ ન પાડો દેવાની.
બાળકને સમજણ નથી હોતી, માફક શું ? ક્યારે ખાવું ?
ઉપરા ઉપરી ખવાડવાથી, રોગ થયા પછી પસ્તાવું.
ખાનપાન કરી સો એક ડગલાં, ધીમે પગલે ફરવાને;
તથા ઘડી લગી બેસી રહેવું, વિરામ થોડો કરવાને.
પછી વળગવું ધંધા કામે, પાંચ સાત કલ્લાક લગી;
ત્યાંથી પરવારીને સુંઘો, ખુલ્લી હવારૂપી કલગી.
એક આઉની કસરત કરવી, પગે ચાલતા રોજ જવું;

ગામ સોંમાડે સ્વચ્છ હવામાં; જવા આળસુ નહિ થવું.
આય રમત રમવાની મરજી, રમવી જે કસરત આપે,
હાથ પગોને હલાવવાથી, શરીરમાં બહુ બળ વ્યાપે.
પ્રાતઃસ્નાન થયા પછી રવીને, નમસ્કાર અષ્ટાંગ કરો;
બારે નામથી બાર વખત યા, બે ત્રણ વારતણો મજરો.
દરેક કસરત પૂઠે થોડું, દૂધ પીધાથી લાભ થશે;
ખાધા પહેલાં ચ્હા પીવાથી, શરીર નક્કી બીગડશે.
નિરના કોઠે જળ નહિ પીવું, પીવું નહિ ઉન્હું પાણી;
વૈદકના ખાવા પીવાના, નિયમ બધા લેવા જાણી.
ભૂખ કદાપી નહિ મારવી, ખાવા વખત નહિ ચૂકો,
અતિ આહાર જમણવારોમાં, કરવાની આદત મૂકો.
અલ્પાહારે સુખ છે ભારે, અતિ કરતાં દુઃખ ઉપજશે,
અજીર્ણ થાતાં રોગ આવશે, પ્રથમતણું બળ લઇ જશે;
અજીર્ણ થાતાં પાણી પીને, ઘડી બે ઘડી સુઇ જવું,
કોસ એકનો પંથ કાપવો, અગર જુલાબે સ્વચ્છ થવું.
ઉજાગરો અતિશે નવ કરવો, નિદ્રા દિવસે નહિ કરવી,
પિશાબ ઝાડો નહિ મારવો, શિખામણ એ ઉર ધરવી.
રોગતણાં એ મૂળ બતાવ્યાં, અતિ ઉદક ના પીઓ કદા,
વિર્ય નકામું નહિ ગુમાવો, રાક્ષસસમ જાણો પ્રમદા.
શરીર મધ્યે મળશુદ્ધીથી, બળ વૃદ્ધિ સારી રહે છે,
વિર્ય પ્રતાપે જીવે માણસ, વૈદો તેને નૃપ કહે છે.
સ્ત્રી સંગે લત નહિ લગાડો, કેવળ સંતતિને કાજે,
હર માસે ઋતુ સમે એકદા, સમજી સ્ત્રી પાસે જાજે.
બ્રહ્મચર્ય માણુસની શક્તિ, શરીરની ને મન કેરી,
તેજસ્વી બળવાન રહે છે, ધર્મ નીતિ સત્યે પ્રેરી.
આત્મદેહનું રક્ષણ કરવું, પ્રાણીમાત્રનો મૂળ સ્વભાવ,
વિર્ય બચાવે બહુ જીવાશે, રોગ દુઃખનો થશે અભાવ.
તે માટે સૌ નાના મોટા, સદા વિચાર ધરો મનમાં,
નિયમ પુરઃસર વર્તન કરીં સુખ, પામો રોગ રહીત તનમાં.
મોજ શોખમાં મક થઇ જે, અવિચારી હદ પાર જશે.
અનેક વ્યાધીથી પીડાઇ, આત્મઘાત કરનાર થશે.

## સાખી

સંસારે પ્હેલું સુખ નિરોગી કાયા, ગુણ એના ઋષિ મુનીએ વેદમાં ગાયા,
બીજું સુખ ઘરમાં કુલવંતી કુલજાયા, ત્રીજું સુખ અન્ન અખૂટ પત્ર ધન માયા.
અનુક્રમે એ સુખ વાતોનો, ઉંડો મનમાં કરો વિચાર,
શરીર રક્ષણ માટે માગું, કૃપા પ્રભૂની વારંવાર. ૨

---

જુઓ વેદમાં મોટા ઋષિસો, દેવો પાસે શું માગે,
સંવત્સ સો શરદ ઋતુઓ, જીવું જોવું ઠીક લાગે.
શ્રુતિ સ્મૃતિ પૂરાણ નીતિનો, શાસ્ત્ર બેધ સૌ શા માટે,
દેહતણું કલ્યાણ થવાને, રહે સુજ્ઞ માણસ ઘાટે.
પશુ કરતાં માણસ ચઢીઆતા, તેનું કારણ તો છે એક,
ધર્મ અધર્મ પશુ નહિ સમજે, માણસ તેનો કરે વિવેક.
વિવેક રાખી શરીર રક્ષણ, કરવાના ઉપાય સજો,
નિયમ પાળીને ભોગ ભોગવો, દુષ્ટ કલ્પના દૂર તજો.
સાત્વિક ગુણ ઉપજાવે તેના, પદાર્થ સજ્જનને ગમશે,
રાજસ ગુણના પદાર્થ ખાઇ, રાક્ષસ સાક્ષરને દમશે.
તામસ ગુણના પદાર્થ ખાશે, શુદ્ર બુદ્ધિના નીચ જનો,
પશુ સરખી મતિ તેમની, ધંધો કરશે નિર્લજનો.
શરીર જેનું હોય નિરોગી, પ્રફુલ્લ તેનું મન રે'શે,
પ્રસન્ન ચિતવાળાના મુખથી, વાણી સત્ય સરસ વ્હેશે.
નિજ કામ પણ સુલભપણાથી, રોગ રહીત તનથી થાશે,
ચિત મગન હોશે તો બે ઘડી, પ્રભૂ નામ પણ દેવાશે.
વય પ્રમાણે કસરત કરવી, શક્તિનું પણ લઇ પ્રમાણ,
શક્તિની ઉપરાંત થઇને, કસરત કરતાં થાશે હાણ.
તનદુરસ્તી જાળવવાને, કસરતની છે મુખ્ય જરૂર,
શુદ્ધ હવાને માફક પાણી, આપે ચહેરા ઉપર નૂર.
કસરત તો છે ઘણી જાતની, જેને જે માફક આવે,
તેણે તેનો વિચાર કરીને, ગ્રહણ કરી લેવી ભાવે.
ખાધા વિણ નહિ જાય દિવસ, તેમ કસરત વિણ પણ નહિ ખોવો,
નિયમિત કસરત તણો, ફાયદો ઘડપણમાં જોવો.

કરણી એવી કરવી જેથી, રોગ કદી ના પેદા થાય,
અણધાર્યો અજાણપણે કદી, થાય રોગ તો કરો ઉપાય.
રોગ મૂળ નહિ વધવા દેવું, ભસ્મ કરો ઉગતાં પહેલાં,
શત્રુને મૂળથી નહિ કાપો, તો ઉગી નીકળે ડાળાં.
થવા ન દેવો રોગ શરીરે, એ સૌથી ઉત્તમ નીતિ;
થયા પછી ઇલાજ યોજવા, એ મધ્યમ ડહાપણ રીતિ.
રોગ થતાં દરકાર ન કરવી, કનિષ્ટ એતો રીત ગણો;
કુપથ્ય સેવી રોગ વધારે, પશુ કરતાં એ અધમ ઘણો.

### સાખી.

ધાવતા બાળને સાચવવું સ્ત્રી જાતે, ત્રણ ચાર વાર જાગીને તપાસો રાતે,
ઝાડા પેશાબે સડે ઘોડીઆમાં તે, મા કુપથ્ય કરતાં રોગ થાય ભર્યો ભાતે.

ઉછેરનારી નારી કે મા અળગું કરે નહિ ક્ષણવાર,
શરીર રક્ષણ માટે માગું કૃપા પ્રભુની વારંવાર. ૩

---

શરીર બગડે આધીવ્યાધી, ઉપાધીએ ત્રણ પીડાથી,
નિર્બળ નર નારીની પ્રજાને, રોગો ગર્ભથકી સાથી.
કસુર તે તે બાળકની નહિ, એ ભૂલ તો માબાપતણી;
સંતતિ સુખ ઇચ્છનારા લોકો, કરો સદા સારી કરણી.
કારણ તેવું કાર્ય નીવડે, બી જેવું ફળ પેદા થાય,
પાકટ મજબુત વીર્ય સંઘરી, પુરૂષ નારી પાસે જાય.
કાચા પાયા કેરૂં ચણતર, પડી જાય વા વાલાથી,
બ્રહ્મચર્ય નહિ પળાય તેથી, નિર્બળ થઇ હિંદુ જાતી.
નાની વયમાં જોડાં ભેગાં, થવા થકી સંતતિ નબળી,
નીપજવા લાગી છે તેથી, ઘેર ઘેર દશા અવળી.
રોગ થકી પીડાતાં દીસે, ટુંકી વયમાં જાય મરી,
સો ને બદલે સાઠે હમણાં, આવરદાની અવધ ધરી.
શાસ્ત્ર નિયમનો ભંગ થવાથી, ઋતુકાળ વ્હેલો આવે,
ઋતુકાળની વાટ ન જોતાં, બાળક સ્ત્રી પાસે જાવે.
શાસ્ત્ર રિવાજો ભ્રષ્ટ થયાને, દાખલ દુષ્ટ રિવાજ થયા;
ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠી, અડધા ઘટ છલકાઇ ગયા.

ધર્મતણી કેળવણી ન મળી, નીતિ નષ્ટ થઈ જવામાં;
પાપ કર્મથી અસંખ્ય રોગો, ફેલાયા માનવ તનમાં.
વિચાર કરવો સર્વ સજ્જને, વ્યાધિ નહિ થવા દેવા,
શરીરને આરોગ્ય રાખવા, ઉપાય સમજણથી લેવા.
તાંબા પીતળતણું પાત્ર જેમ, ખવાઇ જાયે કાટ થકી;
તેમ આળસુ કસરતવિણ આ, શરીર નબળું થાય નકી.
જેવી રીતે તપેલી મધ્યે, છીદ્ર પડે અતિ ઘસવાથી,
અતિ મહેનતે ક્ષિણ થઇને, ક્ષય પામે બહુ કસવાથી.
પોતાની તાકાત પ્રમાણે, શરીરને કસરત દેવી,
શરીરને આરોગ્ય રાખશે, પ્રસન્ન થઈ કસરત દેવી.
રોગ મિટ્યાની ગરજ સૂર્યને, નમસ્કારથી સહેજ સરે;
દેવ ભક્તિને શરીર રક્ષણ, એક કાર્યથી બે સુધરે.
રોગ થયાનું મૂળ જાણજો, કસુર ગફલત માણસની,
એ બે યત્ન કરી અટકાવી, ખુબી જુઓ વપુ-માનસની.
રોગતણો એ અશ કહાપી, થવા નહિ દેવો તનમાં;
થયો હોય તો લંઘન કરવું, ચેટક રાખીને મનમાં.
આધી વ્યાધી પુરૂષ પ્રયત્ને, કમી થવાની કહી કથા,
ઉપાધી પરવશની પીડા, એ અણધારી કરે વ્યથા.
અણધારી અંગને નડે તો, સહન શીલતા વાપરવી;
મનને પીડા કરે ઉપાધી, તે વખતે ધીરજ ધરવી.
દીન રાત અંગને લાગતાં, ગભરામણ કરી નહિ ડરો,
શાંન્ત ચિત્તથી ઇલાજ બનતાં, સમયસુચકતા ધરી કરો.
માણસનું ધાર્યું નથી થાતું; ધાર્યું ઇશ્વરતણું થશે,
એવું બોલી બેદરકારી, કરવાથી દુઃખ નીપજશે.

સાખી.

વ્યાખ્યા મેં પૂરી કરી શરીર રક્ષણની,
સમજાદી મતિ અનુસાર વિધિ ભક્ષણની;
બદલાય કાયની સ્થિતિ ઘડીપળ ક્ષણની.
માટે શુભ પાડો ટેવ રૂડા લક્ષણની,
કે અંબાલાલ અલ્પ આહારી, બહુવારીને કરો સુધાર;
શરીર રક્ષણ માટે માગુ, કૃપા પ્રભુની વારંવાર. ૪

# ઉદારતા ( મનનું મોટાપણું ).



### લાવણી.

ગણુદેવ પુકારી સાદ, કરૂં છું નાદ, ઇષ્ટ પ્રસાદ, આપવા આવો,
સાથે શુભ દેવા સ્હાય શારદા લાવો.
ઇચ્છા આજે ઉરમાં, ભવધિપૂરમાં, ખિલું શૂરમાં, મોટું મન રાખી,
ઉદારપણાનો સ્વાદ બતાવું ચાખી.
મારા તારાનો ભેદ, કરવો ખેદ, વદે છે વેદ, સત્યને જાણો,
મતલબ તેની ખુબ સમજી ઉરમાં આણો.
હું ને મારૂં જ્યાં થાય, જીવ લોભાય, કરે ઉપાય, બીજાનું લેવા,
પ્રયત્ન કરે નુકસાન બીજાને દેવા.
એકલપેટા જન જેહ, ન દેખે તેહ, વિના સંદેહ, ફરે અંધારે,
પોતાની મતલબ કાજ બીજાને મારે.
પૈસા એકની ખાતરે, નીતિ વીસરે, ન ઇશથી ડરે, કરે તે ભુંડું,
સ્વારથીઆ કેરૂં કર્મ ન એકે રૂડું.
નિજ સમાન સૌને ગણે, વચન પ્રિય ભણે, પિડા પર હણે, પારાત્તન મનથી,
હિત કરે સર્વ પ્રાણીનું મોકળા મનથી.
પર પીડ પોતીકી કરે, દયા ચિત્ત ધરે, જગતનું હરે, દુઃખ દિલ રાખી,
એ મનવૃત્તિને ઉદાર બુદ્ધિ ભાખી.

### સાખી.

ઉદારપણું રાખવું, એકલપેટા ન થવું, સ્વાર્થમાં ન ડુબી જવું,
નિર્મળ મનમાં રહાલવું, હરવું દુઃખીઆનું દુઃખ, દયા દીલ રાખી;
ઉદારપણાનો સ્વાદ બતાવું ચાખી. ૧.
લોકો સાથે આપણે, ઘડી પળ લાગે, પ્રસંગો બને, કામના ઝાઝા;
દર પ્રસંગમાં દાખવો " જીવના રાજા "
સાંકડું ચિત્ત નવ કરો, કપટ નહિ ધરો, હેતનો ભરો, ઝરો હૈયામાં,
જેવી રીતે મા ભરે પ્રેમ છૈયામાં.
સો જનની સાથે પ્રેમ, રાખવો કેમ, રૂડા તે નેમ, શાસ્ત્ર સમજાવે,
એ નિયમ ચિત્તમાં ભરી રાખવા ભાવે.

હલકા મનના આદમી, વિચારે કમી, શકે નહિ ખમી, બોલ બીજાના,
લઢી પડે ન વાર્યા રહે, કોઇથી છાના.
નહિ કરવા જેવી વાત, કહી પ્રખ્યાત, બીજાની ઘાત, કરાવે પાજી,
પર નિંદા ચૂગલી કરી થાય બહુ રાજી.
પોતાનું હીત તાકવા, કુરસ્તે જવા, અસત ભાખવા, ન પાછા પડતા,
હલકા જન સમુદાયને વિવિધ રીત નડતા.
મન પાણીથી પાતળું, વળી છાંછળું, બીજાનું ભલું, કરી શું શકશે!
હલકો ઉદારની પાસ જરા નહિ ટકશે.

સાખી.

હલકું જે પેટ જણાય, વિશ્વાસ ન તેનો થાય,
વિપરીત કરે પળ માંહય, અણધારી લગાડે લાહ્ય;
ઇર્ષાથી મારે ડંખ જેવી મધમાં માખી,
ઉદારપણાનો સ્વાદ બતાવું ચાખી. ૨

---

મોટા દિલના માનવી, ગુણી મુનિ કવી, નદી જાન્હવી, વિમળ જળ વાળી,
સંસર્ગ થતાં તે દોષ બધા દે ટાળી.
પર અંતરને ઓળખે, પિડા પારખે, હ્રદયમાં લખે, "પિડા એ ભારી"
દુર કરવા મંડી પડે ઉંચું દિલ ધારી.
ઉદાર ચિત્તનો ધણી, સખાવત તણી, રૂડી કૃતિ ઘણી, કરે હર રોજે;
સુખ વૃત્તિમાં રાતરે સુએ છે મોજે.
તે સદા મગનમાં રહે, અવર હિત ચહે, અનુભવ લહે, સર્વ મન કેરો,
કોમળ મીઠો ને, શાન્ત સ્વભાવે ધેરો.
પ્રાહુણા પધારે ઘેર, પ્રેમની લ્હેર, ધરી શુભ પ્રેર, બજાવે સેવા,
શકિત માફક રજુ કરે અન્ન ફળ મેવા.
નિરખી એની શુભ ચાલ, ધરે સૌ વ્હાલ, કુટુંબનાં બાળ, શિખે સૌ સાર;
ઉદાર ચિત્તનું ચરિત્ર જગતને પ્યારૂં.

સાખી.

પરદુઃખ ભંજન કહેવાય, ગરજુને દેતાં સ્હાય,
જો વિક્રમને રઘુરાય, જશ ઉદારના સૌ ગાય,
નિજ લોક વિષે વખણાય, પકડે ઇશ તેની બ્હાંય, શાસ્ત્ર દે સાખી;
ઉદારપણાનો સ્વાદ બતાવું ચાખી. ૩

---

જે ઉદારતા વાપરે, ક્ષમાને ધરે, સહન કટુ કરે, બીજાની વાણી,
કડવાશ હણે ભરી અમીઝરાતું પાણી.
જ્યાં મળે ચારજણ ભાઇ, અગર ત્રણ બાઇ, કરી ચતુરાઈ, બોલશે વાતો,
નિજ સ્વભાવ માફક રંગ પુરે રસ માતો.
ઇર્ષા બેળીને કોઈ, સ્વાર્થની સોઈ, લોભથી મોહિ, લઇ લે લાવો,
છળ પ્રપંચ ઉપર ઓપ ભરી રચનાઓ.
ઉપરનો ડોળ સપાટ, દેખિતો ઘાટ, ઉજળો પાટ, ભલેરો ભાસે,
અંદર તો કાળી મેશ ભરી બદમાસે.
નિજ સ્વાર્થ સાધવા કાજ, તજીને લાજ, કપટનાં કાજ, કરે કમજાતી,
ઉમદા કુળની તે જોઈ બળે છે છાતી.
મોટાને મોટું ગમે, સરવેને નમે, સદા તે રમે, સખાવત બાજી,
જન મંડળમાં સખી નામ, રહે છે ગાજી.
મ્હોટાને આશ્રય જાય, સુખી તે થાય, જીવતી લ્હાય, જાય કોલાઇ,
એ ઉદારતાની શીખ સુણો સૈ ભાઇ.

સાખી.

ઉદર વૃત્તિ ઉદાર, સાગર સમ કરવી સાર, સુખથી તરશો ભવપાર,
ગુણ ગાશે સૈ સંસાર, દાસી ગુણવાળી થશે ગુણકા લાખી.
ઉદારપણનો સ્વાદ બતાવું ચાખી.



# હીંમત, ધીરજ, દ્રઢતા, બહાદુરી.

## લાવણી.

હિંમત રાખે રણધીર, ખરા શૂરવીર, રહે મન સ્થિર, મળે યશ માતો.
કાયર થઇને ના કરો બાયલી વાતો.
હિંમતે મરદ પરખાય, મરદને મ્હાય, પૂઠે સૌ ધાય, મરદની વારે,
હિંમત મોટું હથિયાર ધિરા નર ધારે.
નર હિંમતથી બહાદુર, શરીરે શૂર, વહે બળપૂર, જોસમાં ભારે,
હિંમતથી થોડા જનો ઘણાને મારે.
હૈયે રાખે જો હામ, સુધરે કામ, દેશમાં નામ, મેળવે મોટું,
હિંમત વિણ હાથી સમાન બળ પણ ખોટું.

હિંમત હારી જાય જાય, અતાલે ખાય, દુખી બહુ થાય, લોક ધિક્કારે;
હિંમત છોડે હીજડા થકી પણ હારે.

ઝુલા.

હિંમત રણમાં સરદાર, નૌકા દરિયો તરનાર,
હિંમત નરની શણગાર, ઝાલી જાણે તરવાર,
એ શકિતનો અવતાર, ઉતારે બેડો પાર;
પહેરે હિંમતનો હાર દીસે નર તાતો;
કાયર થઇને ના કરો બાયલી વાતો. ૧

---

ધિરજ હિંમતની બેન, કરે સુખ ચેન, ચમકતી નેન, વસે બીતરમાં,
હિંમત ખુલ્લી દેખાય ચપલ થૈ નરમાં;
આધી ઉપાધી નડે, વ્યાધીએ સડે, સંકટ પડે, ચિંતા જો જામે,
ધીરજ ધારી ઉપાય કરે દુઃખ વામે;
ધીરજ છે ઠંડી જાત, નસાડે ઘાત, શરદની રાત, રૂડી અજવાળી,
ધીરજથી નાસી જાય વેદના કાળી,
ધીરા વીરા ગંભીર, સ્વભાવે ધીર, મધુરી ખીર, ચાખતાં જાણે,
ધીરજથી શાંતિ વળે વિપતી ટાણે,

ઝુલા.

ધીરજનું ફળ મીઠાશ, ઉતાવળ છે કડવાશ,
પૂરી થાવા મન આશ, ધીરજને રાખો પાસ,
ચિત્તે ધીરજનો પાશ, નાશને ખાતો,
કાયર થઇને ના કરો બાયલી વાતો. ૨

---

રક્ષણ એ બે ગુણતણું, કરે દઢપણું, ટકાવે ઘણું, નીકળવા ના દે,
દઢતા એ બે બેનને જોર દે જાદે;
દઢતા સારો ખોરાક, સરસ પોશાક, સુધારે પાક, ધિરજ હિંમતનો;
દઢતા છે મોટો ગુણ બણી કીંમતનો;
દઢતા લેને જે કરે, નિયમથી ડરે, કહેલું કરે, વજ્રના જેવું,
દઢતા પણ ડાંપણનું તત્વ વિચારી લેવું,
ઉંડા કરીને વિચાર, શોધિને સાર, ધિરા ઉચ્ચાર કરે છે આડે,
સો સંકટ આવી પડે તે નિશ્ચય તોડે;

ઝુલણ.

દૃઢ બલિ રાજાનું દાન, ધર્મનું સત્ય અભિમાન;
રામે રાખ્યું પિતું માન, દૃઢતાનું અમૃતપાન;
પીને કીરતી મેળવી સંત હરખાતો,
કાયર થૈઇને ના કરો બાયલી વાતો. ૩

---

ગુણ સહન શીલતાતણો, કીંમતી ઘણો, સર્વદા ઘણો, ગુણ એ ભારે;
એ ક્રોધ શત્રુને હણે નેત્ર પલકારે;
વિદ્યા ધનથી શ્રીમંત, જ્ઞાન બલવંત, ખરા જે સંત, તેમની પાસે;
શિવની પાસે જેમ શશી ચળકતો ભાસે;
ભૂંડું કોઇ જન કહે, શાંતિથી સહે, ન મનમાં લહે, દોષ બીજાનો;
સાધુ સંગે દૃઢ રંગ સહન શિલતાનો,
જે સહન કરે સૌ વાત, સંત એ જાત, રહે દિન રાત, પૂરે આનંદે;
એવા સંતોને મહાજનો સૌ વંદે.

ઝુલણ.

હિંમત ધીરજ શત જોડ, દૃઢ લક્ષ આચવે સોડ,
ગુણ સહનશીલ કરોડ, ચોકડીયે કરીએ કોડ;
કવિ અલ્પ મતીથી ગુણ ચાર એ ગાતો,
કાયર થૈઇને ના કરો બાયલી વાતો;

---

# જુવાન સ્ત્રીને શિખામણ.

## લાવણી.

તું સાંભળ શાણી નાર, કહું આ વાર, જાય ભરતાર, વિદેશે જ્યારે;
તો તજી સકળ શણગાર રહેવું ત્યારે.
જોબન હોયે ભરપૂર, મુખડે નૂર, જુવાની ઊર, કામથી ક્રૂર, પિડા બહુ થાતી,
પણ પતીતણું વ્રત રખે તું હણવા ચ્હાતી.
નિર્ધન હોયે ઘરપતી, રખે તું મતી, બગાડે સતી, ભ્રષ્ટ થાવાને;
કદી વિચારવું નહિ પરધન મેળવવાને.

ઇશ્વરે આપી જે સ્થિતિ, ધરી મન મિઠી, નીતિની રીતિ, સુમારગ વાળી;
ઝાલી પરપ્રીતિ તજો કુચાલી ટાળી.
વળી નિર્બળ જો નિજ ધણી, પિડા ઉર તણી, જોસથી હણી, શકે નહિ પૂરી;
રાખીને મન સંતોષ થતી ન અધૂરી.
કજોડા કેરૂં સાલ, ધણી તુજ બાળ, કામની જ્વાળ, શકે નહિ ટાળી;
તો રાખી મન દૃઢ શાંત રહો મન વાળી.
વિધાતા કેરો લેખ, મારી જે મેખ, ટળે નહિ છેક, કદી કો કાળે;
થઈ કામાધિન ના પડો ફંદની જાળે.

સાખી.

મોટા થાશે પતીરાજ, સુધરશે સઘળાં કાજ, રાખવી લોકની લાજ,
પરમેશ્વર જાણે દાઝ, પતીવ્રતાપણાનો તાજ, શોભાવે નહિ સમાજ,
વહિ જશે દિવસ દુઃખના રખે ગભરાતી,
નિજ પતીતણું વ્રત કદી ન હણવા ચ્હાતી. ૧

---

માનવો પતીનો પાડ, સાસુથું રાઢ, તજો લડવાડ, થઇને શાણું;
કદી ક્લેશ કર્યાનાં બતાવવાં નહિ બ્હાનાં.
મારે ક્રોધી થઈ નાથ, લાતની ઘાત, ભિડાવો બાથ, રીસ ઉતારી;
ગુણ સહનશીલતાતણો બતાવો ભારી.
સઘળી વસ્તુનો સાર, કરો ભરતાર, રસોઈ સાર, જમાડી જમજો;
રાતરે હશીને રંગ રમાડી રમજો.
ફક્કડ થઈને જે ફરે, ચિત્તડું હરે, કામ નહિ સરે, રખે તું કરે, મિત્રતા તેથી;
ઘડી એક થશે સંજોગ પછીથી ફજેતી.
પરપુરૂષ કેરી પ્રીત, ટકે નહિ નિત્ય, કહું શુભ રીત, સુ નાર વિચારો;
નિજ પતી રઝીને ભરે પેટ જનમારો.
વિધિએ કીધો નહિ તજો પ્રભુને ભજો, પ્રીતડી સજો, પતીની સંગે;
થઈ ખૂશ પતી દિન જશેજ રંગે ચંગે.
ચિત્ત ચંચળ ચતુરા નાર, કરો વિચાર, સકળ સંસાર, જાણવો ખોટો;
ટકશે દિન એ જમ પાણીનો પરપોટો.

સાખી.

જવાનીમાં મન લલચાય, પરઘર ફરવા બહુ જાય, દિન રાત રટણ સ્મર થાય,
ચિત્ત ચિંતા ફોલી ખાય, અંતે નારી પસ્તાય,

મરવા લગી જારી છાપ નથી ભૂસાતી,
નિજ પતીતણું વ્રત રખેતું હણુવા ચ્હાતી ૨

---

જોબન ચગડોળે ચ્હડે, સુઝ નવ પડે, ચિત્ત આથડે, ઠામ નથિ ઠરતું;
તે વેળા શાણી નાર ધિરજ મન ધર તું.
ધીરજથી કર વિચાર, કોની તું નાર, તને દેનાર, પિતા તુજ કેવો;
એ કુળ વગોવી આશ્રય ક્યાં જઇ લેવો.
દુર્ગુણ મ્હોટો વ્યભિચાર, નથી કાંઈ સાર, કરી પોકાર, સંતજન કહેછે;
સઘળા કર્મોમાં શાસ્ત્ર શીખ એ દેછે.
લોકોમાં થાતાં જાણ, થાયછે હાણ, ઝેરી એ બાણ, જીવ લેનારૂં;
એ કલંક જીંદગિ લગી દુઃખ દેનારૂં.
ચોરીમાં અગ્નિ પાસ, દિધો વિશ્વાસ, "આજથી ખાસ, તમારી દાસી";
હાથેવાળો મેળવી ક્રિયા કરી કરિ ખાસી.
વેદોક્ત પવિત્ર વચંન,-વદી, તન મન, સગાં ગુરૂ જન, દેખતાં દીધું;
"અર્ધાંગ તમારૂં બની તરૂ" ભવસીંધું.
એ વચન વિસરી જાય, કુરંડા થાય, પછી પસ્તાય, જુવાની જાતાં;
કરવો એ સઘળો ખ્યાલ મદન ઉભરાતાં.

### સાખી.

રાખો ઇશ્વરની બ્હીક, જે છે હંમેશ નજીક, મનને દેખી શુભ શીખ,
જારીને ગણવી ધીઃક, વચને સીતા, દમયંતીની વડી ખ્યાતી,
માટે વ્રત પતિનું રખે તું હણુવા ચ્હાતી. ૩

---

ઇચ્છો જો પતીનું વ્રત, બોલજો સત્ય, કદી ન અસત્ય, વાણિ મુખ કાઢો;
પોતાના ઘરનું છિદ્ર યુક્તિથી આડો.
પરનીંદા કુથળી તજો, સભ્યતા સજો, પતીને ભજો, રાતને દા'ડો;
પરપ્રિત કરી નિજ ઘર સુખ નહિ વણુસાડો.—
વિણુ કામ પારકે ઘરે, રખડતાં ફરે, લોક સૌ કરે, વ્હેમની વાતો.
વ્હેમી ધણી જાણે વાત મારશે લાતો—
નર દુષ્ટ વાસના ધરે, ભટકતા ફરે, નિશાની કરે, ચિત્ત હરિ લેવા;
લલચાઈ ન દોડી જવું ચાખવા મેવા.

સાવધ રહેવું હમેશ, જતાં પરદેશ, ધરી શુભ વેશ, લફંગા ફરતા,
સમજાવી ખોટી વાત જાળ પાથરતા—
રાખીને મન કચ્ચાશ, ધરી શુભ આશ, નહિ વિશ્વાસ, કોઇનો કરવો;
મીઠાં વચને ભોળવે દુષ્ટ નર ભડવો.—
વિચિત્ર યુક્તિઓ કરે, મીઠાઇ ધરે, અગર ચિત્ત હરે દામ દેખાડી;
સદેશા દૂતી સાથ મોકલે દા'ડી.
એ કૂડ કપટ બહુ રમે, જોડી કર નમે, તમે તે સમે, નહિ લલચાશો;
તજવિજ કર્યા વીણ પરનર સંગ ન જાશો.
દૂતી બૂઠ્ઠા છીનાળ, બતાવે વ્હાલ, મેળવી તાલ, ફાંસમાં નાખે;
ગુણવંતી નારી નીચ સંગ નહિ રાખે.
એકાંત તજો સૌ સાથ, વિના નિજ નાથ, બિજા શું વાત, ખુણે ના કરવી;
પતિ વિના કોઇની સલાહ ચિત્ત નવ ધરવી.
પતિ દેવથકી પણ વધે, જાણવું હદે, કાર્ય સૌ સધે, ધણી ખુશ રહેતાં;
એ (ધણી) રાજા, ગુરૂ, ને દેવ શાસ્ત્ર સૌ કહેતાં.

સાખી.

ટુંકામાં (હે) નારી જાત, કહુંછું હું એકજ વાત,
ધણી વિના અન્ય સંઘાત, ઉપજાવે નક્કી ઘાત;
ખોટું પણ આવે આળ, રાખો તેની સંભાળ.
પતિ વિના બીજાનો ખ્યાલ, કરવો નહિ કોઈ કાળ.
આશિષ દે અંબાલાલ, થશો યશ માતી;
કુલવંતી શાણી સદા શીલવંત ચ્હાતી. ૪



## જુવાન પુરૂષને શિખામણ.

લાવણી.

મિત્રો સુણજો ઉપદેશ, ભજો અખેશ, ધરો હમેશ, ઇશશું પ્રીતિ;
જેથી દુનિયામાં નડશે નહિ કંઇ ભીતી.
શોધો સદમારગ સદા, ટળે આપદા, પડો નહિ કદા; દુઃખસાગરમાં;

બેસી જગ સિંધુ તરો, સુખ રૂપ-તરમાં.—ટેક.

આ જુવાની કેરો તોર, મચાવે શોર, કરે બહુ જોર, કામની જ્વાળા;
પણ પરનારી પર મચાવવા નહિ ચાળા.
જોડી પરનારી પ્રેમ, શાસ્ત્રનો નેમ તોડવા કેમ, કરો ઉપાયે;
સૃષ્ટિ રચતા તમપર ના રાજી થાયે.
જો પ્યારી પરનર સંગ, મચાવે રંગ, કરો મન ભંગ, તમે તે માટે;
પ્યારી છોડી ના જાવું આડી વાટે.
હોય અક્કલહીણી નાર, ન માર લગાર, કરી વિચાર, તું વારંવાર,
શિખામણ દેજે;
ઇશ આપે તેમાં સુખ સઉ માની લેજે.
આ હિંદુ કેરો ચાલ, જગત જંજાળ, પસાવે બાળ,—પણ માંહેરે;
વિદ્યા ભણ વીના બને વિપત્તિ ઘેરે.

### ઝુલ.

ભણતર પુરૂં ન ભણાય, બૈરીમાં મન દોરાય,
સોળેક વરસની માંહ્ય, છોકરાં એક બે થાય,
તન મન બળ ઘટતું જાય, પેદા કરવાની લ્હાય,લાગ્યાથી લોહી સુકાય,
ચિંતા રૂપ જ્વાળા ભરી રહે ભીતરમાં,
બેસી ભવસિંધુ તરો સુખ રૂપ-તરમાં. ૧

---

નિજ પ્રાણપ્રિયાની સાથ, કરો દિન રાત, સુખની વાત, કલેશ છોડીને;
આપો મનગમતું સુખ સંપ જોડીને.
શક્તિ માફક વાપરો, શોક નહિ ધરો, દ્રવ્યથી કરો, કદાપી ખાલી;
સંતોષ ધીરજથી સદા રહો મન વાળી;
છે જનમતણી સુખકાર, તમારી નાર, રચે ઘરબાર, સજે બહુ પ્રીતિ;
તજવી તેને એ નહિ સુજનની રીતિ.
તરછોડે જળ જો મીન, જાય કર્યાં દીન, થઇને લીન, પ્રાણ મૂકાશે;
ધણીએ ત્યાગેલી નાર મીનવત્ થાશે.
ક્ષયરોગ તણા જેમ લોક, કરંતા શોક, દેવનો કોપ, ન થાતાં ફોક,
અંગથી ગળશે,
તેમ ત્યાગ કરેલી નાર, વિરહથી બળશે.

સમજી એ સઘળી વાત, વિચારી ભ્રાત, રમો દિનરાત, પ્રિયાની સાથે;
વર્તો શુભ રીત ન આળ ચઢાવે માથે.
ના કહો ગુપ્ત જે વાત, અરે! સ્ત્રી જાત, બજાવે ઘાત, એ અક્કલહીણી;
ઝીણી વાતો તે કરશે વીણી વીણી.

ઝુલ.

દીવસની સ્ત્રી જેમ રાત, તેવી નરની સ્ત્રી જાત,
પેટમાં ટકે નહિ વાત, જૂઠું બોલે સાક્ષાત્,
સાહસ કરવા રળિઆત, નિદ્રા આળસની માત,
અજવાળું ને અંધેર કરે પતિ-ઘરમાં,
બેસી ભવસિંધુ તરો સુખ રૂપ-તરમાં. ૨

---

કીધા છે કોલ કરાર, પરણતી વાર, થતાં ભરતાર, નારી કર ઝાલ્યો;
વરરાજા થઇ ત્રણ ચાર દિવસ બહુ માહલ્યો.
અગ્નિ ગુરૂ દેવ સમીપ, ધરી ધૃતદીપ, આણી તેં છીપ, મુક્ત ફળ માટે;
પાલન પોષણ સંતોષ કરો સૌ વાતે.
નારીનું મન દુભાય, કલેશ બહુ થાય, સુખ બળી જાય, થાય બેચેની;
તુટે પ્રીતિની ગાંઠ બેઉ વચ્ચેની.
મુક્તાફળ કેરી આશ, પામશે નાશ, પુત્ર વિણ વાસ, નરકનો જાણો;
માટે તે સ્ત્રીને કુલદેવીસમ જાણો.
પરનારી પાપનું મૂળ, કરે નિર્મૂળ, આપણું કૂળ, ધન બળ લુંટી;
જો નહિ સમજો તો છતી આંખ બે ફૂટી.
પરનારી પાપની ખાણ, કીચકનો ઘાણ, કર્યો તે જાણ, થયું સંસારે;
વળી રોળાયો રાવણ મોહ્યો પરનારે.
માટે છોડી પરનાર, પોતાની નાર, ઉપર બહુ પ્યાર, અંતરમાં ધરજો;
હોય ગુણહીણી પણ ગુણવાળી ઉચરજો.

ઝુલ.

જીવ જોડી રહે જે નાર, તેનો સુધરે સંસાર;
સંકટ નાવે લગાર, વળી રમો નહિ જૂગાર,
વ્યસન પણ છે દુઃખકાર, તે તજો તજાવો યાર,
તો પામો લાભ અપાર, રાજી રહે જગદાધાર,
હું કહુંછું વારંવાર.
અંબાલાલ તણી આ વાણી ભરી રહો ભીતરમાં;
બેસી ભવસિંધુ તરો સુખ રૂપ-તરમાં. ભરી રહો ભીતરમાં. ૩

---

# પુણ્ય પાપ વિશે



### લાવણી.

જોડીને બેઉ હાથ, નમું ગણનાથ, સારદા માત, પગે હું લાગું;
બે બોલ બોલવા મદદ તમારી માગું.
ઇશ્વર છે જગનો બાપ, એકલો આપ, ન થાયે માપ, વિશ્વને ધારે;
લખું પાપ પુણ્યની કથા મતી અનુસારે.
એ અચલ નીયમનો ધણી, અનુપમ મણી, શકાય ન ગણી, નિયમ સૌ એના;
નીરંતર ચાલ્યાં કરે કદી અટકે ના.
નહિ ફેરફાર કદિ થાય, અકળ મહિમાય, નહિં સમઝાય, મનુષ્ય-બુદ્ધિથી;
ઉત્તમ યોગી કળિ શકે અષ્ટ સિદ્ધીથી.
છે લીલા અપરંપાર, સકળ સંસાર, નિયમ આધાર,-લઇને ચાલે;
દર માનવ કરણી વિષે નિયમ એ મહાલે.
એ નિયમતણે અનુસાર, બન્યો સંસાર, પુરૂષ ને નાર, પવન રવી પાણી;
પૃથ્વીપર સઘળી વસ્તુ નિયમ વશ આણી.
બહુ મળી પરસ્પર સાથ, બને બહુ જાત, રૂપ રસ ભાત, જુદે આકારે;
એમ અસંખ્ય ચીજો બની નિયમ આધારે.
રાજસ તામસ ને સત્ય, પ્રકૃતિનાં તત્વ, કરે દાસત્વ, સરવમાં પેશી;
સ્વામી સાક્ષી થઈ જુએ હૃદયમાં બેશી.
છે અંદર પણ વેગળો, આપ એકલો, નિરંજન ભલો, નથી લેપાતો;
દેખે દેખાડે પણ તે નહિ નહિ દેખાતો.

### સાખી

એ નિયમ તણો સરજનાર, પોતે કશું નહિ કરનાર,
ફળ પણ નહિ ભોગવનાર, અજ અનંત નીરાકાર,
એ રમત રમાડે બાજીગર સંસારે.
લખુ પાપ પુણ્યની કથા મતી અનુસારે. ૧

---

આનંદ મોજની સ્હેલ, કરાવે ખેલ, બનાવી બેલ, ધાણીએ ઘાલે;
અગણિત જીવો અજ્ઞાન તિમિરમાં ચાલે.

પ્રકૃતિતણા ત્રણ ગૂણ, અધિકે ન્યુન, ભળે જેમ લુણ, સરવ ચીજોમાં;
ત્રણ ગૂણનું મિશ્રણ બની રહ્યું બીજોમાં.
જ્યાં તામસ હોય પ્રધાન, ભુલે નિજ ભાન, અતી અજ્ઞાન, મતી પશુ જેવી:
મોહે વશ કરણી કરે અધમ તે તેવી.
કરતા બીજાનો નાશ, પમાડી ત્રાસ, કપટનો પાસ, પાથરી ફરતા;
અન્યાયી કરમો કરી પેટ નિજ ભરતા.
પરમેશ્વરથી નવ ડરે, સ્વાર્થમાં ફરે, પારકું હરે, દ્રવ્ય, સુખ, દારા;
કુકર્મતણો ભંડાર, સદા ભરનારા.
એ પાપ કર્મ કહેવાય, હાલ સુખ થાય, પરંતુ જાય, નરકમાં અંતે;
પરિણામ પાપનું દુઃખ કહ્યું મુનિ સંતે.
જ્યાં રાજસ આગળ પડે, પ્રવૃત્તિ નડે, બહુ આથડે, વિષય સુખ લેવા;
બહુ સ્વાર્થપરાયણ કરે કુટુંબની સેવા.
ના જુએ ન્યાય અન્યાય, સ્વાર્થ જો થાય, દોહિને ગાય, શ્વાનને પાશે;
પાપને પુણ્ય બે ભેળસેળ થઇ જાશે.
રાજસ તામસનું જોર, બનાવે ચોર, કળીનો તોર, પૂર્ણતા પામે;
ભારે ભયદાયક કર્મતણું બળ જામે.

## સાખી.

જે દુઃખ દુઃખ દેખાય, તે નર્કનામ કહેવાય, એ પાપ કર્મ ફળ થાય,
માણસ તેથી પીડાય, સુખ સ્વપ્ને નહીં જણાય,
પરિણામ પાપનું દુઃખ ભોગવે ભારે;
લખ્યું પાપ પુણ્યની કથા મતી અનુસારે. ૨

---

પુણ્યનો અર્થ પવિત્ર, શુદ્ધ ચરિત્ર, સત્યના મિત્ર, થઇને રહેવું;
આ સૃષ્ટીમાં સર્વને સદા સુખ દેવું.
શાસ્ત્રમાં કહેલું કર્મ, સમજીને કર્મ, પાળીને ધર્મ, સદા આચરવું;
મન દુખાય પરંતુ જરા ન તેવું કરવું.
રાજાને વળી જ્ઞાતના, મનુષ જાતના, વિવિધ વાતના, હોય જે ધારા;
તે સુખ સંપતને શાંતિ રાખતા સારા.
તેતો કદિ ના તોડવા, સ્વાર્થ સાધવા, સરસ એ દવા, રોગ દુઃખ ટાળે;
એ વર્તન છે પુણ્યનું સુ ફળ તે આલે.

સ્વર્ગતે સુખનું ઠામ, દેવનું ધામ, પૂર્ણ વિશ્રામ, તણું પદ જાણો;
પુણ્યનું કર્યાથી કર્મ સ્વર્ગ સુખ માણો.
આલોક અને પરલોક, પુણ્યના થોક, ન જાયે ફોક, સુ ફળને આપે;
આવી પડનારાં દુઃખ વિઘ્ન તે કાપે.

સાખી.

પૈસે પર પીડા હરો, વાણીમાં અમૃત ભરો, ક્રોધ કે ગર્વ ના ધરો,
કામ ને લોભ પરહરો; પરમાર્થ કાર્ય બહુ કરો,
પુણ્યથી તરી પૂર્વજ વંશજને તારે;
લખુ પાપ પુણ્યની કથા મતિ અનુસારે. ૩

---

જે અધિક સત્વની કાય, વિચારે ન્યાય, સત્યની મ્હાય, ધરીને ચાલે;
નીતિ સદ્બુદ્ધિ વિનય વિવેકે મ્હાલે.
દુરગુણ ના હોયે લેશ, ધરે નહિ દ્વેષ, કરે નવ કલેશ, કોઈની સાથે;
સંતો એ વિરલા ગણાય સૌને માથે.
પામે સારૂં સનમાન, દઈને માન, તજી અભિમાન, જ્ઞાન પ્રકટાવે;
પૂજા એવાની કરે સુજન શુભ ભાવે.
સત્યનું એજ પરિણામ, પુણ્યનાં કામ, કરી શુભ નામ, જગતમાં કાઢે;
ઉગે ફળ અમૃતસમાં પુણ્યરૂપ ઝાડે.
સત્કર્મ એટલે પુણ્ય, અકર્મી શુન્ય, રહે છે શન્ય, સદા ઉદાસી;
નહિ કર્મ કરે તે અફળ રહે અપવાસી.
ઉત્તમ વાવે જે બીજ, કરી તજવીજ, લણે હરગીજ, ચીજ તે તેવી;
ઉંચામાં ઉંચી મઝા સ્વર્ગના જેવી.
કુકર્મ એટલે પાપ, બાંડીયો સાપ, ગળાની છાપ, છાતીએ વળગે;
કાળી કડવી વિપ ફળી-અનળ વત સળગે.
વિષ વૃક્ષતણો રસ ઝેર, કરે છે કેર, જગતશું વેર, બાંધિને વર્તે;
ફળ પાપતણું નર પડે નરક દુઃખ ગર્તે.

સાખી.

એ પુણ્ય પાપનો સાર, આપ્યો મેં અહીં લગાર, પણ એનો બહુ વિસ્તાર,
ઋષિમુખથી બહુ પ્રકાર, વર્ણાયો વારંવાર, વાંચી તે સજ્જન પરમ પુણ્ય
ઉર ધારે, લખું પુણ્ય પાપની કથા મતિ અનુસારે. ૪

# પંચતત્વ.



## લાવણી.

ચિદાનંદ ને સત્ય રૂપનું, ભાન થવાને ભાવ ધરી;
વર્ણન કરીએ પંચતત્વનું, જેથી જાય મતિ સુધરી,
સત્ય એક જે બૃહદ્પણાથી, બ્રહ્મ ભણાયું અવિનાશી;
આદિ અંત રહિતને નિર્ગુણ, અકળ કળા જેની ભારી.
નિર્વિકારી નિત્ય મુક્તને, શુદ્ધ બુદ્ધ જે સદા રહે;
કેવળજ્ઞાની પરમહંસ જન, અનુભવ એનો ખરો લહે.
વેદ સમુદ્રે બુદ્ધિ નૌકા, ચલાવી મુનિજન પાર ગયા;
તોપણ સત્ય નહિ દેખતાં, "નેતિ" કહી સંતુષ્ટ થયા.
સર્વ વસ્તુમાં ચેતનને વળી, ગતી મતિ સ્થિતિ દેખાય;
તે કારણથી એજ સત્ય, સર્વત્ર વ્યાપિ ચૈતન્ય ગણાય.
ગુણવાળી માયાને સંગે, એક છતાં બહુ રૂપ દીસે;
રાજસ, તામસ, અને સત્વ એ, ગુણ ત્રણ છે પ્રકૃતિ વિષે.
તામસ પ્રધાન માયા કેરા, અજ્ઞાને ઢંકાઇ જતાં;
તે ચૈતન્ય વિષે મૃગ જલવત્, આકાશાદિ તત્વ થયાં.

## સાખી.

એ ખરાં નહિ પણ ખરા સરિખાં ભાસે,
આકાશ વિષે નહિ રૂપ રંગ પ્રકાસે;
આકાર વગર એ બને છે માયા-પાશે.
વિક્ષેપ એવું નામ ધરંતી, એ માયા શક્તી જબરી;
વર્ણન કરીએ પંચતત્વનું જેથી જાય મતિ સુધરી. ૧

---

આકાશથકી નીપજ્યો પવન જે, ચલન વલનની ગતી કરે;
પવનથકી જન્મે છે અગ્નિ, જેમાંથી દેવતા ઝરે.
અગ્નિમાંથી અજબ ક્રિયાએ, જળ કેરી પેદાશ થતી;
રસમય જળ સુકાઇ જતાં, પૃથ્વી તેમાંથી નીપજતી.
પ્રકટ થયાં એ પાંચ તત્વ તે, એક બીજામાં ભળી રહ્યાં;

શબ્દ સ્પર્શ રૂપ રસને ગંધે, જણાય તેથી મૂળ કહ્યાં.
તન્માત્રા એ પાંચ તત્વની, પંચેદ્રીને ભાન કરે;
કાન સાંભળે નાક વાસ લે, જોવા માટે નેત્ર ઠરે.
દરેક વસ્તૂતણા સ્વાદને, જણાવનારી જીભ ખરી;
અડકીને ઓળખવા કેરૂં કામ કરે પૃથ્વી નકરી.
એવી રિતે વિરાટ રૂપે, સમષ્ટીમાં એ તત્વ રહે;
વ્યષ્ટી રૂપે દરેક જડ ચૈતન્ય, વસ્તુમાં તેજ વહે,
એ પાંચેનું મિશ્રણ બનીને, વિશ્વ બધું ઘેરી લીધું;
તેને પંચીકરણ કહે છે, દૃષ્ય જગત તેણે કીધું.

સાખી.

એ મિશ્રણથી આ બધી ચીજ બંધાઇ,
વત્તા કે ઓછા પ્રમાણથી સંધાઇ;
–રૂપે રંગે ને કદે વિવિધ દેખાઇ.

એ પરમાણે દૃષ્ય જગતની, બધી ચીજ એ થકી ભરી;
વર્ણન કરીએ પંચ તત્વનું. જેથી જાય મતિ સુધરી, ૨

---

ભાગ તમે બે એક તત્વના, સરખા અડધો અડધ કરો;
તે મધ્યેના એક અડધને, બાજૂપર વેગળો ધરો.
બીજો અડધો ભાગ લઇને, ચાર ભાગ સરખા કરવા;
એ ચારે ને બાજાં તત્વના, ચાર–અડધ મધ્યે ભરવા.
એવી રીતે એક તત્વનો, આઠ આનીનો અંશ મળે;
બીજા તત્વની બે આનીના, ચાર ભાગ એ વિષે ભળે.
એક રૂપિઆ આખા કેરૂં, મિશ્રણ એ જે બની રહ્યું;
આઠ આનીનો ભાગ જે હતો, તે આખાનું નામ કહ્યું.
એ પરમાણે મિશ્રણનાં, એ પાંચ તત્વ બ્રહ્માંડ વિષે;
પ્રકટ થઇને દર વસ્તૂમાં, વ્યાપ્ત થયેલાં નજર દિસે.
બધી ચીજમાં વધતા ઓછા, પ્રમાણમાં એ વાસ કરે;
તેજ પ્રમાણે ઘાટ બનેને, વધતું ઓછું તેજ ધરે.

સાખી.

બ્રહ્માંડ વિષે સૃષ્ટીઓ બની મિશ્રણની,

પૃથ્વીપર ચીજો જડત્વ ને ચેતનની;
એ પાંચ તત્વથી અપાર લીલા મનની.
જ્ઞાની અજ્ઞાની મનથી એ, લીલા ખોટી બને ખરી;
વર્ણુન કરીએ પંચ તત્વનું, જેથી જાય મતિ સુધરી. ૩

---

પ્રથમ મુળનાં પંચ તત્વને, સુક્ષ્મ ભૂત મુનિઓ કહે છે.
તેનું પંચીકરણ થવાથી, સ્થૂળ ભૂત તે થઇ રહે છે.
મૂળ તત્વના સત્વ ગુણુથી, જ્ઞાન તણી ઇંદ્રિઓ સજે;
એજ તત્વના રાજસ ગુણુથી, કર્મેદ્રિ પાંચે નિપજે;
દશ ઇંદ્રીમાં મનને બુદ્ધિ, અંતઃકરણ તણી વૃત્તિ—
પંચ પ્રાણુ મેળવતાં થાયે સુક્ષ્મ દેહની ઉત્પત્તિ.
પંચીકરણ થયેલું મિશ્રણુ, સુક્ષ્મ દેહમાં ભળી જતાં;
અહંકારને ચિત્ત મળીને, સ્થૂળ શરીરો નીપજતાં.
સત્તર તત્વે સુક્ષ્મ દેહને, ચોવીસે આ સ્થૂળ બની;
બ્રહ્માંડે જે ચૌદ લોકની, સૃષ્ટિ તે સ્થૂળની ગણી.
અદ્‌ભીજ ઉદ્‌ભીજ અંડજને વળિ, સ્વેદજ એવી ચાર રીતે.
સ્થૂળ શરીર તણી ઉત્પત્તિ, વેદ વિષે બતલાવી તે.
સ્થૂળ સુક્ષ્મના જુદા ભાગમાં, પવન તત્વ સંચાર કરે;
પ્રાણુ, અપાન, સમાન, વ્યાનને, ઉદાન એવાં નામ ધરે.
આ પંચ ભુતોએ દૃષ્ય બધું નીપજાવ્યું;
માયાના અજ્ઞાનથી જગત બની આવ્યું;
**અંબાલાલે** ટૂંક બ્યાન લખી બતલાવ્યું.
સમજીને અનુભવ કરશે તે, ભવસાગર જાશે ઉતરી;
વર્ણુન કર્યું મેં પંચતત્વનું, જેથી જાય મતિ સુધરી. ૪

# પંચકોશ.

## લાવણી.

વેદ વિષયનું તત્વ સમજવા, આરત ઉર ધરૂ હરખે;
શંકર મતપર રતી રાખતાં, મતિ મનુષની સૂધરશે.
વેદ, ભાષ્યને ઉપનીષદ વળિ, ગિતા સ્મૃતીનો સાર લહે;
સાર લહીને પાર પડે જે, જ્ઞાની તેને મુક્ત કહે.
બ્રહ્મરૂપ તે મુક્ત થાય ને, જનમ મરણની પિડા ટળે;
પોતે નિજરૂપ પરખી લેતાં, ચિદાનંદની લહેર મળે
માયાના અજ્ઞાન પણાથી, અંધારે જે અથડાયે;
જ્ઞાન દીપક જ્યાં લગી મળે નહિ, ત્યાં લગી તે ગોથાં ખાયે.
દીપક પ્રકટ થવાને દીવટ, તેલ પાત્રને દિવાસળી;
સામગ્રી સજવા માટે, બુદ્ધિ નિર્મળ કરવી ઉજળી.
ઝીણી ઝીણી વાત સમજવી, ઉંડા ઊતરી ખોજ કરી;
સમતા શ્રદ્ધા રાખી જાવું, સદ્ગુરૂ શરણે ભાવ ધરી.

### સાખી

વ્યષ્ટી સૃષ્ટી ને મૂળ સ્થૂળનું જાણો,
સુક્ષ્મને સમષ્ટી તણી વીગત ઉર આણો;
અંતરના પડદા ભણી મોજ મન માણો.
મોજ મનને નિદીધ્યાસની, જે માણે તે જન તરસે;
શંકર મતપર રતી રાખતાં, મતિ મનુષ્યની સૂધરશે·

---

અંતઃકરણ ચતુષ્ટ મધ્યે, મન બુદ્ધિ બે તત્વ રહે;
આકાશાદી પંચ તત્વના, સત્વતણું એ કાર્ય કહે.
જ્ઞાનેંદ્રીયો સત્વ ગૂણની, બુદ્ધિ સંગ મળે જ્યારે;
પ્રકાશથી વિજ્ઞાન નામ એ, યથાર્થ પામેછે ત્યારે.
આત્માને આચ્છાદી નાંખે, તેથી કોશ કહેવાયે;
એ રીતે વિજ્ઞાન કોશ એ, બે મળતાં પેદા થાયે.
કર્તા ભોક્તા નિશ્ચ વિષે હું, એવું જે અભિમાન ગ્રહે;
આ લોકે પરલોકે ફરતા, વ્યવહારીને "જીવ" કહે.

સત્વ થકી પેદા થયલું મન, રજો તણી ઇચ્છા કરતું;
તેથી તે સંકલ્પ અને, વીકલ્પ તર્કમાં રહે ફરતું.
એ ઇચ્છાથી કર્મેન્દ્રીનો, સંગ કરે એ જે વારે;
અનુભવી વેદાન્તી તેને, કોશમનો મય ઉચ્ચારે.

સાખી.

એ **કોશ મનોમય** તિમિર તેજ વચગાળે,
**વિજ્ઞાન કોશ** દે તેજ તિમિરને ટાળે;
આનંદ તણો કોશ તે મોજ નિજ મ્હાલે.
કોશ પરત્વે જુદો ભાવ એ, માયા–મય આત્મા ધરશે;
શંકર મતપર રતી રાખતાં, મતિ મનુષની સુધરશે. ૨

---

સાંખ્ય વાદીઓ પવન તત્વના, વિભાગ બીજા પાંચ કરે:
દેવદત્ત કૂર્મ ને કૃકલ વળિ, નાગ ધનંજય નામ ધરે.
ક્રિયા ભેદથી નામ ધર્યા એ, વેદાન્તી તે નહિ માને;
સમાવેશ એનો થઈ જાએ, પ્રાણાદીની દરમ્યાને.
આકાશાદી પાંચ તત્વમાં, તામસ રાજસ ગુણ જેછે;
તે મધ્યેના રજોગૂણથી, વાયુ પંચક નીપજેછે.
કર્મેન્દ્રીઓ પાંચની સાથે, વાયુ પંચક મળી જતાં;
બને પ્રાણમય કોશજ તેથી, "જવું આવવું" કાર્ય થતાં.
જ્ઞાન શક્તિ વિજ્ઞાન કોશને, કર્ત્તાની સંજ્ઞા દેછે;
ઇચ્છા શક્તી **મનો મયે** છે, તેથી કરણ રૂપે એછે.
કાર્ય રૂપછે કોશ પ્રાણમય, ક્રિયા શક્તિ સંધરવાથી;
સુક્ષમ દેહ નિપજે છે એ, ત્રણ કોશ એકઠા કરવાથી.

સાખી.

એ સુક્ષમ દેહનું સમષ્ટિ એક ચૈતન્ય,
કહેવાયું તેનું નામ ગર્ભ–હીરણ્ય;
સૌ ઝાડ તણું જેમ નામ એક અરણ્ય.
નિર્મળ મનથી મનન કરીને, જ્ઞાન ગિતા ચિતમાં ભરશે;
શંકર મતપર રતી રાખતાં, મતિ મનુષ્યની સુધરશે. ૩

---

એક હિરણ્યે બહુ પણાથી, બુદ્ધિ થાતાં થઈ સૃષ્ટી;
પૃથક્ પૃથક્ એ પ્રાણ જણાયો, તેનું નામ કહ્યું વ્યષ્ટી.
એ વ્યષ્ટીનો આશ્રય દાતા, સ્વામી જે ચૈતન્ય રહે;
અંતઃકરણ પ્રકાશે તેથી, તૈજસ તેને મુની કહે.
સુક્ષ્મ સ્થૂળનું લય સ્થાનને, કારણ પણ કહેવાય ખરે;
કોશ મનોમય તણા પ્રભાવે, સ્વપ્ન વિષે એ ક્રિયા કરે.
પંચીકૃત ભૂતોથી નીપજી, સ્થૂળ દેહ જે સુક્ષ્મ થકી;
અન્ન તણો વ્યવહાર કરેથી, કોશ અન્નમય બને નકી.
એના એક સમષ્ટી પાસે, જે ચૈતન્ય રહે વળગી;
વિરાટ કે વૈશ્વાનર તેનું, નામ ધર્યું છે આજ લગી.
સ્થૂળ તણી વ્યષ્ટીની પાસે, જે ચૈતન્ય પ્રકાશ કરે;
વિશ્વ નામથી પ્રસિદ્ધ તે છે, જાગ્રતમાં તે ભોગ ધરે.

સાખી.

આનંદ કોશ તે મૂળ સ્થાનનો વાસી,
વિજ્ઞાન કોશ તે કારણ દેહ વિલાસી;
ત્રણ કોશ લઈ સૂક્ષ્મ તો બની છે ખાસી,
સ્થૂળ તો સદા અન્નને ઉદકની પ્યાસી.
એ પાંચેનું ધણીપણું ચૈતન્ય તણું નકી ઠરશે;
શંકર મતપર રતી રાખતાં મતિ મનુષ્યની સુધરશે. ૪

## બે શકતી વિશે.

### લાવણી.

નિર્ગુણ બ્રહ્મ સ્વરૂપ થઇને, જીવન મુક્ત બન્યા જન જે
તે બ્રહ્માંડ રૂપી નગરીમાં, નિજાનંદમાં કરે મઝે;
લેપ માપ વિકાર વગરનું, આદિ અંત રહિત જે એક.
અસ્તિ ભાતિ પ્રિય છે, તેને વિશે કરીલે સત્ય વિવેક;
સદા એકની એક સ્થિતિમાં, રહે નિરંતર પ્રકાશરૂપ.
સત્ ચિત્ આનન્દ તણી, ત્રિપૂટી કનાય નહિ અદ્ભૂત અનૂપ;

નિત્ય મુક્તને શુદ્ધ બુદ્ધ એ, અવિચ્છિન્ન સઘળે ઠામે.
વ્યાપ્ય રહે છે સર્વ કાળમાં, જણાય અગણિત રૂપનામે;
જેમ દોરડા વિશે સાપની, થાય ભાવના અજ્ઞાને (થાયે ભ્રાંતી).
બ્રહ્મ થકી જગની ઉત્પત્તી, તેમ જ્ઞાન વિણ જન માને;
સત્ય વસ્તુમાં અસત્ય કેરો, અજ્ઞાને એ ભાસ થતો.
એ અધ્યારોપ કહે છે તેને, જ્ઞાન થતાં તે ઉડી જશે.
સત્ય વસ્તુ તે બ્રહ્મ જાણવું, બાકી દૃશ્ય બધું જેછે;
તે સઘળું અજ્ઞાન મુળથી ભ્રાંત ચિત્ત થઇ નિપજે છે.

સાખી.

અજ્ઞાન અનાદી ભાવ જ્ઞાનથી અવળો,
ના અસત્યથી નીપજે ભાવ કદી સવળો;
સત્યથી નીપજે નહિ કદાપી નબળો.
એકથ્ય એ છે મૂળ જગતનું, જ્ઞાની એમ ખરૂં સમજે;
તે બ્રહ્માંડરૂપી નગરીમાં, નિજાનંદમાં કરે મઝે. ૧

---

એ અજ્ઞાન સમૂહ વિશ્વમાં **સમષ્ટી** રૂપે એક રહ્યું;
અનેક રૂપ બન્યાં જે જૂદાં, વ્યષ્ટી તેનું નામ કહ્યું.
એ અજ્ઞાન તણું **માયા** એ બીજું નામ વેદાંત વિશે;
સંખ્યાદી બીજા ગ્રંથોમાં, મૂળ પ્રકૃતિ કહી દીસે.
ત્રિગુણાત્મક એ અનાદિ માયા, મૂળ થકી એછે તેછે;
જ્ઞાન પ્રકટતાં જનમ વગરની બ્રહ્મ વિષે લય પામેછે.
સત્વ ગુણના અંશે કેવળ, યુક્ત હોય માયા જ્યારે;
વેદાંતીએ **વિશુદ્ધસત્વા** માયા તેને કહે ત્યારે.
એવી માયા તણા સંગમાં આવે છે ચૈતન્ય યદા;
અંતર યામી સર્વ જ્ઞાતા **ઇશ્વર** એ કહેવાય તદા.
અખિલ વિશ્વનો આદ્ય નિયંતા, કારણ પણ એ ગણાયછે;
એના શુદ્ધ પ્રકાશવડે, અજ્ઞાન કાર્ય સૌ હણાયછે.
એથી રૂપ સમષ્ટી, એનું કારણ કહેવાયે;
આનંદે ભરપૂર રહી, ચૈતન્યતણું ઢાંકણ થાયે,
આનંદે કોશને સ્થિતિ સુષુપ્તિ મધ્યે એ ગુલતાન રહે;
સુક્ષ્મ સ્થૂળ બે કાયા કેરૂં, લય સ્થાન એહને કહે.

### સાખી.

સૌ પ્રપંચ લય પામતાં રહે જે બાકી,
ઇશ્વરને માયા નામ ધરે છે સાખી;
શીવને શક્તિ પણ વદે સાધુજન સોખી,
પ્રકૃતિ પુરુષની જોડ સાંખ્યમાં દાખી.
એ રીતે ઇશ્વર માયામાં ઉત્પત્તિ ને લય નીપજે,
તે બ્રહ્માંડરૂપી નગરીમાં નિજાનંદમાં કરે મઝે. ૨

---

તમામ ગુણતણા બહુ અંશે, યુક્ત હોય માયા અજ્ઞાન;
અનેક વ્યષ્ટી રૂપ નીપજે, ભૂલાવી દે નિજનું ભાન.
**મલીન સત્ય પ્રધાના માયા**, ગણાય છે તે તે વારે;
જે ચૈતન્ય વસે તે પાસે, **પ્રાજ્ઞ** નામ તે તો ધારે.
**અહંકાર** અજ્ઞાન મૂળથી, ઉઠે પ્રપંચ રમવાને;
અંતઃકરણતણી વૃત્તિ થાતી, ઉન્મુખ જગ સજવાને.
પ્રાજ્ઞ અને ઇશ્વર બંનેનો, કોશ એક આનંદતણો;
વિવિધપણાનો ભાસ લાગતાં, જૂદા જૂદા જીવ ગણો.
વ્યષ્ટી જીવને પ્રાજ્ઞ સમષ્ટી, એ બેમાં કાંઇ ભેદ નથી;
દરેક ઝાડને સમગ્ર વન, વચ્ચે શો ભેદ જુઓ મનથી.
એમ પ્રાજ્ઞ અને ઇશ્વર વચ્ચે, ભેદ જરા પણ નહિ દિસે;
એક કાર્યને બીજો કારણ, ઉપાધી છે વિશ્વ વિશે.
જળાશયોમાં પ્રતીબીંબ, આકાશતણું જેમ ભાસે છે,
તેમ સમષ્ટી વ્યષ્ટીમાં, ચૈતન્ય બીંબ પરકાસે છે.
સર્વતણો આધાર બ્રહ્મ, ચૈતન્ય અનાદી અવિનાશી;
સદાશીવ આત્મા પદ ચોથું, વદે વેદ વાણી ખાસી.

### સાખી.

ચૈતન્ય શુદ્ધ એકલું **લક્ષ્ય** અરથે છે,
**વાચ્યર્થ** ઉપાધીતણા સંગમાં કહે છે;
દૃષ્ટાંત તપેલા લોહ પીંડનું દેછે,
ભેગો કે જુદો હુતાશ એનો એ છે.

જીવ, શીવ, ચૈતન્ય, બ્રહ્મ, આત્મા, વિજ્ઞેય જુદાં પદ જે;
તે બ્રહ્માંડ રૂપી નગરીમાં નિજાનંદમાં કરે મઝે. ૩

---

રહેછે સ્વાભાવિકપણાથી, શક્તી બે અજ્ઞાન મહી;
સંજ્ઞા એ બે તણી **આવરણ**, અને વળી **વિક્ષેપ** કહી.
અમાપ એવા સૂર્યદેવને, જરા વાદળું સંતાડે;
તેમ આવરણ અજ્ઞપણાનું, આત્માપર પડદો પાડે
પૃથ્વી ઉપર પડી દોરડી, અજ્ઞાને ઓળખી નહિ;
અજ્ઞાની જીવડો ડરીને, નાસે તેને સાપ કહીં.
તેવી રીતે અજ્ઞાને પોતે, ઢાંકેલા આત્માને;
આકાશાદિ જગત્ બન્યું છે, એમ મૂઢ પોતે માને.
આ શક્તિ **વિક્ષેપ** તણી જે, ખરૂં રૂપ ખોટું દાખે;
શક્તિ જે આવરણ કહી તે, સતને અંધારે રાખે.
જેમ દોરડી વિષે સાપની, થાય ભાવના અજ્ઞાને;
કર્ત્તા ભોક્તા પણું જીવડો, અજ્ઞાની પોતે માને.
સુખ દુઃખ સંસાર ભાવના, અજ્ઞાની જીવને થતી;
અંધારાથી મોહ પામતાં, શુદ્ધ બુદ્ધિ વીસરી જતી.

**સાખી.**

આ પ્રપંચમય સંસાર બને એ રીતે,
આસ્થા એનાપર ધરે મૂઢ જન પ્રીતે,
મિથ્યા કીધો જ્ઞાનથી તુરીયાતી તે.

સેવક **અંબાલાલ** અલ્પમતી સમજી જો શુભ પંથ સજે,
તો બ્રહ્માંડ રૂપી નગરીમાં નિજાનંદમાં કરે મઝે. ૪

---

# શાસ્ત્ર વિષે.



**લાવણી.**

શંકરસુતનું **સ્મરણ** કરીને, પ્રણમું દેવી સરસ્વતિ:
શાસ્ત્ર વિષયતું વર્ણન કરવા, દોષ હરી દે શુદ્ધ મતિ;

શાસ્ત્ર શાસ્ત્ર મુખથી સૌ બોલે, પણ એ શું ને શી છે વાત;
કેટલાક એ નથી સમજતા, નષ્ટ થઇ નીતિ રીતભાત. ૧
ધર્મતણી કેળવણી ન મળે, તેથી સઘળા પશુ સમાન;
ભોળેભાવે અર્ધ ભણેલા, પુરાણીઓને દે સનમાન;
સાપ ગયા પછી લીસોટાનું, હોય જેટલું ભય મનમાં,
રહ્યું તેટલું શાસ્ત્રતણું ભય, હવે બધા હિંદુ જનમાં. ૨
ભણ્યા ગણ્યા તે સુધારાના, સાથી થઈ મિથ્યા મ્હાલે,
સ્વાર્થ સાધવા બ્રાહ્મણલોકે, શાસ્ત્ર કર્યા વચલે ગાળે;
અમે નથી બંધાયાં એવાં, શાસ્ત્રોને અનુસરવાને,
એમ વદી વાંકા તે ચાલે, નીતિ બાહેર ફરવાને. ૩
અજાણને ઉદ્યોગ વગરના, પૈસે ખાલી થઇ ગયા,
શાસ્ત્ર ઉપરથી શ્રદ્ધા તેથી, ઉઠી ગઇ ને અધમ થયા;
શાસ્ત્રતણું તો ધીમે ધીમે, નામ ઘસાઈ જવા લાગ્યું,
ધર્મલોપથી સત્યપણાને, વજ્રબાણ ભારે વાગ્યું. ૪
સત્ય જવાથી દૂરાચરણે, ઘેર ઘેર પાયો ઘાલ્યો,
વ્યભિચારને કુસંપ કરતો કળી મહાબળથી મ્હાલ્યો;
દિલગીરી ભારે લાગે છે, આર્યભ્રાતનું શું થાશે?
શાસ્ત્રતણો ઉચ્છેદ થવાથી, આર્ય નામ ડુબી જાશે. ૫

**સાખી.**

એ વિચાર કરતાં ચિત્તમાં જ્વાળા લાગે,
એ બોલ કહું જો આર્ય ઉંઘથી જાગે;
શાસ્ત્રનો સમજીને અર્થભાવ ફરી લાવે,
આજ્ઞા એમાં જે કરી શીર ચઢાવે.
શીર ચઢાવી સદ્વર્તન કરી જરૂર પામશે શ્રેષ્ટ ગતી;
શાસ્ત્ર વિષયનું વર્ણન કરવા, દોષ હરી દે શુદ્ધ મતિ.

---

નિયમ વિષે રાખવું "શાસ્નો" અર્થ કહ્યો સંસ્કૃત મહી,
ત્ર પ્રત્યય લાગીને આખો, શાસ્ત્ર શબ્દ તે બન્યો સહી;
નિયમ વિષે રાખવાતણું; જે તંત્ર તેહને શાસ્ત્ર કહે,
ક્યાંથી તંત્ર થયું પેદા તે, રહસ્ય કોઇ નહિ લહે. ૧
વેદ પઢેલા ઋષિ મુનિઓએ, વેદ વાણીને યાદ કરી,

ઘણા કાળનો અનુભવ તેમાં, મેળવી ગ્રંથે લખી ભરી,
જે રહેણી કરણી કરવાથી, માનવજાતી સુખ પામે;
બ્રહ્માપુત્રે પ્રથમ રચ્યું તે પુસ્તક મનુસ્મૃતિ નામે. ૨
એવી રીતે અઢાર રૂષિએ, અઢાર સ્મૃતિઓ કરવાથી,
ધર્મશાસ્ત્રોના પ્રયોજકોને, મનાય છે પુર્વાપરથી;
તે પહેલાં પણ જૈમિની ઋષિએ, ધર્મ કર્મ બતલાવ્યું છે,
શ્રૃતિ સ્મૃતિને વચલે ગાળે, સૂત્ર વિષે દરશાવ્યું છે. ૩
સ્મૃતિઓ મધ્યે યાજ્ઞવલ્કયને, પરાશરી આગળ પડતી,
કળિયુગ મધ્યે પરાશરી તો, પ્રમાણમાં સૌથી ચઢતી;
સ્મૃતિઓમાંથી તત્વ ખેંચીને, આધુનિક બે ગ્રંથ બન્યા,
ધર્મ સિંધુને નિર્ણય સિંધુ, અમુલ્ય હીરા તેજ ગણ્યા. ૪
પુરાણ મધ્યે બહુ જાતનું, મિશ્રણ છે એકઠું કર્યું,
ધર્મશાસ્ત્રનું કોઇ જગોએ, જરા જરા મહીં લખી ભર્યું;
આર્યજનોની મંડળીઓનું, ભલું થવા ચિત્તે ધારી,
દ્વેષ ક્લેશ તજી સંપે જંપી, નીતિ જાળવવા સારી. ૫
ઘણા કાળના અનુભવ સાથે, દીર્ઘદ્રષ્ટિ ડહાપણ ભેળી,
શાસ્ત્ર બનાવ્યાં સુંદર પ્રીતે, જાણો તે અમૃતવેલી;
શરીર રક્ષણ ઉત્તમ થાશે, ચિત્તશુદ્ધિ પણ શ્રેષ્ટ થશે,
ખરૂં ખોટું પારખવા કેરો, વિવેક બુદ્ધિથી બનશે. ૬

**સાખી.**

એ વિવેકથી સંસાર સાર સમજાશે,
આ માનવદેહ મળ્યાનું સાર્થક થાશે;
માની લીધેલાં દુઃખ દૂર થઈ જાશે,
સૌ પ્રાણીને નિજ પ્રાણ સખા ગણી ચ્હાશે.
જેથી તારા સઘહૃદયમાં વ્યાપ્ત થશે આનંદ અતિ;
શાસ્ત્ર વિષયનું વર્ણન કરવા, દોષ હરી દો શુદ્ધ મતિ.

---

માણસ જાતે જનમથકી, માંડીને મરણ થતા સુધી,
શું વર્તન કર્યું કે જેથી, શ્રેષ્ટ થાય નિર્મળ બુદ્ધિ;
દરેક વર્ણે પોતપોતાની, હોય યોગ્યતા તનમનની,
તેજ પ્રમાણે ધંધો પકડી, બજાવવી સેવા જનની. ૧

વયને અનુકુળ આશ્રમમાં રહી, સદાચરણમાં પગ ધરવો,
જે આશ્રમ સ્વિકાર્યો તેને, લાયકનો ધંધો કરવો;
શાસ્ત્ર વિષે ફરમાવેલા, નિયમોની હદ ચૂકવી નહિ,
ભૂલ પડે તો પ્રાયશ્ચિત્તે, બતલાવેલું કરવું સહી. ૨
શાસ્ત્ર નિયમનો ભંગ થવાથી, દુઃખો ભોગવવાં ભારે;
ટુંકી નજરે નથી જણાતો, માર ગુપ્ત જે એ મારે.
રાજ્ય ગુન્હાની શિક્ષા કેવળ, કરનારે ભોગવવાની;
શાસ્ત્ર ભંગની નસિયત પેઢી, દર પેઢી જઇ નડવાની. ૩
સગાં સહોદર ઇતર જનોને, થોડું વધતું વાગે છે;
નાત જાતમાં જન મંડળને, છાંટા એના લાગે છે.
શાસ્ત્ર નિયમનો ભંગ થવાની, અસર થાય છે ગુપ્તપણે;
પણ તેનું પરિણામ ભયંકર, દુઃખ દઇ જીંદગી હણે. ૪
નાવું ધોવું સંધ્યા વંદન, સત્ય શીલને સદાચરણ;
નિત્ય અને નૈમીત્તિક કર્મો, એ સૌ શરીરનું રક્ષણ.
જપ, તપ, વ્રતને પૂજા ભક્તિ, કથા દેવની સાંભળવી;
એ સૌ મનશુદ્ધિનાં સાધન, ભવ ભયથી મુક્તિ મળવી. ૫

## સાખી.

શાસ્ત્રે વળગી ચાલતાં થશે કલ્યાણ,
બળ બુદ્ધિ કેરો અખંડ તપસે ભાણ;
એથી બીજાં શાસ્ત્રનું થશે શુભ જ્ઞાન,
આખર જાતાં ઇશ્વરનું થાય પિછાન.

લોકો ચ્હાશે કીર્તિ ગવાશે પ્રસન્ન થાશે જગત્પતિ;
શાસ્ત્ર વિષયનું વર્ણન કરવા, દોષ હરી દો શુદ્ધમતિ- ૩

---

ધર્મશાસ્ત્ર ઉપર બતલાવ્યાં, બીજાં શાસ્ત્રો હવે કહું,
ઇશ્વર, સૃષ્ટિ, ખગોળ, ભૂસ્તર, વિદ્યા કેરાં શાસ્ત્ર બહુ;
સાંખ્ય, યોગ, વૈશીશિક શાસ્ત્રો, ન્યાય, મિમાંસા, વેદાંત,
ષડ્ દર્શન કહેવાતાં એથી, ચિત્તવૃત્તિ થાતી શાંત. ૧
ધનવંતરીનું વ્યાધિ વિદારક, વૈદક કેઈ શાસ્ત્ર ખરૂં,
ભાષા શાસ્ત્ર વળી વિધ વિધનાં, કામશાસ્ત્ર ને કલ્પતરૂ;

ગણિત કેરાં શાસ્ત્ર ઘણેરાં, ત્રિકોણ મિતી ભૂમિતિ,
શિલ્પ શાસ્ત્ર શિખાડે ઘર, નૌકા સેતૂ બંધન રીતિ. ૨
એવાં શાસ્ત્રો અનેક છે પણ, જેને જેની જરૂર હોય,
તેણે તે આદરથી ભણવાં, તેમાં વાંધો લે નહિ કોય;
ધર્મશાસ્ત્ર તો સૌ માનવને, જરૂરનું નક્કી જાણો,
એ જાણ્યા વિણ આ સંસારે, સુખ કદાપિ નહિ માણો ૩
માણુસ કેરી હરકોઇ કરણી, એનો જો નિયમ તોડે,
નક્કી દુઃખી થાય બ્હાવરો, સુખ સંપત આશા છોડે;
કેટલાક એ ધર્મશાસ્ત્રના, નિયમ અચલ છે સૌ દેશે;
ચોરી, જારી, અસત્ય ભાષણ, સ્થાપ્યા એ શુભ ઉદ્દેસે. ૪
ફેરફાર પણ કોઈ કાળમાં, એમાં લેશ કરાય નહિ,
કરે કદી કો સુખ દેખી પણ, અંતે દુઃખમાં જાય વહિ;
નિયમ વળી કેટલાક એમાં, દેશકાળને અનુસરતા,
યોગ્ય સમે તે દેશે તે, ફેરવવા મુનિ આજ્ઞા કરતા. ૫

સાખી.

શાસ્ત્રની શિખામણ માનવી માનવી ભાઈ, ૧
સુખ પ્રાપ્તિ વધે છે જેમ વધે વડવાઇ;
વટ ફેલાશે વટવૃક્ષ સમી અધીરાઇ,
જરા સુગંધ જનમાં જશે બહુ ફેલાઈ.

સ્મર દર શ્વાસે શાસ્ત્ર હૃદયમાં, ઉછળી ભેટશે સતી રતી;
શાસ્ત્ર વિષયનું વર્ણન **અંબાલાલે** કર્યું છે યથામતિ.

# ગુરૂ વિષે.

સતગુરૂને નામી શીષ, સમરૂ જગદીશ, વડા વાગીશ પતિને યાચું;
ગુરૂ મહીમા કથને કહે હૃદય મમ સાચું.
લેખન વાંચનની રીત, ધરીને પ્રીત, શીખવે નિત્ય, બાળકોને જે;
મહતા તેને આપવી વિનયથી છાજે.
રે'ણી રાખીને પાક, બતાવી ધાક, શીખવે આંક, હિસાબો ગણવા;
વ્હેવહારે ખપ લાગતા વિષય સૌ ભણવા.

બુદ્ધિનો થવા પ્રસાર, શાસ્ત્રનો સાર, વેદનો પાર, પામવા કાજે;
આપે કેળવણી તેને મહતા છાજે.
બ્રહ્મચારી નાના બાળ, ઉપર ધરી વ્હાલ, લઇ સંભાળ, પુત્રની પેઠે;
શીખવતાં વિદ્યા ધર્મ પરિશ્રમ વેઠે.
અધિકારીને દે જ્ઞાન, લગાવી તાન, બ્રહ્મનું ભાન, આપનારા જે;
તેવાને મોટાપણું આપવું છાજે.
રાખી રૂડી દરકાર, દઈ ભંડાર, કરે તૈયાર, ગૃહસ્થી થાવા;
સંસારે કેવળ સતમારગ ધરી જાવા.
કરવા એવા ઉપકાર, કરી સુવિચાર, લીધો અધિકાર, વિપ્ર મહારાજે;
તેથી તેને ગુરૂ નામ આપવું છાજે.
બુદ્ધિ વિષે બળવાન, શાસ્ત્રના જાણ, વેદ પુરાણ, ભણ્યાની વ્યાપી;
પદવી ભારે સર્વથી તેમને આપી.
તેથી ગુરૂ એ કહેવાય, ઘણા પૂજાય, બતાવે ન્યાય, ધર્મની રીતે;
તેથી ત્રણ વર્ણો ચહી રહે વશ પ્રીતે.

ઝુલ્લણા.

ગુરૂનો "ભારે" એ અર્થ, વિદ્યા ભારે સમર્થ;
કદી વદે ન વાણી વ્યર્થ;
શીખવતાં ધારે બ્રહસ્પતિનું ડાચું,
ગુરૂ મહિમા કથને કરૂં હૃદય મમ સાચું. ૧

---

ગુરૂ શબ્દતણો ઉચ્ચાર, ગોર કહેનાર, થયા ગુમાર, અભણ અજ્ઞાની;
એ ગોર વખતમાં થઇ ધર્મની હાની.
સાચી વિદ્યા થઈ નષ્ટ, પ્રજા થઇ ભ્રષ્ટ, બ્રાહ્મણો કષ્ટ, પામવા લાગ્યા;
પરધર્મી જુલમીતણા માર બહુ વાગ્યા.
ગુરૂમાંથી ગુરૂતા ગઇ, ન વિદ્યા રહી, ખુવારી થઇ, કાળ બદલાતાં;
આયુષ મર્યાદા ઘટી, ધર્મહીણ થાતાં.
શી ફરજ ગુરૂની હોય, ન સમજે કોય, ઝાંઝવા તોય, નહિ જળ પાસે;
કહેવાતા ગુરૂ–વિપ્રથી ફલિત શું થાશે.
સત, ત્રેતા, દ્વાપર મધ્ય, ઋષિ ગુરૂ સુધ, હતા આરાધ્ય, દેવસમ જ્ઞાતા
ત્રણ વર્ણ ભણી નિજ ધર્મ થતા યશમાતા.
દર ઘરે ગુરૂ–જજમાન,વેદનું જ્ઞાન, સુ પામે દાન, આપતા લેતા;

નિજ ધર્મ બજાવવા, ગુરૂ કુસંપ થૈ રહેતા.
ગુરૂ વસિષ્ટ, દ્રોણાચાર્ય, બીજા ગુરૂ આર્ય, અલૌકિક કાર્ય હતા કરનારા
તે સમે વરસની ખરી સ્વર્ગ સુખધારા.
ગુરૂતણા પ્રતાપે કરી, દિવ્ય નૃપ વરી, ભરત ભૂ ઠરી, અતુલ સુખ પામી:
કોઇ બાબતમાં તે સમે રહી નહિ ખામી.

ઝુલ.

કળિયુગના ગોર તમામ, જાણતા નથી નિજ નામ;
ભણવું એ નામ હરામ, રાખે છે ડોળ દમામ.
ખોટાં કરવાને કામ, પકડીને મારગ વામ,
નિશાવશ બને ગુલામ, કરી પાપ રળે છે દામ,
નાપાક નજર કરી શામ, જજમાન ગૃહે ધરી હામ,
ચૂંથે ચૂંબન કરી ચામ, એવાને દેવા ડામ,
અવતરશે ફરીથી રામ, ત્યારે થાશે સુખ ધામ,
ગુરૂ પ્રતાપથી વિશ્રામ, હિંદમાં થાશે સૌ ઠામ.
ત્યારે રઘુવર શામને રહી મન રાચું,
ગુરૂ મહિમા કથને કરે હૃદય મમ સાચું. ૨

---

અગ્નિ ગુરૂ બ્રાહ્મણતણો, હોમ યાગનો, દેવના ગણો, ઇષ્ટ ફળદાતા;
સેવ્યાથી એને રહે સકળ સુખશાતા.
ત્રણ વર્ણતણા બ્રાહ્મણો, ગુરૂ મુખ ભણો, ફાયદો ઘણો, પ્રજાને કરતા;
મંત્રોથી વશ દેવને કરી દુઃખ હરતા.
બ્રાહ્મણના ઉપદેશથી, રૂડી શીખથી, જનોમાં હતી, નીતિ સંસારે;
બ્રાહ્મણનું ક્ષત્રી માન રાખતા ભારે.
વૈશ્યો પણ તાબે રહી, વર્તતા સહી, ગુરૂને ચહી, પૂજતા પ્રીતે;
શુદ્રો ગુરૂને માનતા દેવની રીતે.
ગુરૂ હતા ઘણા વિદ્વાન, શાસ્ત્રના જાણ, પ્રકાશે ભાણ, વિમળ બુદ્ધિથી;
સંધ્યાદિક વંદન કરે, ચિત્ત શુદ્ધિથી.
એ નિત્યકર્મ શુભ કરે, ધર્મ આચરે, શુદ્ધ ઉચરે, વેદની વાણી;
યજમાનગૃહે દે શીખ દયા દીલ આણી.
ના ક્રિયા ભ્રષ્ટ કદી થાય, મળે ધન-રાય, નહિ લોભાય, દ્રવ્યની આશે;
નહિ કામવશે થઈ જતા મોહને પાશે.

ઝુલ.

એવા ગુરૂદેવ મનાય, ન્હાના મોટા સૌ ચ્હાય, યજમાન હોય કદી રાય;
તેનાથી નહિ એ જાય, એ શાસ્ત્ર મારગે જાય, સંતોષ તરૂની છાંય.
સેવી અમૃત ફળ ખાય, આ સમે એવા ગુરૂ થાય, રહે નહિ કાચું,
ગુરૂ મહિમા કથને કહે હૃદય મમ સાચું. ૩

---

સ્ત્રીનો ગુરૂ છે નિજપતી, ધરી શુભ મતિ, બજાવે સતી, પતિની સેવા:
પતિ વિના બીજાને સ્ત્રીએ ગુરૂ નહિ કહેવા.
પતિનો ધરવો ઉપદેશ, ચહી હંમેશ, ન કરવો કલેશ, કોઇની સાથે,
સ્ત્રી કરે એકઠું પુણ્ય પતીને હાથે.
પતિ વિના બીજા મારફતે, થાય નહિ ફતે, જીવતો છતે, ધણી પરણેલો;
બીજો ગુરૂ જે થાય તે હોય મન-ઘેલો.
કદી જાય સ્વર્ગમાં પતી, હોય જો સતી, ન કરતી મતિ, બીજો ગુરૂ કરવા;
તે એકનિષ્ટ થઇ રહે ભવાબ્ધિ તરવા.
એ ધર્મશાસ્ત્રની વાત, કહી સાક્ષાત, સુણો સ્ત્રી જાત, ચિત્તમાં ધારો;
પતિ વિના બીજા ગુરૂ બગાડશે જનમારો;
પરભવ પણ ખોટો કરે, ચિતડું હરે, ગુરૂપદ ધરે, પારકી સ્ત્રીનું;
તેની સ્ત્રીને ફળ મળે નહિ નિજ બીનુ.
લગનની વખતનો કોલ, પતિનો બોલ, ધરી ઉર તોલ, પાળવો પ્રીતે;
પતિ ઇચ્છાથી કરવું નહિ અવળી રીતે.
શ્રી શંકરનો અવતાર, જ્ઞાન ભંડાર, ભાષ્ય લખનાર, ધર્મના ત્રાતા;
આચાર્ય જગતના ગુરૂ થયા વિખ્યાતા.
ડુબતાં ધર્મની વ્હાર, કરી ઉદ્ધાર, કિધો જયકાર, જૈનને વાર્યા;
નાસ્તિકપણે ડુબી જતા લોકને તાર્યા.
દિગ્વિજય કર્યો દશ દીશ, ખરા જગદીશ, ચઢેલું વીષ, ઉતારી નાંખ્યું;
અસ્તિત્વ આર્ય-ધર્મનું અચળ કરી રાખ્યું.
એમના શિષ્ય જે થયા, ગાદીપર ગયા, ધરી દીલ દયા, ચાર મઠ સ્થાપ્યા;
વેદાંત વિરોધી વિષય વાદને કાપ્યા.
પછી પરંપરા શિષ્યની, થઇ એમની, શરૂમાં બની, હેમની બાળા;
પાછળથી બગડી ગયા થયા ગુરૂ કાલા.
એ ગાદીના નામથી, વેશ-વર-યતા, કુબુદ્ધિ અતિ, લઈ ફેલાયા;

લોકને ઠગી ધન મેળવવા બહુ ધાયા,
ગાંડી ભોળી ગુજરાત, પડી જ્યાં રાત, ધર્મની વાત, ગઈ જ્યાં મારી;
ત્યાં ધુર્ત ઠગોએ ઢોંગ મચાવ્યો ભારી.
એવાથી થતાં નુકસાન, થયા હેરાન, મળ્યું નહિ માન, ખરા યતિઓને;
ઓ આર્ય ભ્રાત એ વાત જાગી તું જોને.
ખોટા ગુરૂ આડે પડે, પરસ્પર લઢે, પ્રજાને નડે, ઘણા મત ધારે;
બહુ પંથ પડ્યાથી કુસુંપ નિજ ઘર મારે.
દેશની ખરાબી થાય, પ્રજા રીબાય, બિલાડી જાય, વાંદરા પાસે;
રોટલો વ્હેંચતાં કટકો ગટ કરી ખાશે.
બીલ્લી બે વ્હીલી પડે, કપી કર ચઢે, ન પાછો જડે, એક પણ કડકો;
ઘર બથાવી પોતે તને બતાવે તડકો.
મા બાપ ગુરૂ કહેવાય, જનમ જ્યાં થાય, ઘણું શિખાય, એમની પાસે;
આજ્ઞા તેની પાળતાં ભલું હિત થાશે.
હસવા ખસવા બોલવા, ઉભે પગ થવા, ઝાલીને જવા, પ્રથમ જે દેવે;
એવાં ગુરૂને ધડપણે કોણ ના સેવે ?
જે નહિ સેવે તે બાળ, ખરો ચંડાળ, વ્હોરી લે આળ, વર્ણસંકરનું;
બીજાનું લાવી બીજ માત એ ખનું
પોષણ દૈ મોટો કરે, વસ્ત્રથી ભરે, પડ્યું દુઃખ હરે, કાળજી રાખી:
ગુરૂતા એ મા બાપની ટુંકામાં ભાખી.
દ્વિજ બનાવતાં ઉપદેશ, કરે જે બેશ, ધરાવે વેશ, બ્રહ્મચારીનો;
ગણવો તેને ગુરૂ સત્ય જ્ઞાન-ભ્હારાનો.
વિદ્યાનો દૈ ખોરાક; સુધારી વાંક, કરે ચાલાક, ઉલટ આણીને;
એ ખરા ગુરૂ શીખવે પુત્ર જાણી ને.
એ કૃપા કરી કરે સ્હાય, જ્ઞાન રસ પાય, કહ્યો નવ જાય, પાડ મહતાનો;
મરતા લગી એને પિતા ગણે જ્ઞ દાનો.
થતા હોય જીવની હાણ, કિમારે પ્રાણ, દીયે જીવદાન, ગુરૂને જાણો;
મોટા બંધવને પિતા સરખો માનો.
પાખંડ કરી ધન હરે, પેટ નિજ ભરે, અનીતિ ધરે, સેવકી સંગે;
એવા ગુરૂ સદ્‌બોધથી ચિત્ત શું રંગે ?

ઝુલ.

એવા ગુરૂનો લે ખ્યાલ, શોધી બર સાચો માલ, બતલાવે ખોટું વ્હાલ,

કૂતરા તણો કરી હાલ, દેશ તો થયો કંગાલ, પડવા લાગ્યા દૂકાળ:
મરકીએ કર્યા બેહાલ, એ ગ્રંની વાંકી ચાલ, આપી છે હિંદને ભાળ,
લૂંટે જ્યારે રખવાળ, ત્યાં શી કરવી સંભાળ, અળાઇ અંબાલાલ;
હિંદનો વદે હેવાલ, મરવા માંડ્યાં બહુ બાળ,
જગ પિતા ધરે જો ઢાલ: તો પડે અચ્યાનો તાલ,
સુખ શાંતિ-વિણા નાટકી-હૃદય ધરી નાચુ;
ગુરૂ મહિમા કથને કરો હૃદય મન સાચું. ૪

# સંસાર વિષે.

અવિનાશી અક્ષર એક, ધરી વિવેક, સ્મરૂં હું નેક, મતિ શુભ દાતા;
ગણનાયક તેતો દેવ વિશ્વ વિખ્યાતા.
સંસારતણો કહું સાર, સુણો દીલદાર, ધરીને પ્યાર, પ્રેમની વાણી;
સંપૂર્ણપણે એ ગતી ન એની જાણી.
એ ચમત્કારથી ભર્યો, અધર ઉદ્ધર્યો, અકર્તે કર્યો, સ્વતઃ નીસર્યો, કોણ એ જાણે ?
મથી ગયા મહા મુનિજનો કલ્પના જ્ઞાને.
પણ પાર ન પામ્યા કોય, સત્ય શું હોય, ઝાંઝવાં તોય, સરીખું દાખ્યું;
કલ્પના અનૂભવ તર્ક કરી બહુ ભાખ્યું.
ઉપનિષદ્ સાંગસત્ શ્રુતિ, સૂત્રને સ્મૃતિ, પુરાણે કૃતી, કરી પરવાર્યા;
કર ઝાલી કોઇએ પાર નહિ ઉતાર્યા.
એ અઘાત અર્ણવનીર, વિના કોઈ તીર, કહે છે કબીર, પાર ક્યાં જાવું;
મરી ગયે ડુબે દુનિયા નહિ પસ્તાવું.
મૃત્યુથી આવે પાર, ડુબે સંસાર, સાર અસાર, ગમે તે માનો;
જ્ઞાની સમજી ના વદે રહે છે છાનો.
બ્રહ્મે માયા નથી કરી. અનાદિ ઠરી, બ્રહ્મથી ડરી, દૂર તે નાસે;
પણ માયામાં પ્રતિબિમ્બ બ્રહ્મનું ભાસે.
માયાથી આ સંસાર, ત્રિગુણ પરિવાર, વધ્યો વિસ્તાર, ન લાગે પાર, નગણનાથાની;

બ્રહ્માંડ, સુરજ ગ્રહ મહીં દિશે બહુ જાતી.
પૃથ્વીપર જડ ચૈતન્ય, પ્રાણીનું સૈન્ય, જડોનું દૈન્ય, જોઈ મન હારે;
એ અસંખ્ય અણહદ બની વણસેં સંસારે.
શા માટે એ સૌ થાય, થઇ ક્યાં જાય, કવિ શું ગાય, જાય મન હારી;
આશ્વાસન માટે વેદ કૃતી અતિ સારી.

## સાખી.

અજ્ઞાને મન અકળાય, બહુ વિચારતાં ગભરાય, નિર્ણયપર નહિ જવાય;
સંસારની માયા માંય, એમ કહેછે ઋષિ મુનિરાય, શ્રદ્ધા રાખે સુખ થાય.
માયાહિણ બ્રહ્મ ગણાય, બ્રહ્મમાં લીન થઇ જાય, પેદા પણ ત્યાંથી થાય;

આવરણને વિક્ષેપ શક્તિ એ માની,
સંપૂર્ણપણે મેં ગતી ન એની જાણી. ૧

---

એ અણિવાર્ય પદ કહે, અનુભવ લહે, મુંગા તે રહે, ન બોલે જાદે;
ઝગડામાં તે નહિ પડે ધર્મ વિવાદે.
એ અસારને છે સાર, દ્વિગુણ સંસાર, કરી પોકાર, જ્ઞાનિઓ બોલે,
વિવેકથી એનું રહસ્ય શાણા ખોલે.
પહેલે બીજે આશ્રમે, સાર કરી રમે, કાલ નિર્ગમે, સાર લખું સારો;
ત્રીજામાં કરવા અસારના વિચારો.
ચોથા આશ્રમમાં જાય, અસાર જણાય, નક્કી ત્યાં થાય, કાય આ કાચી;
જો જોતામાં ફુટી જશે વાત એ સાચી.
એમ આશ્રમને અનુસાર, કરી વિચાર, જુઓ સંસાર, ખરો કે ખોટો;
અવસર વિણ વ્યાપારમાં થવાનો તોટો.
પહેલે મેળવી અધિકાર, પછી વ્યવહાર, કરો ધરિ પ્યાર, સાર શુભ જડશે;
નીતિ નૌકાથી તરી પાર તું પડશે.

## સાખી.

વિક્ષેપ શક્તિ પરિણામ, નીપજે આ દિવ્ય તમામ, ઇચ્છે જો જીવ વિરામ;
નીતિથી કર સૌ કામ, સુખથી જાશે દિન જામ,

પછી થશે થવાનું ઠીક ન થાશે હાની;
સંપૂર્ણ પણે મેં ગતી ન એની જાણી. ૨

---

સારી રીતે સર્યો જાય, નવાં કો થાય, ન દુઃખ જણાય, સરળ સુખદાઈ;
સંસાર સારનો ભર્યો જાણવો ભાઇ.
નીતિ માર્ગે સંચરો, સત્ય સધરો, પુણ્યથી ભરો, થોકના થોકો;
વાહ વાહ તમારી વદે જગતના લોકો.
એતો સાચો સંસાર, જાણવો યાર, સ્વર્ગને દ્વાર, કોણ જઈ આવ્યા;
ત્યાં સુખ નક્કી એ ખબર કોણ અહીં લાવ્યા.
જે જણાય છે તે તેજ, સૂર્યનું તેજ, જમીનમાં ભેજ, પવન આકાશે;
બ્રહ્માંડે તે દર પીંડ વિષેજ પ્રકાશે.
પ્રતિબિમ્બ ઇશ્વરી પડે, અંશ એ વડે, હિસારે ચ્હડે, સરકવા લાગે;
સંસાર પ્રકટ તે થયો જીવ ત્યાં જાગે.
કરશે જીવ સારાં કર્મ, પાળશે ધર્મ, સમજશે મર્મ, સાર તે જોશે;
નહિ તો થાશે નિઃસાર મળેલું ખોશે.
વાંકે રસ્તે જીવ જાય, ખતા બહુ ખાય, બગડતાં કાય, હાયને લ્હાય, રહે હૈયામાં,
મરતાં લગી તૃષ્ણા ધન દારા છૈયામાં.
એવા માટે સંસાર, કહ્યો નિઃસાર, શાસ્ત્ર રચનાર, હતા બહુ ડાહ્યા;
ખોટું બતલાવી નથી તમોને વાહ્યા.

## સાખી.

સત ચાલો તો છે સાર, ખોટી ચાલે નિઃસાર, ધન દારા સુતપર પ્યાર;
રાખવો નહિ હદ પાર, વરશો નીતિ સતિ નાર, ભોગવશો સુખ ભંડાર;

સમજાશે સાર અસાર પરમ સુખ માણી.
સંપૂર્ણ પણે મેં ગતિ ન એની જાણી.

---

મહાસાગરસમ સંસાર, વિષય લખનાર, ન પાપે પાર, ડબુકીયાં ખાતો;
હનુમંત સમો વીર પાર કુદીને જાતો.
શક્તિ એ ઇશ્વરતણી, રામજી ધણી, ચઢયો કર મણી, નહિ ગૂમાવો;
માનવ દેહે નીતિ ધરી લઈ લો લ્હાવો.
અવસર નહિ આવે ફરી, સ્વર્ગની પરી, કલ્પના કરી, તને બતલાવી;
ઉત્તમ કરવા ઉત્તેજક કળની ચાવી
સારે સારૂં ફળ હોય, ન નિંદે કોય, મઝા બહુ જોય, જીવે દીન ઝાઝા;

મરતા લગી પાળે સૌ જન એની માઝા.
એવું જીવ્યું પરમાણુ, નકી તું જાણુ, રામનું બાણુ, જતું નહિ ખાલી;
ક્ષણુ પળે વિચારો ભ્રાત રમુજ આ ચાલી.
ઘડી પળે જીંદગી ઘટે, વિરાજીત ઘટે, રામ નવ રટે, વિષય સંગ લાડે;
બીજા ભવને વાયદે છતું વણુસાડે.
આવ્યું ફળ ત્હારી સોડ, નહિ તરછોડ, તરૂપર જોડ, મઝાની આશે;
નહિ કળાય મરવા પછી કોણુ ક્યાં જાશે.
લાધ્યો હીરો હાથ, ભીડાવો બાથ, નીતિનો સાથ, ધરી રઘુનાથ,
વર્તમને ચાલો,
જીવતરનું બહેતર થતાં સદા સુખ મ્હાલો.

સાખી.

વર્ણવ્યો જરા સંસાર, મુજ મતિ મંદ લગાર, છે બ્રહ્મ અનંત અપાર;
તેનો તેવો વિસ્તાર, અજ્ઞાની હોય ગુમાર, માને તેને નિઃસાર;
વર્ણાશ્રમ થઇ વિચાર, સમજે જે શુભ આચાર,
તેને સુખ સુખ સંસાર કહેછે જ્ઞાની,
સંપૂર્ણપણે ગતી **અંબાલાલે** ન જાણી.

---

# જ્ઞાન વિષે.

ચિદાનંદ સત્ સ્વરૂપ જેનું, વેદ વિષે વર્ણન કીધું,
અસ્તિ જ્ઞાતી પ્રિય એવું વળી, બીજું નામ જેને દીધું;
નિત્ય મુક્ત ને શુદ્ધ બુદ્ધ જે, કોઈ કાળ નવ બદલાતો,
તેનું સ્મરણુ કરીને આજે, જ્ઞાનતણી કરીએ વાતો. ૧
"જ્ઞા" ધાતુનો અર્થ જાણવું, સંસ્કૃત ભાષાનો એ બોલ,
તે ઉપરથી જ્ઞાન એટલે, જાણપણાથી કરે કલોલ;
કલોલ સૌને કરાવતું તે, જ્ઞાન ખરૂં પરબ્રહ્મતણું,
બ્રહ્મ કોણુ તે જાણ થયા પછી, રહે નહિ જાણવાપણું. ૨
બ્રહ્મજ્ઞાન વિણુ બહુ જાતનાં, જ્ઞાન બીજાં જે સંસારે,
તે આ દેખીતી દુનિયામાં, ઉપયોગી પડતાં ભારે;

દેહતણો સંબંધ જીવની, સાથ રહેશે જ્યાં સુધી,
ત્યાં સુધી એ બીજાં જ્ઞાનને, વાપરશે શાણી બુદ્ધિ. ૩
દેહ પછી ખપ કશો ન એનો, બીજા કાજ મૂકી જાવું,
પરોપકારી કાર્ય કરીને, મરણ સમયે રાજી થાવું;
પણ પોતાનો સ્વાર્થ એટલે, મનુષ્યરૂપી દેહ ધરી,
જે કરવાનું તે નહિ થાતાં, ધરવો પડશે જનમ ફરી. ૪
ફરી જનમ નહિ આવે એવી, ઇચ્છા જે જન ચિત્ત ધરે,
તે પોતે પોતાના રૂપને, ઓળખવા વિચાર કરે;
પોતે પોતાને ઓળખવું, એજ સર્વથી મોટું જ્ઞાન,
માયાની છાયા પડવાથી, અંધાઈ થયું તે અજ્ઞાન. ૫
બ્રહ્મતણી શક્તિ તે માયા, લાંબી ને વળી ટુંકી થાય;
પ્રચંડ બ્રહ્માંડો નીપજાવે, જે પાછી વળી લય થઈ જાય;
જીવ આવરણ શક્તિ કેરો, પડદો પડતાં ભૂલે ભાન;
બ્રહ્મતણું પ્રતિબિંબ જીવતે, ઉપાધી સાથે છે અજ્ઞાન. ૬

## સાખી.

માયાના ત્રણ ગુણતણી ઉપાધી લાગે, કૂટસ્થા આતમા દેહ વિષે રહી જાગે;
પ્રતિબિંબ તેહનું ઉપાધી સાથે વાગે, એ જીવ થઇ "હુ" કહે મોહ અનુરાગે
મન બુદ્ધિને ચિત્ત ધર્મથી ફરે વિશ્વમાં અથડાતો,
સ્મરણ બ્રહ્મનું કરીને આજે જ્ઞાનતણી કરીએ વાતો.

---

ધર્મજ્ઞાન તે આ દુનિયામાં, ઉપયોગી સૌથી છે શ્રેષ્ટ,
બીજાં જ્ઞાન ઘણાં ખપનાં પણ, ધર્મજ્ઞાનથી તે સૌ હેઠ;
ધર્મજ્ઞાનથી મન વશ કરતાં, ચિત્ત•શુદ્ધ નિર્મળ થાશે,
બુદ્ધિ નિશ્ચય કરનારી તે, પવિત્ર નીતિ પંથે જાશે.
ધર્મજ્ઞાનથી કુકર્મ કેરાં, પાપ કર્મથી અટકશે;
હળી મળી સૌ પ્રાણી સાથે, હેત ધરી જીવ હરખાશે.
વેર ઝેર કંકાસ કલેશના, બીજ કદી નહિ રોપાશે;
જીવને પડતાં દુઃખો પૈકી, અડધાં દૂર હઠી જાશે.
ધર્મજ્ઞાન તે વેદ સ્મૃતિને, પુરાણ વિષે છે ભાખ્યું,
રામાયણને ભારત મધ્યે, કોઇક પાને લખી રાખ્યું.

શુક્ર, વિદુરે, ભર્તૃહરીએ, નીતિ કેરા ગ્રંથ કર્યા,
ધર્મસિંધુને નિર્ણયસિંધુ, ગ્રંથો બોધે બહુ ભર્યા.
ધર્મ એટલે આ સંસારે, જે કરવાથી સુખી થવાય,
મરણ પછી કહીં હોય જનમવું, તોપણ ત્યાં ઉત્તમ ગતિ થાય.
પાછળ સારી રહે વાસના, સંતતિને ફળ તે આપે,
એજ પ્રમાણે ધર્મજ્ઞાન વળી, અનંત દુઃખનાં મૂળ કાપે.
ધર્મ વિષે વળી આજ પુસ્તકે, અન્ય સ્થળે વિસ્તાર કર્યો;
તે ઠેકાણે વિવધ જાતના, ધર્મતણો છે અર્થ ધર્યા.
સદ્બુદ્ધિથી સર્વ જાતનું, ધર્મજ્ઞાન મેળવવાને,
દરેક સજ્જન કોશીશ કરશે, સંતતિને કેળવવાને.
આર્ય લોકનો ઉદયાચલ ગિરિ, નમી ગયેલો થશે ટટાર,
અસલ સમયના સુખના દાંડા ફરી જોશો હિન્દુ સંસાર.
ધર્મજ્ઞાનથી આ ભવ મધ્યે, આત્માજ્ઞાન નથી ચઢીઆતું;
ધર્મ ભૂલ્યો અર્જુન તે વારે. કૃષ્ણે જ્ઞાન કર્યું માતું.
ધર્મતણો ઉપદેશ થયા પછી, આત્મજ્ઞાન છે ઉપયોગી,
કર્મ ધર્મથી શુદ્ધ થઇ, નિષ્કર્મ ધર્મ સજશે યોગી.
ગૃહસ્થ કેરા આશ્રમ મધ્યે, કર્મ ધર્મનું જ્ઞાન ભલું,
સન્યાસીનો આશ્રમ લેતાં, બ્રહ્મજ્ઞાનમાં ધર પગલું.

**સાખી.**

એ વિવેકથી દર પગલે પગલે ચાલે, દર આશ્રમમાં તે સુખ સંપતથી મ્હાલે;
પાછો પડશે ઉછળી કૂદતાં ફાળે, બમણા જોરે તે વ્યથા જીવને સાલે,
બીન રતના ફળનો સ્વાદ નહિ કો કાળે,
ધર્મજ્ઞાનથી વર્તન કરતાં સફળ થશે આ ભવ માતો,
સ્મરણ બ્રહ્મનું કરીને આજે, જ્ઞાન તણી કરીએ વાતો.

---

સંસારે વ્યવહાર જ્ઞાન પણ, ઘણુંજ ઉપયોગી જાણો;
જન મંડળમાં કેમ વર્તવું, એ અક્કલ ઉરમાં આણો.
એક બીજાશું પ્રસંગ પડતાં, કેમ બોલવું શું કરવું ?
સામાનું મન રીઝવવાનું, જ્ઞાન સદા મનમાં ભરવું.
વાંચન સિદ્ધિ, હિસાબ રિદ્ધિ, એ બે જ્ઞાન વિના જે હોય;
અડચણ તેને સુણી પડે ને, પશુ સમાન ગણે સૌ કોય.

કુટુંબ કેરા પોષણ સારૂ, હર કોઈ ધંધો કરવાને;
જ્ઞાન મેળવો જરૂરનું તે, દ્રવ્ય રળી ઘર ભરવાને.
સ્ત્રી પુત્રાદિક સગાં સહોદર, કોને કેટલું શું દેવું;
માત પિતા ગુરૂ મિત્ર પિડિતનું, સંકટ સઘ હરી લેવું.
પુસ્તક પઢતાં સર્વ જાતનું, જ્ઞાન પૂર્ણ ના કદી મળે;
લક્ષ ધરી અવલોકન કરતાં, મનન કર્યાથી જ્ઞાન મળે.
જે ધંધો કરવાને લાયક, પોતે પોતાને માને;
તેને લગતું ભણી ગણી મન, કેળવવું સુંદર જ્ઞાને.
ન્યાય, શિલ્પ, વૈદક ને યાંત્રિક, જ્ઞાન ઘણા થોડા પામે;
ખગોળ ને પૃથ્વીનું તગીઉં, યુદ્ધ કળા શત્રુ સાલે.
સર્વ જ્ઞાન એ રજોગુણનાં, મોજ શોખને વધારવા;
સત્વતણું તો બ્રહ્મજ્ઞાન છે, જીવાત્માને સુધારવા.

## સાખી.

તામસ ગુણ તે અજ્ઞાન સદા અંધારૂં, નિદ્રા, નીસો બેભાન સ્થિતિ જડ ધારૂં;
અજગર બેઠી પૂતળું દીસે નહિ સારૂં, એ કેવળ પત્થર માત્ર પ્રાણ ધરનારૂં.

જ્ઞાનશુન્ય અજ્ઞાની એતો પશુથી હલકો લેખાતો,
સ્મરણ બ્રહ્મનું કરીને આજે, જ્ઞાનતણી કરીએ વાતો.

---

ક્રિયા કોઇ પણ કરવા કેરી, મેળવવી જે માહિતી;
એક જાતનું જ્ઞાન ગણાયે, વાત કહેવાની રીતિ.
નજરે પડતી વસ્તુ નિરખવી, મનન કરીને મન ધરવી;
શું છે? કેવળની? શા કામે? કેવી રીતે વાપરવી?
અનુભવ કરતાં અનેક રીતે, જ્ઞાન થાય સૌ બાબતનું;
ભોજન સંબંધીનું સઘળું, જ્ઞાન ઘણું છે અગત્યનું.
કેવું ખાવું? કેટલું ખાવું? ક્યારે ખાવું? ક્યે સ્થળે?
શરીરને આરોગ્ય રાખવા, ઉપયોગી એ જ્ઞાન મળે.
અડધું આયુષ્ય જતા લગીમાં, આ દુનિયાનું જ્ઞાન સજો;
શરીર નમવા માંડે ત્યારે, પર દુનિયાનો માર્ગ ભજો:
પોતે પોતાને ઓળખવું, "હું" તે કોણ? શરીર વિષે;

આંખ, કાન, પગ, કર કે માથું, રક્ત, માંસ, કે વિર્ય દીસે.
એ મધ્ય "હું" નથી એક પણ, મન બુદ્ધિ કે ચિત્ત નથી;
અહંકાર, અજ્ઞાન, અવિદ્યા, ઋષિઓ પૂર્વે ગયા મથી.
માયા મૂળ બધી કાયાનું, પ્રકૃતિ જેને સાંખ્ય કહે;
બ્રહ્મ વિષે એ સ્વભાવ શક્તિ, વેદાન્તી અનુભવે લહે.
થાય, વધે ને ઘટતાં ઘટતાં, ઘટી જાય ને મરી જતી;
સકળ દ્રવ્ય એજ અવસ્થા, સ્વભાવ શક્તિ થકી થતી.
શુદ્ધ તત્વ ચૈતન્ય રૂપ જે, સદાય જેવું ને તેવું;
વ્યાપિ રહ્યું પરિપૂર્ણ વિશ્વમાં, સત્ય બ્રહ્મ તે "હું" કહેવું.
જૂદી જૂદી ઉપાધીથી તે, જૂદાં રૂપ પ્રકાસે છે;
ત્રણ ગુણ કેરા મિશ્રણથી, સૌ સ્વભાવ જૂદા ભાસે છે.
સર્વ ઉપાધી વેગળી કરતાં, સૌ ચીજમાં જે શેષ જણાય;
સર્વ વિષે સામાન્ય એક તે, "હું" કહેનારૂં બ્રહ્મ ભણાય.
મન બુદ્ધિ ને ચિત્ત ઇંદ્રિયો, અહંકાર અજ્ઞાન થકી;
અંધારામાં દૃષ્ય વિષયના, સુખનો અનુભવ કરે નકી.
પુરૂષાર્થ કરી અંધારાનો, જ્ઞાન દીપથી અભાવ થાય;
ત્યારે "હું" એ બ્રહ્મરૂપ છું, એવું નિશ્ચયથી પરખાય.
ઇંદ્રિયોથી ઊપજનારાં, સુખ સારાં એ વાત ખરી;
પણ એ નિત્ય નથી ટકનારાં, શાસ્ત્ર બતાવે સિદ્ધ કરી.
અનંત સુખનો અનુભવ કરવા, નમતી વયમાં યત્ન કરો;
સર્વ જ્ઞાનથી ઉત્તમ એવા, બ્રહ્મજ્ઞાનનો વહે ઝરો.

**સાખી**

જ્ઞાનની બાંના મેં ટુંકમાં અત્રે આપી, સૌ જ્ઞાન થકી સૌ કાળ રહે સુખ વ્યાપી;
લઘુ મતિ જ્ઞાનની સીમા શકે શું માપી? નહિ સમજે માયા મૂઢ વિષયીજન પાપી

**અંબાલાલ** અભયપદ કરી કાવ્ય વિષે વાતો ગાતો;
સ્મરણ બ્રહ્મનું કરીને આજે, જ્ઞાન તણી કરીએ વાતો.

# વિદ્યા વિષે.

દેવી શ્રી સરસ્વતિ, કરૂં વિનંતિ, સરળ શુભ મતિ, કરો આ ટાણે;
વિદ્યાદેવી પુંજાય સર્વ ઠેકાણે.
વર્ણન એનું શું થાય, કર્યું નવ જાય, કયે સ્થળ માય? કથા વિદ્યાની;
તોપણ બીડે છે હામ અતિ અજ્ઞાની.
વિદ્યા છે બ્રહ્માકાર, સમુદ્ર અપાર, સર્વનો સાર, તત્વ એ મોટું;
વિદ્યા વિણ બીજું બધું સર્વદા ખોટું.
માણસને બીજા પ્રાણ, વનસ્પતિ પ્હાણ, ખનિજની ખાણ, બન્યાં બહુ ભાતી;
માણસ બીજાંથી ચઢે માત્ર વિદ્યાથી.
માણસ તો બોલી શકે, જ્ઞાન બળ થકે, નિત્ય એ ટકે, કાળ અનંતે;
વિદ્યા કદી મરતી નથી સૃષ્ટિને અંતે.
વિદ્યા વેદાંતે બ્રહ્મ, દર્શને મર્મ, યજ્ઞમાં કર્મ, શાસ્ત્રમાં ધર્મ, બહુ રૂપી એ;
અમૃતમય પ્હેલું રૂપ જ્ઞાનિઓ પીયે.
બીજું અમૃતની સમાન, કરે જો પાન, બ્રહ્મનું ભાન, જણાવે જીવમાં,
પૂરણ પ્યાલો પી જતાં, મિલાવે શિવમાં.
ત્રીજી કુપ્પી મધતણી, કલમ બ્રાહ્મણી, વર્ણવે ઘણી, સરસ ફળ વ્યાપે;
ચોથું ગંગાજળ પીયે પાપ સૌ કાપે.
એવી રીતે એ ચાર, થયા પ્રકાર, ઉંડે વિચાર, ધ્યાનમાં લેવા;
અનુભવતાં ચારે મળે મીઠડા મેવા.

ઝુલણ.

એ ઉત્તમ વિદ્યા જાણુ, બીજી નહિ એજ સમાન;
જડશે એથી નિર્વાણ; એ ખરા હીરાની ખાણ.
પ્રગટે ભીતરમાં ભાણ, કરશે તિમિરની હાણ;
હાંકી કાઢી અજ્ઞાન અમર સુખ માણે.
વિદ્યાદેવી પુંજાય સર્વ ઠેકાણે.

---

વિદ્યાથી શોભે અંગ, કયે સત સંગ, સભામાં જંગ, જીભથી જીતે;
ન્યાયથી વાદવિવાદ કરે શુભ રીતે.

વિદ્યા ભેજુ' કેળવે, જ્ઞાન મેળવે, જેમ રેલવે, સુગમતા આપે;
વિદ્યા વિધ્નોને તરત ત્વરાથી કાપે.
વિદ્યાથી થાય વિવેક, વધારે ટેક, બતાવે નેક, માર્ગ નીતિનો;
નીચેથી ઉંચે લઇ જનારો જીનો.
યોગતા વધે એ વડે, દ્રવ્ય સાંપડે, ભાગ્ય નીવડે, નૃપતિના જેવું;
વિદ્વાન વધે નૃપ થકી એમ પણ કહેવું.
રાજાને તેની પ્રજા, કરાવે મઝા, ઉડાવે ધજા, ખુશામત કેરી;
વિદ્યાને સૌ દેશમાં ચહે નર મેરી.

ઝુલ.

વિદ્યા ધન ઉંચી જાત, નહિ ભાગ માગશે ભ્રાત;
વધશે દા'ડો ને રાત, નહિ જાય ચોરને હાથ.
પઢતાં શિષ્યોની સાથ, વિદેશે કરે વિખ્યાત;
એ નિત્ય વસ્તુ સાક્ષાત, નહિ થાય પ્રલયમાં ઘાત.
વિદ્યા તો તેજે બ્રહ્મજ્ઞાન પિછાને,
વિદ્યા દેવી પુંજાય સર્વ ઠેકાણે.

---

લેખન વાંચન આવડે, લખે ચોપડે, ગણે આંકડે, આપવું લેવું,
બાળક શુદ્રોનું ભણતર એને કહેવું.
ગણી શકે વડા હિસાબ, કરેજ વિવાદ, શકે દે જવાબ, જગત વ્યવહારે;
ઘણી બાબતનું સામાન્ય જ્ઞાન પણ ધારે.
કોઇ રાજ્યનીતિ શીખશે, પ્રવિણ બહુ થશે, મને ઇચ્છશે, મુલકશર કરવા,
ચ્હાશે પરદેશી દ્રવ્ય સ્વદેશે ભરવા.
કોઇ ખાસ વિષય અભ્યાસ, ધરી વડી આશ, કરે જે ખાસ, થાય ઋદ્ધિમાતે;
ધન માન મળે વખણાય વળી યશ માતો,
કોઈ જાણી દે સંસાર, ધર્મનો સાર, લહે સુખકાર, તત્વ વિચાર, જ્ઞાનથી જાણે;
ઐહિક સુખને ગણી તુચ્છ પરંપદ માણે.
વિદ્યાના મુખ્ય પ્રકાર, કહ્યા મતિ સાર, સુણો નર નાર, ચિત્ત ચોટાડી;
સારો લાગે તે ગ્રહો નજર પહોચાડી.
જેવું જેટલું જે ભણે, તેવું તે લણે, સુવિદ્યા જણે, સકલ ગુણ સારા;
સદ્વિદ્યા ચિત્તે ભરે સુધા-રસ ધારા.

ઝુલણા.

વિદ્યા સાધન છે શ્રેષ્ટ, એનાથી બીજો હેઠ,
ધન સાધન તો છે વેઠ, વિદ્યા પહોચાડે ઠેઠ;
પશુ પક્ષી ભરે છે પેટ, સૌનું ચાલે છે રેંટ;
વિદ્યાથી ઉંચી ભેટ, શું કરે અબજપતી શેઠ,
કીધો સદ્‌વિદ્યા સંગ અકલી મુનિ શાણે, વિદ્યાદેવી પુંજાય સર્વ ઠેકાણે.

---

પુર્વની વાસના વડે, જનમતાં જડે, પછી સાંપડે, સમજણ થાતાં;
ધીમે એકઠું થાય ઉંમરમાં જાતાં.
જે જે કાંઇ નજરે ચડે, મગજમાં અડે, છાપ ત્યાં પડે, જ્ઞાન તંતૂમાં;
એમ સમજ શક્તિ ખીલતી જીવ જંતુમાં.
મળતાં ભેજામાં જાય, એકઠું થાય, જ્ઞાન કહેવાય, બ્હાર ભીતરનું;
એ ગ્રાહ્ય શક્તિના પ્રમાણમાં દર નરનું.
જેવો પૂરવ સંસ્કાર, જનમતી વાર, થાય તૈયાર, ગર્ભમાં પડતાં;
જનમ્યા પછી સંગતસમાં જ્ઞાન બીજ જડતાં.
એ રીતે ભીતર બ્હાર, જ્ઞાન ભંડાર, બને તૈયાર, વધારે થોડો;
ખોરાક પ્રમાણે ખીલે જ્ઞાનનો ઘોડો.
પૂર્વનું ભણેલું, અહીં આણવું, પછીથી નવું, અહીં જાણવું, જ્ઞાન કહેવાય;
વિદ્યા તે આ પાછલું જાણવું થાય,
શક્તિ જેવી પૂર્વની, મગજમાં બની, કરે પ્રતિ ધ્વની, તેટલે જોરે;
વિદ્યા ઓછી કે વધુ મળે તે જોરે.

ઝુલણા.

આંખો બે પ્રાણીની જાત, વિદ્યાની ત્રણ સાક્ષાત,
યોગીના લોચન સાત, જ્ઞાનીના અસંખ્યાત,
ચાણાક્ય વિષે પ્રખ્યાત, ઉપદેશ કર્યો છે ભ્રાત;
ચિત્તમાં ધરશો એ વાત, તો થશો ઘણા રળિયાત.
વિદ્યાની કિંમત ખરો ઝવેરી જાણે–વિદ્યા દેવી પુંજાય સર્વ ઠેકાણે.

ઝુલણા. ૨ જો

વિદ્યા વિદ્યામાં ફેર, એ કરતી લીલા લ્હેર,

સદ્‌વિદ્યા જેને ઘેર, તે પર ઇશ્વરની મ્હેર;
મેલી વિદ્યા છે ઝેર, વરતાવે કાળો કેર.
ચઢતાં એ આડી શેર, વાવે સૌ સાથે વેર,
વેતરશે નવનું તેર, કહે અંબાલાલ ફેર, વિદ્યા શોભાવે શહેર;
વિદ્યા વિણુ ચારે મેર, રાજ્યમાં દિસે અંધેર;
વિદ્યા વિણુ વંઠયું નહિં સુધરે જાણે, વિદ્યાદેવી પુંજાય સર્વ ઠેકાણે.

---

# સાધન સંતુષ્ટય.

ઓ સરસ્વતિ માવડી, દેરી તું વડી, પવન પાવડી—સમી મતિ દેજે,
વેદાંત વિષય વર્ણુંના વિઘ્ન હરિ લેજે.
વેદનું તત્વ વેદાંત થતાં કલ્પાંત, બને છે શાંત, સૃષ્ટિના પ્રાણી;
સ્થાવર જંગમ બધ્ડ નાશ પામતી જાણી;
નાશીને ત્યાં ક્યાં જાય, ગતી શું થાય ? નહિ સમજાય, ઉંઘનારાને;
જાગાને જોતાં જણાય એ સૌ જ્ઞાને.
અજ્ઞાને જે ઉંઘશે, જીવતે જશે, ફરી જનમશે, ફરીને મરશે,
એ રાતે વારંવાર કાય બહુ ફરશે.
દેખાય બધું દ્રષ્ટિએ, અહીં સૃષ્ટિએ, જનમ તે લીયે, મોતને પામે;
ના મળે કોઈ ચીજ અનંત એવે નામે.
ખોળી જોતાએ વાત, જગતની માત,-તણી પણુ ઘાત, થાય કો વારે,
નહિ અસ્ત વગરની વસ્તુ દીસે સંસારે.

ઝુલ.

ના નિત્ય કોઇ દેખાય, સૌ અનિત્યમાં લેખાય;
માયા જે સૌની માય, તેનો પણુ અંત જણાય;
એ ભલે અનાદિ ગણાય, પણુ અનંત ના કહેવાય,
એ નિત્ય જેથી પરખાય, તે વિવેક નામ વદાય,
એવું છે એકજ બ્રહ્મ નિત્ય તે કહેજે,
વેદાંત વિષય વર્ણુંને વિઘ્ન હરિ લેજે.

---

વેદાંત જ્ઞાન જાણવા, પાત્રતા થવા, ગુરૂ ઘેર જવા, યોગ્યતા આવે,
તે કારણ સાધન ચાર વેદ બતલાવે.
વિવેક પહેલે ભણું, છ સંપત ગણું, મુમુક્ષુપણું, અને વૈરાગ્ય;
૧ ૨ ૩ ૪
સાધન એ મળશે ચાર હશે ધનભાગ્ય.
જે રહે સદા સૌ દેશ, ન બગડે લેશ, ટકે હમેશ, જેવી ને તેવી;
એવી વસ્તુ છે એક નિત્ય તે કહેવી.
બીજી રૂપે બદલાય, કદે ઘટી જાય, વળી લય થાય, કોઈ પણ કાળે.
એ અનિત્ય મિથ્યા વસ્તુ સદા નહિ ચાલે.
એ નિત્યાનિત્ય વિચાર, સમજીને સાર, કરે બહુ વાર, સત્ય તે પરખે;
વિવેક કર્યો કહેવાય, ચિત્ત બહુ હરખે.
બીજું સાધન વૈરાગ્ય, વિષયનો ત્યાગ, તજો ખટરાગ, પ્રવૃત્તિ કેરો;
નિવૃત્તિ વિષે સ્થિતિ કરી ચિત્તને ઘેરો.
ફળ-ઇચ્છા કર વેગળી, લાગશે ગળી, પરંતુ મળી, આખરે કાળી;
સાબુથી ધોતાં નહિ ઉજળી ભાળી.
પુણ્યથી જતાં સ્વર્લોક, ભોગવે ભોગ, ન લાગ રોગ, સુધારસ પીસે;
પણ ઘટી જતાં તે પુણ્ય પડે ભુ વિષે.
છે અનિત્ય સઘળા ભોગ, કરમ સંજોગ, સાધતાં જોગ, મળે સૌ આવી;
ત્યાગો તેને વૈરાગ્ય ખરો મન વાવી

ઝુલ.

ફળ આશે ન કરો કામ, મુકો મનમાંથી મામ:
સૌ કાર્ય કરો નિષ્કામ, ઓળખવા આતમરામ;
જો હોય હ્રદયમાં હામ, તો તજો ક્રોધ ને કામ:
વૈરાગ્ય વિષે વિશ્રામ, તૃષ્ણાદિ વેગળી કરી, શાંત થઈ રહેજો,
વેદાંત વિષય વર્ણને વિઘન હરી લેજો.

---

ત્રીજું સાધન સંપત્તિ, સુધારે મતિ, બનાવે યતિ, અધિકારીને;
ખટ રીતે મન વશ કરે રીપુ મારીને,
વર્ણન ખટનું શુભ રીત, ધરીને પ્રીત, ગાઈશું ગીત, જુદી લાવણી એ,
અહીંયાં ષટ્ સંપત તણા જરા ગુણ ગાઇએ.

શમ દમ હાથે ધરી હામ, જગતના કામ, થકી વિશ્રામ પામવો જે છે;
ઉપ રતી વેદવિદ પુરૂષ તેને કહે છે.
નિગ્રહ મન ઉપર કરી, વિષય પરહરી, ક્ષમા ઉર ધરી, નીતિએ ચાલે;
નીતિક્ષા શ્રદ્ધા સમાધાન મન વાળે.

ઝુલે.

એ પદ સંપત્તિ સાર, એનો મોટો આધાર;
દૂર કરે મનોવિકાર, દાબી દે દુષ્ટ વિચાર,
આણે ઉજળો આચાર, એડો ઉતારે પાર;
સદ્‌વૃત્તિનો ભંડાર ભરી દે ભેજે,
વેદાંત વિષય વર્ણન વિઘ્ન હરી લેજે.

---

રૂડી રીતે ચાલતાં, વિકારો જતાં, શુદ્ધ મન થતાં, શુભેચ્છા ધારી;
રાખો ચિત્તે ભાવથી મોક્ષ મળનારી.
એ રીતે સાધન ચાર, બને તૈયાર, મળે અધિકાર, શ્રેષ્ઠ ઉપદેશી;
એવા નૈષ્ઠિક ગુરૂ બોધ શુભ દેશી.
મરીને ફરી ના જન્માય, સ્વધામે જાય, બ્રહ્મ સમ થાય, મોક્ષ તે જાણો;
ઇચ્છા તેની મુમુક્ષ રાખશે શાણો.
સદ્‌વિદ્યા બ્રહ્મનિધાન, મેળવે જ્ઞાન, કરે નિજ ભાન, જાગૃતિ આણે;
શિવત્વ પામીને ખરૂં તત્વ તે જાણે.
બાકી બીજું ના રહે, અનુભવ લહે, નિરંતર વહે, જ્ઞાનની ધારા;
જાગી જોતાં શિવ નથી વેગળા ન્યારા.

ઝુલે.

એ જીવ શીવ છે એક, મનમાં રાખીને ટેક;
ધારી વૈરાગ્ય વિવેક, કરણી કરશે જે નેક.
તદરૂપ બને તે છેક, જો હોય પુરવનો લેખ,–બને સૌ રહેજે,
આ અંબાલાલનું વિઘ્ન હરી હરી લેજે.

# પ્રેમની વાણી.

## શાર્દૂલવિક્રીડિત.

નાના કોટિ અનંત જાતિ જીવની, સંસારમાં સ્ફૂરતી;
જેનું ધ્યાન ધર્યાથી જ્ઞાન મળતાં, પામે પ્રભૂની ગતી.
જેને એકજ ધામ સર્વ જીવનું, મોક્ષ પ્રદાયી ગણે;
તે મારા સર શેઠજી વસનજી, કેરી ત્રિપીડા હણે. ૧

આપી આશિષ ગ્રંથ આ લઘુ મતીથી પદ્ય રૂપે કર્યો;
સાચો સ્નેહ લહી વિવેકિ જનના, પ્રેમી કરાગ્રે ધર્યો.
ચોકમા ચિત્તથી ચ્હાઉં છું કરણિનો, સંજોગ સારો થવા;
ઇચ્છો એમજ આપ, હેત ધરિને, હોંસેથી સ્વિકારવા. ૨

## વસંતતિલકા.

પુણ્ય પ્રભાવ થકિ, આપનીં આશ મારી,
સંબંધ સ્વાર્થ વિણુ હોઇ નિરેછ સારો:
પ્રીતિ સદા બનીં રહે, લઇ એજ ખ્યાલ,
આ અર્પું તે કર ગ્રહો, ઉપજાવિ વ્હાલ. ૩

## ઉપેંદ્રવજ્રા.

**વ**સો ગૃહે સંપત ચીરકાલ
**સ**દા રહો સંપથીં દાર, બાલ
**ન**રા રહે દેહ, વિવેક જાગે
**જી**નેશ પાસે નિજ દાસ માગે. ૪

**શ્રી**લોકમાં ઉજવલ કીર્તિ પામો
**ક**લ્યાણુ-કારી કરિને સુકામો
**મ**નુષ્ય પ્રાણી તણું હીત ચ્હાજો
"**જિ**"કાર બોલી જીન ગૂણ ગાજો. ૫

## માલિની.

†વસન જગત કેરૂં જેમ આકાશ ભારે
*વસન દિન જનોનું, આપ છો સદ્વિચારે
ઋતુ મહિ જમ સૌથી શ્રેષ્ઠ ખીલે વસંત
સુજન જન સમાજે, શેઠ છો **જી વસંત** ૬

## શાર્દૂલવિક્રીડિત.

અંતે મંત સમાન સજ્જન વિષે હું પૂજ્ય બુદ્ધિ ધરૂં
બાકીના સૌ લોક આગળ ખરા, સદ્ભાવથી ઉચરૂં
લાલી લાલ ગુલાબની નહિ ટકે, ચાલી જશે ચારમાં
લેશે બોધ ઠસાવિ તો સુખી થશે આ બ્રહ્મ વીચારમાં¶
દાખ્યો છે ઉપદેશ વ્યાસ મુનિએ-વેદાંત સુત્રો વિષે,
મોટે વંશ પરંપરાથી મુનિઓ બોલી ગયા જે દિસે;
તેના સાર તણો સંવાદ અહીંઆં, ગ્રંથે ભરૂં હું જરા,
ડાહ્યા પુખ્ત વિચારવંત પુરૂષે, ચાખી થશે †શંકરા.

## આર્યા

નિર્મળ અંતઃકરણી, અર્પુ છું શેઠજી સ્વિકાર કરો;
લેવડ દેવડ કરવા તત્પર શ્રીમંત શાહુકાર કરો.

---

† ઢાંકણુ * ઢાંકણુ, વસ્ત્ર.
¶ દિવસ ચારમાં ટુંક મુદ્દતમાં તેતરીતામાં.
† સુખના કરનારા



# ષડ્ સંપત્તિ.

વેદાંત વિષય વીચાર, સમજવા સાર, લઉં આધાર, શાસ્ત્ર માનો;
સૌ ધર્મ પંથનો પિતા વેદને માનો.
સઘળા ધર્મોના ગ્રંથ, લખી ગયા સંત, તે થકી પંથ, નીકળ્યા ઝાઝા;
સૌને માથે વેદાંત શિરોમણી રાજા.
બૈબલ કે શાસ્ત્ર પુરાણ, અસર કુરાન, તણું અનુમાન, વખતનું થાયે;
પણ વેદ બન્યાનો વખત નહિ સમજાયે.
કહેવાય અનાદિ વેદ, ઉંડો છે ભેદ, નહિ પરિચ્છેદ,–શકે કો કરવા;
એ અપૂર્વ નૌકા બની ભવાબ્ધિ તરવા.
માનવ ને બીજા પ્રાણ,–તણું કલ્યાણ, થવાની ખાણ, અખુંટ ભંડારી;
થોડી કે વધતી બીના બધી વિસ્તારી.
કર્તવ્ય કર્મની વાત, વિગતની સાથ, માનવી જાત,–કાજ બતલાવી;
સંસાર વિષે સુખ થવા રીતિ સમજાવી.
બાકી નથી રાખ્યું કાંઈ, જગતની માંહી, બને જે આંહી, સર્વ તે ભાખ્યું;
સૌ કાળ દેશનું જ્ઞાન વિવિધ ભરિ રાખ્યું.

ઝુલ.

બીજી દુનિઆની વાત, નહિ થવા મોતની ઘાત
મુક્તિ મળવાની વાટ, દરશાવી છે ભલી ભાત;
જ્ઞાનનો ઘડીને ઘાટ, બ્રહ્મનું બતાવ્યું હાટ;
જીવન મુક્તિનો થાટ, નિજ સ્વરૂપમાં દિન રાત,
રમી રહે થાય રળીયાત,
એ શ્રેષ્ટ સર્વથી ધર્મ આર્ય ધરડાનો,
સૌ ધર્મ પંથનો પિતા વેદને માનો. ૧

---

શાસ્ત્રમાં કહેલાં કર્મ. ધરી શુભ ધર્મ, સમજીને મર્મ, ચિત્ત શુદ્ધ કરવું;
પછી મોક્ષતણા અધિકારી થવા ડગ ભરવું.
સાધન મેળવવાં સાર, કહ્યાં જે ચાર, કરી વિચાર, શાસ્ત્ર કર્ત્તાએ;
ષડ્ સંપત્તિ ચારમાં એક ગણાયે.
[1]શમ [2]દમ ત્રીજી ઉપરતી, તિતિક્ષા અતિ, ચિત્તની સ્થિતિ, એકતા વાળી;

છઠ્ઠી શ્રદ્ધા એ સંપત્તિ મતવાળી.
જ્ઞાનેંદ્રિ વશમાં ધરી, વિષય દૂર કરી, બ્રહ્મપર નરી, વૃત્તિ દોડાવો;
સમતા સંપત્તિ મળ્યાતણો લો લા'વો.
કર્મનો કરીને ત્યાગ, તજી ખટ રાગ, ધરો અનુરાગ, બ્રહ્મરસ પાને;
દમ સંપત્તિ મેળવી મુનીજન માને.

ઝુલ.

વિષયોપર લક્ષ ન થાય, દૃશ્યથી પાછું ખેંચાય;
વેદાંત શ્રવણ સિવાય, બીજે કો ઠામ ન જાય.
અંતર મધ્યે લીન થાય, કેવળ મનને રોકાય;
નિદિધ્યાસ વિષે હરખાય,
શમદમ સંપત્તિ હાથ કરી મન જાણો,
સૌ ધર્મ પંથનો પિતા વેદને માનો.

---

શમદમથી નિગ્રહ કરી, જવું નહિ ફરી, રહેવું ઠરી, એક ઠેકાણે;
જ્યાં શ્રવણ મનનનું સુખ શુદ્ધ મન માણે.
શાસ્ત્રમાં કહ્યું છે જેમ, ક્રિયા કરી તેમ, ધરી દૃઢ નેમ, કર્મને છોડો;
સન્યાસ ગ્રહણ કરી પ્યાર બ્રહ્મપર જોડો.
ઉપજી સંપત્ત એ ગણી, કીમતી ઘણી ઇંદ્રિયો તણી, સ્થિતિ બદલાયે;
નિજરૂપ ચિંતન વિણ બીજે ઠામ નહિ જાયે.
સુખ દુઃખ ઠંડી કે તાપ, અગર કોઈ પાપ, કરે સંતાપ, તોય નવ ડોલે;
અપમાન ગાળ કોઇ કહે મુખે નવ બોલે.
વ્યાધિથી દેહ પીડાય, કષ્ટ બહુ થાય, પુત્ર મરી જાય, સહન સૌ કરશે;
ત્રિવિધ પિડ નડતા છતાં ખેદ નવ ધરશે
તીતિક્ષા એને કહે, મુમુક્ષુ ચહે, દુઃખ સૌ સહે, ધૈર્ય દૃઢ ધારી:
શક્તિસમ એ સંપત્તિ સંતને પ્યારી.

ઝુલ.

ઉપરમ તે કરવું કામ, તજવું માયાનું નામ;
છોડવું ફલાશા કામ, એકાંત કરી વિશ્રામ;
અનુભવો આતમારામ, તીતિક્ષા છે સુખ ધામ;
ભોગવવા દુઃખના ડામ, હૈયામાં રાખી હામ;

શોભાવે ગુણ સંતને સહનશિલતાનો,
સૌ ધર્મ પંથનો પિતા વેદને માનો.

---

ઉપરની થયા પછી ધ્યાન, ધરે બળવાન, બને ગુલતાન, જ્ઞાન ચીંતનમાં;
એ સિવાય બીજી વાત હેય નહિ મનમાં.
સંપૂર્ણ ચિત્ત ચોટતાં, ખસી નહિ જતાં, એકતા થતાં, સ્થિતિ જે રહેછે;
તેને સમ્યગ્ **આધાન** મુનિજન કહે છે.
સંપત્તિ એ પાંચમી, યોગ બળ સમી, રહે મન રમી, બ્રહ્મ અભ્યાસે;
અધિકારી નિર્મળ થતાં વિભૂતી ભાસે.
અધિકારી થૈને પાસ, ધરી શુભ આશ, જવું ગુરૂ પાસ, મોક્ષને માટે;
સાચા ગુરૂજી દોરશે જ્ઞાનની વાટે.
કરવો સારો અભ્યાસ, ગુરૂની પાસ, રાખી વિશ્વાસ, બોધ મન ધરવો;
સંશય નિર્મળ ચિત્તથી પૂછી પરહરવો.
શ્રદ્ધા રૂડી મન રહે, ગુરૂ જે કહે, પ્રેમથી લહે, કુતર્કો છોડી;
નિજ ઘર પાસે મન જશે ઝડપથી દોડી.

ષટ્ સંપત્તી ત્રણ જોડ, મેળવો રહે નહિ ખોડ;
ગુર્જરી ગિરામાં ફોડ, બતલાવે કવિજન મ્હોડ;
પૂરા પડતાં મન કોડ, તરે જન શાણો,
**અંબાલાલે** કહ્યું પિતા વેદને માનો.

---

# એકરૂપતા.

પરબ્રહ્મ અવલિયા મરત, જગત સમસ્ત, ઉદય ને અસ્ત, સરીખાં જાણે;
આવે ને જાવે નિત્ય નિયમ પ્રમાણો.
બ્રહ્માંડ બધાં છે બ્રહ્મ, એકલું ખમ, જુવા આડંબ, દેહમાં દંભ, તેજ તે તેછે;
ધરીને મતિ અતિ વિભ્રમ રૂપ બહુ લેછે.
હું તું તે શું કહેવાય? કહાંથી જાય, અને કયાં જાય, જઇ કયાં ઠરતું;
એ એક ઘણા રૂપમાં રહે છે ફરતું.
કોઇ કહે છે એ બદલાય, ઘણા ઘટ થાય, ફુટી તે જાય, એની એ કાય,
ફરી ના આવે;

જૂદું ઘર જૂદા ખેલ એક મચાવે.
એકનો એક એ એક, કરો વિવેક, ઘટે પ્રત્યેક, રહ્યો છે છાનો;
દેખાય નહિ પણ અનુભવથી પીછાનો.
આકાર વગરનું શુન્ય, રહ્યું ધરિ મુન્ય, પાપને પુન્ય, જ્ઞાનની વાતો;
આકાશ સૂર્યના પ્રભાવથી બહુ જાતો.
આકાશ વિષે અગણિત, અણુ છે નિત્ય, થઇ મિશ્રીત, રૂપ દેખાતાં;
હું તું એ મિથ્યા વાક્ય શાસ્ત્ર સૌ ગાતાં.
એ એક વિનાનું અન્ય, દ્રશ્ય છે હન્ય, તેથી તે શુન્ય–થતું સરવાળે;
એકલો અમર અજ સદા નિરંતર ચાલે.
એકલો એક એ બુદ્ધ, બુદ્દા તે બ્બુદ, બને નાબુદ, બીજું જે ભાસે;
ગુડ ગુડ છે તેથી ગૉડ કહ્યો વિશ્વાસે;
આકાશ મહી પાતાળ, પાથરી જાળ, થઇને કાળ, સર્વને ભક્ષે;
દેખાય ખાય પણ ખાય નહિ એ રક્ષે.

**સાખી.**

આ નજરે જે દેખાય, તે અણુંરૂપ થઈ જાય, એ લય પામ્યું કહેવાય;
એતો છે ત્યાંનું ત્યાંય, જૂદું પડતાં બદલાય, જ્ઞાનીને તે સમજાય;
અજ્ઞાની ગોથા ખાય, વેદાંતી શાસ્ત્રો ભણીને અનુભવ તાણે,
આવે ને જાવે નિત્ય નિયમ પ્રમાણે.

---

ભૂમિતિમાં પ્રખ્યાત, જુઓ શરૂઆત, પહેલી વાત, બિંદુ સમજાવ્યો;
જે અગણિત આકૃતિતણો મૂળ છે પાયો.
વ્યાખ્યા બિંદુની કહી, કલ્પના લહી, ભાગ જ્યાં નહિ, મહત્ પણ છે ના;
જોતાં નજરે આંખથી કશું દીસે ના.
કલ્પના કરી લેવાય, બિંદુની કાય, કરે ન ઝલાય, વિષય એ મનનો;
આકાર પડી ના શકે બિંદુના તનનો.
બિંદુ બહુ ભેગાં થાય, લીંટી દોરાય, બને તે પાય, આકૃતિ કેરી;
લીંટી પાયાપર સર્વ આકૃતિ ડેરી.
ભૂમિતિનો વિસ્તાર, બધા આકાર, બને તૈયાર બિંદુ મુખમાંથી,
જે ઓતપ્રોત થઇ રહે આકૃતિ સાથી.
તેવી રીતે સંસાર તણો વિસ્તાર, મુળ આધાર, બ્રહ્મને જાણો,

સૃષ્ટિ ભૂમિતિતણું બિંદુ પરમાણો.
બિંદુવત્ બ્રહ્મ મનાય, નહિ દેખાય, નહિ પરખાય, કલ્પના થાય, વસ્તુ એ સાચી;
નિશ્ચય કરી શ્રદ્ધા ધરી રહેવું રાચી.
બિંદુજમ ઓત પ્રોત, દીપ ઉદ્યોત, બ્રહ્મની જ્યોત, જાણી એ લેવી;
એનાથી જૂદી ચીજ બીજી શી કહેવી ?
આ છે સઘળું તે એજ, બ્રહ્મરૂપ તેજ, જ્ઞાનથી સ્હેજ, ગળે ઉતરશે;
એકાંત મનન નિદિધ્યાસ યતિ જે કરશે.
કલ્પના માત્ર એ એક, ધરી દઢ ટેક, શુદ્ધ વિવેક, કરી વિચારો;
અંધેર અમૂઝણ-તણો આવશે વારો.

સાખી.

બ્રહ્મને બિંદુસમ જાણ, એ અમાપ અક્ષર જ્ઞાન, શું વર્ણી શકે અજ્ઞાન,
એ અસંખ્ય ગુણ નિધાન, નિર્ગુણ પદવી નિર્વાણ, અલ્પમાં અલ્પઅણું માન,
મોટામાં મોટો ભાણ, ઉપમા નહિ કોઈ સમાન;
એ માત્ર રહે અવશેષ, મહાલય ટાણે, આવેને જાવે નિત્ય નિયમ પ્રમાણે

---

હિંદુને મુસલમાન, ધર્મનું જ્ઞાન, કરે પીછાન, અંતમાં એક;
એ અક્કલ મારે મરે ધર્મને ટેકે.
સૌનો છે શ્વાસો શ્વાસ, એક ગુણ ખાસ, જીવ્યાની આશ, પ્રાણ આધારે;
પારસી ખ્રિશ્ચન બુધ બધા એક ઈશ ધારે.
કોઈ માને નહિ એ ઇશ, નકામી રીશ, કરીને શીશ, કપાવી મરતા;
જૂઠે રસ્તે ચઢી વ્યર્થ શત્રુતા ધરતા.
ધર્મનું કરીને મીષ, વગોવે ઈશ, વધારે વિષ, લોભને લીધે;
શાણા સમજી જાય છે સુમારગ સીધે.
ભેજે ભેજે વિચાર, જુદો છે યાર, સમજીને સાર, લઢી ના મરવું;
સૌ પ્રાણી માત્રપર હેત ભાઇ સમ ધરવું.
અનુભવ કીધા તત્વના, પ્રકૃતિ સત્વના, બુદ્ધિ કલ્પના, કરી શાણાએ;
શાસ્ત્રોથી ઇશ્વર સિદ્ધ કર્યાં દાનાએ.
તે એક બીજો નવ કોય, સત્ય રૂપ હોય, સમુદ્રે તોય, રહ્યું જેમ વ્યાપી;
સંજ્ઞા જૂદા દેશમાં જુદી છે આપી.
ઉત્તર ને પાસીફીક, આટ્લાન્ટીક, ભૂમધ્યે ઠીક, નામ સાગરનાં;

તેવી રીતે બહુ નામ પડયાં ઇશ્વરનાં.
જળ તો છે તેનુ તેજ, જુદું નહિ રહેજ, ન્હેર સુવેઝ, પાસ પણ તેવું;
ખારૂં મીઠું તે જમીન ગુણથી કહેવું.
ઈશ્વર તો તેનો તેજ, ન વધઘટ તેજ, નિરંતર છેજ, નથી બદલાતો;
દે નામ જુદાં જુદી ભાષા વદતી જાતો.
જાતોથી નામે ફેર, કરાવે કેર, વધારે વેર, ખુદાને નામે;
કાફરતે આદમ જાત ખુદા નહિ પામે.
ખુદને તેનો ના ગમે, કોઇ પણ સમે, છોકરાં દમે, એક બીજાને;
હુકમ ખુદનો " હળી મળી રહો ત્રીજાને"

## સાખી.

દમ લેછે તે આદમ, દમ દેનારો પરબ્રહ્મ, પ્રકટે ખાંશીથી દંમ;
દમ જુદા જુદાએ બ્રહ્મ, દમથી સૌ પ્રાણી, સુખ દુખ મનથી માણે;
આવે ને જાવે નિત્ય નિયમ પ્રમાણે.

---

હોય શ્વાસ નળી જો બેશ, ન જીવને કલેશ, ભજાવે વેશ, શરિરમાં માયા;
બગડે જો નળ શ્વાસનો પડે આ કાયા.
એ શ્વાસતણે આધાર, વહે સંસાર, બને આકાર, ચક્ર આ ચાલે;
તેથી પદવી દેવની વાયુને આલે.
નંબર ત્રીજાંનું તત્વ, તેજનું સત્વ, એજ જીવત્વ, શરિરમાં ભાસે;
એ વિના દેહ આપડી મૃત્યુવશ થાશે,
ગરમી સઘળી ઘટિ જાય, સીત ત્યાં થાય, પડે ઝટ કાય, પ્રાણ પણ અટકે;
અગ્નિ વિણ કાયા કોઇ કદાપી ન ટકે.
પૃથ્વી જળ મ્હોટાં ભૂત, થઈ અનુસ્યૂત, ક્રિયા અદ્‌ભુત, કરે કાયામાં;
લય થાતાં પાંચે જઈ વસે માયામાં.
માયા પરબ્રહ્મનું અંગ, રહે નહિ સંગ, જુદા બહુ રંગ, બતાવે તેના;
કાળે તે ઉડી જાય આખરે છેનાં.
માયા નબળી પડી જાય, નહિ દેખાય, શુદ્ધ કહેવાય, બ્રહ્મ તે ત્યારે;
વિક્ષેપ સમે તે અરૂપ રૂપતા ધારે.
એ જાણો બ્રહ્મ સ્વભાવ, જીવ રૂપ ભાવ, થતાં દેખાવ, જુદાપણું આણે;
પોતે પોતાનો " અહં " જુદો જીવ માને.

જ્ઞાની મુનિ થાકી જાય, ન સત્ય કળાય, અકળ કહેવાય, બ્રહ્મનો મહિમા;
એ અનિર્વાચ્યની "નેતિ" કહી કરી સીમા.
પરમેશ્વર "ગૉડ" ને ખુદા, ન અલ્લા જુદા, જ્ઞાનમય મુદા, જ્ઞાનિઓ જાણે;
સૂફીને તત્વ જ્ઞાની ખરૂ પીછાને.

**સાખી.**

લહિ મરવાનું શું કામ? અલ્લા વ્યાપક સૌ ઠામ, એ ઇસૂ કૃષ્ન ને રામ;
જૂદાં છે કેવળ નામ, હીન્દુ ખ્રિસ્તી ઇસલામ, માનવ-કૃત વાત તમામ·
કાફર જે નિમકહરામ, તે ખોટો કરે દમામ,

સેતાન અસુર આંધળા રહે એભાને,
કહે **અંબાલાલ** સૌ થાય નિયમ પ્રમાણે.

---

# નશીબ--પ્રારબ્ધ.

સૃષ્ટિ કેરા સૃજનાર, પ્રથમ અધિકાર, બ્રહ્મ સાકાર, કર્મ રચનારો;
પ્રણમીને વારંવાર ગાઉં જશ તારો.
નારાયણ નાભી થકી, જન્મ છે નકી, પુરાણે લખી, કલ્પના સારી;
સૃષ્ટિપાલનની ક્રિયા જેમણે ધારી.
સૃષ્ટિ સંહારક દેવ, ગણ્યા મહાદેવ, બજાવે સેવ, નિયમ અનુસારે;
ઇશ્વરના એ ત્રણ અંશ જુદે અધિકારે.
ત્રિપુટી એ ત્રણ કહેવાઇ, હરી હર ભાઈ-તણી સરસાઈ, પુરાણે ગાઇ;
પંથ બે પાડયા.
બ્રહ્માને વિષ્ણુ પુત્ર કહી રંજાડયા.
બ્રહ્માજી મે'નત વડી, કરે એવડી, વિવિધ ઘટ ઘડી,-નિરંતર આલે;
કુંભાર ચક્રની પેઠ સદા તે ચાલે.
વળિ લેખ કપાળે લખે, ભવિષ્ય તે ભખે, પ્રથમ પારખે, નઠારૂં સારૂં;
મુળ બીજ વાસના રૂપ રહ્યું અંધારૂં.
મોટા પ્રલયને સમે, જગત વીરમે, બધું જઇ શમે, એક અદ્વૈતે;
ઉત્પત્તિ વેળા પ્રગટે પાછું તે તે.
પ્રારબ્ધ કર્મ તે ગણ્યું, સુક્ષ્મમાં ચણ્યું, સ્થૂળ થઇ બન્યું,-શરીર દેખાયું;
દેખાયું તેને અજ્ઞ કહે છે જાયું.

કારણ રુપમાં ન જણાય, અદૃષ્ટ ભણાય, અંકુરો થાય, સુક્ષ્મમાં જાતાં;
અદૃષ્ટ સ્પષ્ટ દેખાય સ્થૂળ ફળ થાતાં.

### સાખી.

અગણિત બીજની જાત, પ્રકૃતિ મુખ્ય છે માત, તે ત્રણ ગુણનો સંઘાત;
મિશ્રણ જેનાં બહુ જાત, તે મળે બીજની સાથ,
સંયોગ થવાથી બને સુક્ષ્મ ઘટ ન્યારા,
પ્રણમીને વારંવાર ગાઉં જશ તારા.

---

જેવો ગુણ જેમાં જાય, તેવું તે થાય, રૂપ બંધાય, જુદા પટ લાગી;
સૌ પોતપોતાની ક્રિયાતણા અનુરાગી.
બંધારણ એ કર્મનું, સકળ જીવનું, મુઝાવાપણું, ઘણું અજ્ઞાને;
ભણિ શાસ્ત્ર અનભવ લહે ભેદ તે જાણે.
મૂકીને કપાળે હાથ, માનવી જાત, કહે મન સાથ, નશીબ મુજ અવળું;
ઉદ્યમ કરતાં પણ મળે નહિ ફળ સવળું.
અવળો ઉદ્યમ આદરે ન કરવું કરે, વિવેક ન ધરે, ઇષ્ટ નવ પામે;
પોતાનો દોષ ન જુએ નશીબને ડામે.
કરવું જોઇએ જે જેમ, કરે નહિ તેમ, મુકીને નેમ, જાય કરવાને;
ધાર્યું નવ થાતાં નશીબ અવળું માને.
અજ્ઞાનતણી જડ મૂળ, પોતાની ભૂલ, કરે ન કબુલ, મુર્ખ નરનારી;
વિધાતાનો એ વાંક કહે અવિચારી.
કરતા પહેલાં કોઈ કામ, રાખીને હામ, જુઓ પરિણામ, વિચારી મનમાં;
સારૂં કે નરતું ગણાય શાણા જનમાં.
કરવાનું સાધન સ્હેલ, વિચારો છેલ, તજી મન મેલ, ઉદ્યમે વળગો;
ચાલ્યો આવે ફાયદો રહે નહિ અળગો.
છળ કપટ તજીને કરો, સરળતા ધરો, વિનય વાપરો, કોઇ પણ કામે;
ચોક્ખા મનવાળો ઉત્તમ ફળ જશ પામે.

### સાખી.

" કૃ " ધાતુ પરથી કર્મ. એ શબ્દતણો શુભ મર્મ, સમજ્યા વિણ થાય અધર્મ;
સારી કરણીથી સર્મ, અવળીથી દાઝે શર્મ, એ ખરો કર્મનો મર્મ વિચારો પ્યારા;
પ્રણમીને વારંવાર ગાઉં જશ તારા.

---

પ્રારબ્ધ જન્મની સાથ, વાસના માત, જીવને બાથ, ધાર્યાં વળગાડે;
દર જન્મતણો હિસાબ વિધાતા માંડે.
બહુ જન્મતણાં સંચિત, મળે છ ખચીત, હિસાબી રીત, બરાબર ચાલે;
ભોગવતાં ઓછું થાય લખી તે વાળે.
વળી નવાં નવાં જે થાય, લખાતાં જાય, ચોપડા માંય, સ્તેરેજ ટોકી;
આવરદા પૂરી થતાં નીકળે બાકી.
ક્રિયમાણ એટલે હાલ, બને હેલાલ, ચાલતા કાળ–તણી એ કરણી;
ત્રણ પ્રકારનાં એ કર્મ ગયા છે વર્ણી.
મન ઇંદ્રિઓની પાસ, પોતાની આશ, બજવવા ખાસ, હુકમ ફરમાવે,
ઇંદ્રિયો કરીને કર્મ જીવ હરખાવે.
સાક્ષી ચૈતન્ય નિવાસ, કરે છે ખાસ, હૃદયની પાસ તેજમય તે છે;
મન બુદ્ધિ તેનો ભાસ લઇ ચેતે છે.
ત્રિગુણાત્મક પ્રકૃતિતણાં, તત્વ છે ઘણાં, મન બુદ્ધિ ગણ્યાં; તત્વ તે પૈકી;
પ્રકૃતિ બ્રહ્મનો સ્વભાવ માનો નક્કી.
નિજ શક્તિની પેદાશ, લઇ પ્રતિભાસ, કરે છે આશ, બની અજ્ઞાની;
મન, જીવ અગર તે કહો સ્થૂળ અભિમાની.
કાયાનગરીનો ભૂપ, અકળ કલ કૂપ, કલ્પના રૂપ, આશ બહુ બાંધે;
પરવશ સેવક ઇંદ્રિયો કાર્ય તે સાધે.

## સાખી.

એ અનાદિ બ્રહ્મ સ્વભાવ વિક્ષેપ શક્તિ પ્રભાવ, એ અનાદિ કર્મ જમાવ;
મહા પ્રલયે થાય અભાવ, થઇ લીન તજે દેખાવ, પરબ્રહ્મ એક રસભાવ,
સૌનો ત્યાં થાય સમાવ, અદ્વૈત બ્રહ્મ દરિઆવ, જ્યાં અગણ ચરાચર નાવ.
આવ જાવ અખંડિતપણે વહે રૂપ ધારા. પ્રણમીને વારંવાર ગાઉ જશ તાસ.

---

જે લખ્યું ભાગ્યમાં હશે, તેમ તે થશે, પ્રયત્નો જશે, અફળ માણસના;
એ વેણ વદે કોઈ સમજ વગરની રસના.
કારણ તેનાં સાંભળો, મુકી આંબળો, સુપથે વળો, ભાગ્ય તરછોડી;
પુરૂષાર્થ માર્ગપર ચઢો પ્રીતડી જોડી.
કર્મની ગહન છે ગતી, કહે મુની યતી, રતીપુર મતિ, બધિ ના વર્તે,
ઉપયોગી ચીજો મળે ખરી મહેનતે.

અદષ્ટ ઉપર વિશ્વાસ, રાખતાં આશ, થાય નિરાશ, જોઇતું ન જડે;
ઉદ્યોગ વગર આળસુ થતાં નર રખડે.
મ્હેનતથી થાય અનાજ, વસ્ત્ર ઘર-સાજ, બીજાં સૌ કાજ, બને ઉદ્યોગે;
આળસથી અંગ કટાઇ ખવાશે રોગે.
બેઠી રહે નાગા ફરે, પેટ ના ભરે, કશું ના કરે, વલે શી તેની ?
અટકી પડશે સંસાર થશે બેચેની.
જોઇતું સઘળું પામવા, સરળ સુખ થવા, પગે ચાલવા, કરે ઝાલવા,
નિયમ કુદરતનો; ખુલ્લો નજરે દેખાય નથી કીસમતનો.
કીસમત ઉપર આધાર, ધરે ગૂમાર, બને લાચાર, નહિ સુખ પામે;
અજગરસમ એની દેહ ન લાગે કામે.
બુદ્ધિ પણ બગડી જાય, પશુ સમ ખાય, સડે છે કાય, નશીબ આધારે;
ઉદ્યમથી આનંદ થાય સકળ સંસારે.
મ્હેનતનું ફળ નવ જડે, અવળું નીવડે, વિઘ્ન કોઈ નડે, વિપત્તિ પડે,
કદી કો કાળે, અજ્ઞાત કર્મનો દોષ ગણી મન વાળે.

### સાખી.

ભાગ્ય ને કર્મ અજ્ઞાત, એ નશીબ છે પ્રખ્યાત, એ લેખ વિધાતા માત;
એ [1]પ્રાકતન કર્મ બકાત, ઉદ્યમે બગડતાં વાત,
સંતોષ રાખવા ઉપાય શોધ્યા સારા,
પ્રણમીને વારંવાર ગાઉં જશ તારા.

---

આ કર્મતણું વૃતાંત, થઈ એકાંત, રાખી મન શાંત, વિચારી વાંચો;
દર્સી જશે કર્મનો મર્મ હ્રદયમાં સાચો.
જે બીજ રૂપે રોપાય, જમીનમાં જાય, નહિ દેખાય, કશી એંધાણી;
અંકૂર ફુટી નીકળે ભેટતાં પાણી.
સંકલ્પ બીજમાં એમ, મળે ગુણ જેમ, થાય તે તેમ, પ્રગટ દેખાશે;
મુળ બીજ કર્મમાં ગુણનો પટ ભેળાશે.
સંસગ બીજનો થાય, હવા જળ ખાય, તેમ બદલાય, રંગ આકારે;
વધિને થાતાં વિસ્તાર, રૂપ બહુ ધારે.

---

૧ પાકી ભોગવવા તૈયાર થવાનું બાકી રહેલું.

પામી અંતે વિરામ, થાય પરિણામ, પડે ફળ નામ, ભોગ ભોગવવા;
આ ક્રિયા વિષે ગુણ દોષ કોણના ગણવા ?
સંકલ્પ વાસના ટળે, બીજ ક્યાં મળે? ગુણે ક્યાં ભળે? થાય ફળ ક્યાંથી;
અનુભવી ઊતરી જાય પાર ભવમાંથી.
કરતાં સારો ઉદ્યોગ, મળે શુભ યોગ, ભોગવે ભોગ, સત્વગુણ રાખી;
ઉત્તમ કરણીનું શ્રેષ્ટ જુઓ ફળ ચાખી.
મુખ માર્જન કરવું સ્નાન, ઈષ્ટ ગુણગાન, અન્ન જળ પાન, નિત્યનાં કામો;
રળવું દિવસે કરવો રાતે વીસામો.
એ નિત્ય કર્મ કહેવાય, શુદ્ધ મન થાય, સુધારે કાય, અહીં સુખ વ્યાપે;
વળી મરણ પછી પણ ઉત્તમ ગર્ભે સ્થાપે;
નૈમિત્તિક કર્મો એમ, ધરીને પ્રેમ, રાખી શુભ નેમ, સદા આચરવાં;
આરોગ્ય ક્ષેમ સુખ લાભ સદા સંગ્રરવાં.
નિષ્કામ કર્મ આદરો, કામ્ય પરહરો, નિષિદ્ધ દૂર કરો, તજો આસક્તિ;
હુંપદ છોડી જોડો ઇશ સાથે ભક્તિ.
રાખશો ચિત્તમાં ખંત, કર્મનો અંત, થતાં ભગવંત, રૂપ થઈ જાશો;
આવવા જવાની ક્રિયા થકી મૂકાશો.

### સાખી.

પુરૂષાર્થે પ્રાક્ત ન હઠે, સત્વથી રજો તમ ઘટે, જેમ રૂ પ્રસર્યું છે પટે;
મૃત્તિકા વ્યાપ્ત છે ઘટે, તેમ ઓત પ્રોત ચિદ્ રટે, ભવમાં અથડાવું મટે,
એ એક દીસે છે અનેક માયાદ્વારા,
અહીં અંબાલાલે ગાયા છે ગુણ તારા.

## બ્રહ્મજ્ઞાન.

### ભુજંગી.

અહો ઇષ્ટ દેવા સદા તારી સેવા, કરૂં એજ હેવા મને પાડી દેવા;
જગતના નિયંતા અધીપાધિ ભૂપ, તમે છો સદા શાંત સચ્ચીદરૂપ. ૧
કહું સત્ય ને ચિત્વની શ્રેષ્ટ વાત, પછી પ્રેમશું કહેવિ આનંદ જાત;

ત્રિપૂટી વિષે તત્વ મોટું સમાયું, ઋષીમૂખથી રૂડી રીતે ગવાયું. ૨
અનાદિથી એ છે નહિ અંત પામે, સદા સર્વ કાળે રહ્યો સર્વ ઠામે;
અખંડો વિનાશી અને નિર્વિકારી, નથી કોઇ આકાર કે દેહધારી. ૩
અણુથી અણું ને ગુરૂથી ગુરૂ એ, ખરો એક એને જીવન્મુક્ત જાણે;
લયે સૃષ્ટિએ એ નહિ રૂપ ફેર, દિસે આ બધુ ઝાંઝવા નીર પેર. ૪
ત્રિકાળે રહે એક એ શુદ્ધરૂપ, નહિ તૂલના થાય તેથી અનૂપ;
નહિ નાશ પામે કદી કોઈ કાળે, ખરા તદ્રૂપી જ્ઞાનિઓ નિત્ય ભાળે. ૫
સદા સત્ય છે 'છે' બીજું કાંઇ છે ના, બીજા સર્વ માયાથકી વેશ એના;
મનસ્વી રહ્યો ગૂણ એ સ્ફૂરણાનો, તરંગો જળે થાય એ ખ્યાલ આણો ૬
ઠરેલુંજ ઘી ઉષ્ણ થાતાં જણાયે, વધારે પરંતુ વધારે ન હોયે;
વધે ના ઘટે ના ખરૂં સત્ય વસ્ત, સ્ફુરીને શમે તેથી દેખાય અસ્ત. ૭
જડો, સ્થાવરો જંગમો જીવજંત, બધી ચીજ એના વિના નાશવંત;
અસ્થિત્વ આનંદના રૂપ વ્યર્થ, સુણો ચિત્ત લાવી કહું જે અકથ્ય. ૮
સ્ફુરી કલ્પિતે કલ્પના જે રચાયે, પ્રકાશી વિકાશી અતિ પુષ્ટ થાયે;
પછી કીર્ણવૃત્તિ બની દૂર જાયે, થઇ એકઠાં સુક્ષ્મ રૂપે જણાયે. ૯
બીજો હું થયો એમ અજ્ઞાન ભાસે, ભુલાવો પડે ને અવિદ્યા વિલાસે;
કહી એજ માયા અનાદિ ગણાઇ, કપીલે કહી પ્રકૃતી મૂળ માઇ. ૧૦
બીજો હું થયો તે પડ્યું જીવ નામ, રહ્યો અંતરે તે જમા ચિત્ત ધામ:
રહે જીવ એ ચિત્તની મધ્ય મંન, કરી વાસના નારી તેણે પ્રસન્ન. ૧૧
મળી જોડ બે એ કર્યાં પંચ તત્વ, પછી ઇંદ્રિયોનાં બન્યાં પાંચ સત્વ;
વસે ચિત્તની ગોદમાં બુદ્ધિ નારી, કરે નિશ્ચયો યોજના નિર્વિકારી. ૧૨
અતિ ધષ્ટ થૈ વાસના ચિત્ત કેરી, લીધો ઇંદ્રિયોએ ભલો જીવ ઘેરી;
સમષ્ટિ બન્યું રૂપ વીરાટ સ્થુળ, જુદી વ્યષ્ટી-સૃષ્ટિતણું જેહ મૂળ. ૧૩
અસંખ્યાત આકાર એ સર્વ ભાસે, જીવાત્મા બિચારા પડયા મોહ ફાંસે;
વધીને વૃદ્ધી આંધળી એમ માયા, કુલાલે જીવોને બની પુત્રિ જાયા. ૧૪
પશુ પક્ષિને માનવી દેવ લોક, બન્યા પ્રાણિઓ એમ અજ્ઞાન થોકે;
વનસ્પત્તિ, પાણી, શિલા ડુંગરાઓ, સુકાં કાષ્ટને માટીના ટેકરાઓ. ૧૫
હવા ભેજ પેદા કરે જીવજંત, બની સ્થૂળ બ્રહ્માંડ લીલા અનંત;
બધા કાર્યનાં ચિદ્‌વિષેબીજ હોય, ભુમી અગ્નિ આકાશ ને વાયુ તોય. ૧૬
બને આધમાં એ મહાપંચ ભૂત, નથી સત્ય એ સર્વ માયાનું તૂલ.
બધાં કાર્યમાં બ્રહ્મશક્તિ અદસ્ય, જણાયે બધું દસ્ય તેથીજ સત્ય. ૧૭

અવિદ્યા ગુણે બ્રહ્મમાં જે જણાયે; રજો ને તમો સત્વ તેમાંથી થાયે;
ત્રિપુટી ગુણોત્રીતણી એ બનેલી, ગણી સાંખ્યમાં પ્રકૃતિ સર્વે પ્હેલી. ૧૮
જુદાં મિશ્રણો તે ગુણોનાં બને છે, જુદો તેજ પ્રત્યેક ચીજે રહે છે;
જણાયે જુદો એક બીજાથી ઘાટ, થયો કોટી બ્રહ્માંડનો એમ થાટ. ૧૯
ગુરૂદ્વાર ખોલી જુઓ જ્ઞાન વાટ, જડે મૂળ સદ્બ્રહ્મનું એક હાટ;
શિલા ઝાડ મધ્યે તમો છો વિશેષ, રજો ઉડતાં પ્રાણીમાં હોય બેશ. ૨૦
દીસે સત્વ દેવોતણે આસમાન, મનુષ્યો વિષે એ ત્રણે છે સમાન;
ટકે છે ઘણા દી તમો ગુણવાળી, રજો ચીજની જીંદગી ઓછી ભાળી. ૨૧
ખરા સત્વવાળાં ઘણા વર્ષ જીવે, થઈ મુક્ત કોઇ ભળી જાય શીવે.
જુઓ ભૂ તણા લોકના માર્ગ બે છે, રૂડા સ્વર્ગને દુષ્ટ તે નર્ક લે છે. ૨૨
પડે નર્ક તે ભોગવે દુઃખ ભારે, રહે સ્વર્ગમાં તે ઘણું સુખ ધારે;
વળી અંતરીક્ષે વસે ભુત જાત, રહે સુક્ષ્મ દેહે નહિ સ્થૂળ ગાત્ર. ૨૩
સ્ફુરે ચિત સદાનંદનું જેહ વારે, અહંકાર બુદ્ધિ મનશ્ચિત્ત ત્યારે;
બને એકઠું એક એ કાળજાનું, અહંકાર બીજાથકી પ્હેલ જાણું. ૨૪
મહત્ તત્વ એ નામથી ઓળખાયે, અતિ વિસ્તરે સાંખ્યમાં એ લખાયે;
ગણ્યું પ્રકૃતિ કેઈ એ બાળ પ્હેલું, કીધું એકલે સર્વ આશ્ચર્ય ઘેલું. ૨૫
અહંકારથી રાગ અને દ્વેષ થાયે, જણે પ્રવૃતી નારથી છોકરાં એ;
રીપૂ કામ આદિ બને માનવીના, કુડાં કર્મ કેરી કરે દુષ્ટ બીના. ૨૬
ઘણા જન્મ લેવા પડે જીવડાને, પશુ પક્ષી કીટે જઈ વસ્તિ રાને;
નહિ બુદ્ધિને જાણવા દે વિવેક, બને બાપડું ચિત્ત લાચાર છેક. ૨૭

## દોહરો

અહંકાર વશ મન થઈ, કરે કારમાં કામ;
ચિત્ત બુદ્ધિ બે રાંકડાં હારી બેસે હામ. ૨૮

---

## ભુજંગી

ધરે વાસના નારીનો સંગ ચિત્ત, ખુએ ગાંઠથી સંઘરેલું સુ વિત્ત;
નહિ બુદ્ધિ સાથે થવા દે પ્રસંગ, ન વૈરાગ્યનો લાગવા દેતિ રંગ. ૨૯
સદા રાજસી તામસી વૃત્તિ રાખે, કદા સાત્વિકીનો નહિ સ્વાદ ચાખે;
લખ્યા જન્મ કોટયાનુ કોટી કપાળે, વિરામે નહિ વાસના કોઈ કાળે. ૩૦
ફસાઇ પડ્યો જીવડો મોહજાળે, ઊંધે મૂખ ડુબ્યો ઉંચે ક્યાંથી ભાળે;
નીચે ને નીચે ખાડમાં ખેસી ઘાલે, સહે સંકટો નર્કની પીડ સાલે. ૩૧

ચહે ચામડું ચુંથવા ચિત્ત ચારી, વિચારે કઈ લક્ષ્મીને નાર મારી;
અહોનીશ એ બે ચીજો પામવાને, કરે પાપ કુડી ક્રિયા સાધવાને. ૩૨
કરે કલ્પના જોઇ એ આ ફલાણું, મળે તો રૂડી મોજ ([illegible]) એનાથી માણું;
પછી હાથ તે લાગવા કાજ નાણું, નહિં હોય તો પારકું ચોરી આણું. ૩૩
કુતર્કો વિતર્કો કરે સૌ પ્રકારે, બુરી વાસના પાપનો જીવ ધારે;
ખસે માનવી સત્યથી દૂર દૂર, પડે છેક ઝાંખું નિજાનંદ નૂર. ૩૪
નિરાકાર ને શુદ્ધ આકાર રૂપ, વસે ઠામ ખાલી વિષે તે અનૂપ;
[1]ઘડામાં ભર્યું હોય જો પાપ તોય[2], કહો વાસ આકાશનો કેમ હોય? ૩૫
નિજાનંદ છે સ્થીર અબ્ધી[3] સમાન, નહિ સુખ કે દુઃખનું લેશ ભાન;
પ્રકાશી–સ્વયં પ્રેમનું સન્નિધાન, ઘટે ના વધે ના કરો રોજ પાન. ૩૬
તુટે કે ન ખૂટે સદા એ અખંડ, સદા સર્વ સામાન્ય આનંદ–કંદ;
કળાએ નહિ એ હશે ગૂણુ કેવો, મતિ કલ્પતી સ્વાદ એ મિષ્ટ મેવો. ૩૭
લહે લ્હેર આનંદની મુક્ત લોક, કળી ના શકે ભૂર્ભુવઃ સ્વર્ગલોક;
બને યોગ કે જ્ઞાનથી તત્ સ્વરૂપ, મુની જાણવો તેજ આનંદ કૂપ. ૩૮
સદા પ્રેમ પૂરો નહિ થાય ચૂરો, નહિ કોઈ કાળે કદાપી અધૂરો;
નિજાનંદની છે ખુબી કોઈ ન્યારી, મુનિ યોગી જ્ઞાની શકે છે વિચારી. ૩૯
ચિદાનંદ રૂપે રહ્યું બ્રહ્મ વ્યાપી, પિછાને નહિ તેહને લોક પાપી;
થઈ મૂઢ માયા વિષે જે ભમે છે, દશે ઇંદ્રિયો વિષયોમાં રમે છે. ૪૦
ટળે જ્યાં લગી વાસનાનું ન મૂળ, રહે ત્યાં લગી જન્મ ને મૃત્યુ સૂળ;
કઈ આ કઈ ના ઉઠે છે તુરંગ, ખિલાવે બહુ તેહને એ તરંગ. ૪૧
ક્રિડો કામનો ક્રોધ આધીન થાય, મહા મોહથી ખાડમાં ડૂબી જાય;
મદોન્મત્ત એ લોભથી થાય ભારે, મળે ચિંતવ્યું તો બહુ મોજ મારે. ૪૨
કદી ચીંતવેલું નહિ હાથ લાગે, બળે જીવડો માની લીધેલી આગે;
નિરાશી થઇ તે પડે શોક ખાડે, રડેને વિધાતાતણો વાંક કાઢે. ૪૩
વળી કોઇ કામે પિડા થાય ઉંડી, અહોરાત એની ગતી થાય ભૂંડી;
રહે જીવ માયા વિષે પોરવાઇ, ક્ષણું એક દેખે નહિ સુખદાઈ. ૪૪
મળ્યું જાય ધાર્યું બહૂ કાળ ચાલે, અનીતિ વિષે અંધ થૈ ખૂબ મ્હાલે;
ગણે સવથી સુખીઓ દુનિયામાં, જવાનો નથી કોઇ દી કાળસામાં. ૪૫
થતાં પાસ પૈસો વધે મોહ ભારે, કરે ગર્વ પાપી વધારે વધારે;
નીતિ આંખતો ઝાંખથી થાય કાચી, કદી સાર્જુ થૈ ના સુઝે વાત સાચી. ૪૬

૧ દેહરૂપી ઘડામાં. ૨, તોય–પાણી પાપ રૂપી. ૩ પાણીનો સાગર. ૪ પાન કરવું–પીવું.

વધે ઝાંખને રોગનું મૂળ રોપે, અનીતિ કુકર્મો કરે કાળ કોપે;
પછી આંખ તે મોતીઆંથી છવાયે, જતે દાહડે આંધળો છેક થાયે. ૪૭
કરે પાપ તે પાછું વાળી ન જોયે, નહિ બોધ તેને શકે દેઇ કોયે:
હતા મૂળ ગાંડા અને ભાંગ પીધી, પછી કયાં થકી વાત દેખાય સીધી. ૪૮

મુળે શેઠ અજ્ઞાન ને દ્રવ્ય દીઠું, અભિમાન આવી મળ્યું મદ્ય પીઠું.
કરે છાકથી શેઠનાં કામ ઘેલાં, ઘણાં ફેલ ફીતુરનાં નીચ મેલાં. ૪૯
નડે દીનને કોઇ સંબંધ થાતાં, ગરીબી છતાં ઉલટાં તે ઘસાતાં;
બુરા સાથ પનું પડે ના વ્હલાજે, સહે સર્વ સંતાપથી દીલ દાઝે. ૫૦

નહિ ચાકરો કે સગાં કોઇ રાજી, પછાડી કહે પાપી એ દુષ્ટ પાજી;
ખસી જાય મીજાસ તો રહેજ વાતે, સહે આશ્રિતો જે રહ્યાં પેટ સાટે. ૫૧
જહાં લક્ષ્મી ત્યાં વસે બ્હેન ન્હાની, કરે જોર માયા વડી બ્હેન માની;
લપેટીજ લે મૂઢને મોહ જાળે, નીતિ માર્ગ ચક્ષુવડે તે ન ભાળે. ૫૨
અતિ દુષ્ટ માયા બનાવે અભાગી, અરે મૂઢ જો ઉંઘ મધ્યેથી જાગી;
નથી સાથ લાવ્યો નહિ લેઇ જાશે, થઈ કોની લક્ષ્મી અને કોની થાશે. ૫૩

વિવેકે તજી ગર્વ એ ચંચળાનો, મતિ શુદ્ધથી એહને તુચ્છ માનો;
સજી શુદ્ધ બુદ્ધિ ચિદાભાસ પેખો, પછી આંખ ઉઘાડીને બ્રહ્મ દેખો. ૫૪
ઘણા પંડિતો જ્ઞાનનો ડોળ ઘાલે, નહિ જ્ઞાનના અંશને લેશ ભાળે;
અભિમાન વિદ્યાતણું ચિત્ત ચ્હોંટે, ચઢે વ્હાણુ પંડિતનું માર્ગ ખોટે. ૫૫

બતાવે બધી વાતમાં હું ભણેલો, જહાં જાય ત્યાં બોલશે સર્વ પ્હેલો;
બીજા જે કહે તે નહિ ચિત્ત ધારે, ચઢે એકલો આપ કેરે લવારે. ૫૬
ગરૂરી ઘણી નીજ વિદ્યાની રાખે, અતિ આકરાં છાલકાં વેણ ભાખે;
જરા સભ્યતાવાળી કે મીઠી વાણી, બિચારે કદી સ્વપ્ન મધ્યે ન જાણી ૫૭
હમે ને હમારૂં કહી વાક્ય કાઢે, સભા મધ્ય સંતોષ કેવો પમાડે ?
અહંકાર પંડિતમાં ભૂત પેસે, બીજા લોકને શીખ શું સારી દેશે. ૫૮

બીજા ધર્મજ્ઞાતાતણો ડોળ ઘાલી, ફસાવે ઘણી સેવકી સ્વાર્થવાળી;
બતાવે બધું બ્રહ્મ છે એકરૂપ, દીસે પાણી ખોદાવતાં સર્વ કૂપ. ૫૯
સુણી બોધ એવો મતિમંદ મેલી, બને બાવ્હરી બોધથી નાર ઘેલી;
અનીતિ વિષે સંચરે લાજ મૂકી, મૂળે નારની જાતની બુદ્ધિ ટુંકી. ૬૦

પતી સાથ જાણું સતી શુદ્ધ ચાલે, મહાવ્રત પૂજા કથા ડોળ ઘાલે;
વળી કોઇ તો એકરાં ફેરી આશે, બજાવે ગુરૂદેવની સેવ હોંસે. ૬૧

શુરૂ વૈદના જ્ઞાનનો ડોળ રાખે, કુડાં કર્મથી ચર્મનો સ્વાદ ચાખે;
દવા ઔષધી લાવવા દ્રવ્ય માગે, ઘરેણું કઢાવે શુરૂ દેવ લાગે. ૬૨
છુપી રીતથી ઘેરથી ચોરી લાવે, પતી જાણુતાં તે ગુમાવ્યું બતાવે;
સ્ત્રીઓનાં ચરિત્રો અતિ હોય ઉંડાં, કળાએ નહિ દેવથી કર્મ ભુંડાં. ૬૩
કરે ઘોર વેદાંતની જ્ઞાન વાત, નથી નીપજ્યું સર્વ છે સ્વપ્ન જાત;
બધી ચીજ આ સૃષ્ટિમાં લોક ભાળે, નથી સત્ય પેદા થઈ કોઇ કાળે. ૬૪
નથી જન્મ કે મર્ણ ને પુણ્ય પાપ, નથી આપવો કોઈ પાસે જવાબ;
મઝા મારવી જીવને જે ગમે તે, હરી લેવું બીજાતણું દ્રવ્ય હેતે. ૬૫
નથી ચોરી છીનાળીમાં કાંઇ પાપ, દીસે દોરડી તે નથી સત્ય સાપ;
ભમાવે ભલા લોકને ભોળવીને, કહો ધીક: એ દુષ્ટ પંડિતજીને. ૬૬
બગાડે સુનીતિ વધારે અનીતિ, નથી ચિત્તમાં રાખતા લેશ બીતી;
પ્રજા એમ પેદા થતાં પાપવાળી, પીડા પામતી દુર્દશા મધ્ય ચાલી. ૬૭
નહિ તીરમાં ને નહિ નીર મધ્યે, રજોમાં નહિ કે નહિ સત્ય લાધે;
તમો વાળી સ્થિતિ વિષે દુઃખ પામે, નહિ શુદ્ધ માયા નહિ ચિત્ત રામે. ૬૮
નહિ ભૂમિમાં કે નહિ સ્વર્ગ વાસે, રહી અંતરીક્ષે કુટાતા વિમાસે;
અધૂરી સ્થિતિમાં પ્રજા એમ પેઠી, ખરી જવાનિમાં રાંક રંડાઇ બેઠી. ૬૯
રહે જો સતી તો અતિ કામ બાળે, રમે જારી તો લોકનો માર સાલે;
ઘડીમાં વિચારે કરૂં યાર પ્રીતિ, ઘડીમાં ચહે રાખવી નીતિ રીતિ. ૭૦
મળે સંગ જેવો મતિ તેમ ડોલે, ચઢે જીવ આકાશ મધ્યે હિંડોળે;
હશે પંડિતો દેશમાં જે પ્રમાણે, અનીતિ નીતિ લોકમાં તેવી આણે. ૭૧
યથા હોય રાજા પ્રજા થાય તેવી, કહી કહેવતે વાત તે સાચી કેવી;
કદી દુર્ગુણી ભૂપતિ હોય માથે, ખરી પ્રીત જોડાય ના તેની સાથે. ૭૨
વ્યભિચારનો દોષ ત્યાં લાગવાથી, પતિ સુખ શું પાળવું નાતરાથી;
પરાધીનતા સ્વપ્નમાં સુખ નાહી, કહે તુલસીદાસ એ સત્ય ચાહી. ૭૩
નથી સુખ માયાતણા કારભારે, ઝુરે પ્રાણી સંસાર સિંધુ અસારે;
ક્ષણે સુખ ને છે ક્ષણે દુઃખ ભારો, મળે મિષ્ટ મેવા વિપત્તિ હજારો. ૭૪
કહું તેટલા કાજ હું આર્ય ભાઇ, તજો એવી વિચિત્ર માયા સગાઈ;
લગાડો સદા સચ્ચિદાનંદ સંગ, સ્વયં બ્રહ્મ થાતાં થશો એક રંગ. ૭૫
"અહં" "બ્રહ્મ" વેદાંતવાળા વદે છે, અહં કેવલા દ્વૈતનો બોધ દેછે;
વિશિષ્ટાદિ અદ્વૈત રામાનુજોનું, વળી શુદ્ધ અદ્વૈત છે વૈષ્ણવોનું. ૭૬
ક્રિયા માર્ગ મીમાંસકોએ બતાવ્યો, ગણ્યો સ્વર્ગના સુખનો એજ પાયો;
કહ્યો યોગનો માર્ગ તે મોક્ષ માટે, લઇ જાય તે આખરે જ્ઞાન વાટે. ૭૮

કપીલે કહ્યું જ્ઞાન તે છે અમુલ્ય, ગુણી પ્રકૃતી સર્વ સંસાર મૂલ;
કરે પ્રકૃતી નૃત્ય પુરૂષ પાસ, રહે જે સ્વયં જ્યોતિ રૂપે ઉદાસ. ૭૮
જુવે નૃત્ય એ નારનું જીવ જ્યારે, ખડું થાય સંસાર અસ્તિત્વ ત્યારે;
ખશી જાય દ્રષ્ટી થકી દૂર નારી, રહે એકલો શુદ્ધ એ નિર્વિકારી. ૭૯
કહે ન્યાયવાળા દીસે એક કર્તા, અણુ દ્રવ્યનો તે પિતા શ્રેષ્ટ ભર્તા;
પ્રમાણે કરી સિદ્ધતા તે બતાવે, તથા દુઃખથી મુક્ત થાવા જણાવે. ૮૦
વળી વૈશિષીક કહ્યો એજ મર્મ, નથી બુદ્ધ કે જૈનનો અન્ય ધર્મ;
કરે કલ્પના સૃષ્ટિના મૂળ કેરી, જરા ફેર રાખી જુદી રીત પ્રેરી. ૮૧
બધા ધર્મનું મૂળ છે એક તત્વ, બધા ચ્હાય છે શોધવા શુદ્ધ તત્વ;
તજી જાળ સંસારની મોહકારી, મથે છે બધા પામવા મોક્ષ બારી. ૮૨
બધા સંતનો હેતુ તો એક એછે, જુદી રીતથી મોક્ષ લેવા મથે છે;
કરે બોધ સૌ રાખીને મોક્ષ ખંત, બધા પામશે મોક્ષમાં એક અંત. ૮૩
વિદાંતી વદે નીજને ઓળખી લો, પછી પૂર્ણ આનંદમાં નિત્ય મ્હાલો;
કહે સાંખ્ય જો નાચનારી વિરામે, બધા જીવ પોતાતણું રૂપ પામે. ૮૪
ટળે વાસના જ્ઞાન વૈરાગ્ય થાયે, ઘણા લોકમાં મોક્ષ તેતો ગણાયે;
બધા ધર્મનો એક મોટો વિવેક, સદાચારથી વર્તવું રાખી ટેક. ૮૫
કદી કોઇના જીવને ના દુભાવો, દયા ભાવને નમ્રતા ચિત્ત લાવો:
મહા ષડરીપુને કરો ભસ્મ બાળી, પછી જીંદગી ભોગવો સુખવાળી. ૮૬
સુવિદ્યા સદાજ્ઞાન વૈરાગ્ય આણે, કુવિદ્યા નહિ પારકી પીડ જાણે;
રહી સ્વાર્થ અંધા કરે લોભ ભુંડો, અભિમાન મિથ્યા કરે કોપ કૂડો. ૮૭
વધૂ દેશ મેળવવા લોભ ધારી, કરી મીશ સેના કરે ભોમાં ભારી;
જગાવે લડાઇ કરે જંગ ભારે, ઘણા લોકના જીવ લે એકીવારે. ૮૮
મહત્તા અને જ્ઞાન એમાં નથીરે, ખરી શ્રેષ્ટ વિદ્યા ન પામ્યા લગીરે;
ટુંકો કાળ એ મોજતો મ્હાલવાના, પરંતુ પછી ઘોર નર્કે જવાના. ૮૯
રહેવું સદા નીતિનો ધર્મ પાળી, કહેણી સદા રાખવી સત્યવાળી;
રૂડા ઉદ્યમો મેળવી પેટ માટે, પ્રભુને ભજીને જવું મોક્ષ વાટે. ૯૦
ગણો ધર્મ પોતાતણો હીતકારી, કરો ખોજ તેની મતિ શુદ્ધ ધારી;
જુઓ શું કથ્યું મુનિલોકે વિચારી, બતાવી બધા ધર્મમાં મોક્ષ બ્હારી. ૯૧
બીજા ધર્મનો દ્વેષ ચિત્તે ન ધારો, તિરસ્કાર મોઢે કદી ના ઉચારો;
બીજા ધર્મને માન દો રૂડી રીતે, પરંતુ તમારો ધરો શુદ્ધ પ્રીતે. ૯૨
બધા એક ચૈતન્યના અંશ જાણો, જુદાઇની અજ્ઞાનથી ઉર આણો;

દયા ભાવ સૌ પ્રાણીઓ સાથ રાખો, કટુ વેણુ ના કોઇ દી મૂખ ભાખો. ૯૩
વિવાદે કદી ના ચઢો ધર્મ કેરે, બધાંએ મરીને જવું એક ઘેરે;
તહાં સર્વનો માર્ગ છે એક સીધો, મુનિએ અહીં એકતા બોધ દીધો. ૯૪
ગયા મોક્ષ ધામે અખંડા વિનાશી, રહી છે હજૂ કીરતી સુપ્રકાશી;
તમે તેમ તેવાં કરો પુણ્ય કર્મ, બધા ધર્મમાં એ ખરો શ્રેષ્ટ ધર્મ. ૯૫
યથાશક્તિ મેં આ રચ્યા સો ભુજંગી, રસીલા હદે ધારશે જે ઉગંગી;
વિચારી વિચારી ફરીને વિચારો, થશે તે થકી સંપના સદ્વિચારો. ૯૬
જડામૂળથી વાસના રાગ દ્વેષ, ટળી જાય તો પામશો જ્ઞાન બેશ;
અખંડાવિનાશી તણું જ્ઞાન મોટું, લઘુ કાળનું જીંદગી સુખ ખોટું. ૯૭
થયો સર્વ સંસાર જે શક્તિમાંથી, ગણી સર્વથી તે મહા શક્તિ મોટી;
લિલા સૃષ્ટિ કેરી નથી કાંઈ ખોટી, મઝા ચાખવી રાખવી નીતિ મોટી. ૯૮
"અહં ભાવના" છોડીને સુખ લેવું, પતાવો બધું પૂર્વ કર્મોનું દેવું;
પછી વાસના મુક્ત થૈ મોક્ષ પામો, અખંડાવિનાશી પદે જૈ વિરામો. ૯૯

## શાર્દુલવિક્રીડિત.

બ્રહ્માનંદતણો વિચાર કરીને, સો શ્લોક આ મેં કર્યા;
ટુંકી અલ્પ અનુભવી મતિ તણા, ઉદ્ગાર એમાં ભર્યા;
જેને જેટલું રૂચશે હરખથી, તે સ્વાદથી ચાખશે,
**અંબાલાલ** અનંત કોટી જીવની, સેવાથી સુખી થશે. ૧૦૦

# આરોગ્યતા અને બળવિષે લાવણી.

## 'પહેલું સુખ તે જાતે નર્યા.'

શ્રી રામચંદ્રના દૂત, અંજનિ સૂત, કઠણ મજબૂત, વજ્રની કાયા,
જેના તુલસી વાલ્મિકે, ગુણો બહુ ગાયા. ૧
ઓ શૂરવીર હનુમાન, અતિ બળવાન, અમર યશમાન, જગતમાં પામ્યા;
શ્રી રામચંદ્રનું કાર્ય કરી વીરામ્યા. ૨
તમને હું નામું શીશ, દેડી આશિષ, તજી બક્ષીસ, મને ઝટ આપો;

બળ મળવાનાં સુખ દઇ, દુઃખ ઝટ કાપો. ૩
વિદ્યાગુરૂ બૃહસ્પતી, શારદા સતી, સુધારો મતિ, વળી ગણુ રાયા;
સૌથી સર્વોત્તમ સુખ, નરી નર કાયા. ૪
નિરોગી નરને નાર, પરસ્પર પ્યાર, ધરી સંસાર, ચલાવવા માંડે;
કંકાસ કલેશનું બીજ, અનીતિ છાંડે. ૫
નીપજે તેથી સંતતી, નિરોગી અતી, દિન દિન પ્રતિ, ખીલે બળવાળી;
વ્હાલેશ્રીનાં મન હરે, નજર તે ભાળી. ૬

ઝુલો.

ધાવતું હોય જે બાળ, પૂરેપૂરી સંભાળ, માએ કરવી તે કાળ,*
ખાવામાં વારંવાર, કરવો દરરોજ વિચાર, શરદી સ્પર્શે ન લગાર,
રાખો નહીં ગંદા પાસ, જ્યાં હવા હોય શુભ વાસ, તેવા સ્થળમાં નિવાસ,
માતાએ કરવો ખાસ, રોતું સાંભળી તે ઠામ, પડતું મૂકી સૌ કામ,
સંભાળો આઠે જામ, નિયમીત કરે પયપાન, મળમૂતરમાં હેરાન,–
નહિ થાય એટલું ભાન, રાખો માતા મતિમાન,
કરે કષ્ટ સહન, ધરી દયા, વરસ લગી જાયા
સૌથી સર્વોત્તમ સુખ નરી નર કાયા. ૧

---

બાળક જેમ મ્હોટું થાય, અન્નાદિક ખાય, તેમ તે માય કાળજી રાખે;
બહુ ખાટું ખારૂં તિખું ગળ્યું નહિ ચાખે. ૧
ના માફક હોયે ચીજ, મધુર ફળ–બીજ, તોય હરગીજ, કદી નવ આલે;
અતિશય ખાધે પણ રોગ ઘણા ઘર ઘાલે. ૨
સાદો હલકો ખોરાક, બનાવી ‡પાક, જૂજ કોઇ શાક, ભાજીની સાથે;
આપી ખાતાં શીખવો પોતાને હાથે. ૩
નાવણુ ધોવણથી પાક, વિમલ પોષાક, ઉજળા ચાક, સરીખો ધારે;
દુર્ગંધિ હવામાં જવા ન દે કોઇ વારે. ૪
દર આઠ દિને જૂલાપ, નિયમસર આપ, પેટ રહે સાફ, અજીરણુ ટાળે;
બચ્ચાંને શાણી માત એમ સંભાળે. ૫
ભણવાની ઉમ્મર થાય, નિશાળે જાય, નહિ રીસાય, જતાં હરખાય–
ટેવ એ પાડો,

---

* તે વખતે. ‡ પરિપક્વ.

નિર્દોષ રમત ગંમતે ગુજારે દા'ડો. ૬
સોબત સારીમાં ફરે, ન ખોટું કરે, વખતસર ઘરે આવીને વાંચે;
બદમાશ તણી સોબતે કદી નવ રાચે. ૭
કસરત દેનારા ખેલ, કરાવો સ્હેલ, અતિ મુશ્કેલ કામ નહિ સોંપો;
સદ્‌વર્તનના સંસ્કાર, હૃદય પર છાપો. ૮
જૂઠું વદવું એ પાપ, કરે સંતાપ, ભયંકર સાપ, સમું દુઃખદાઇ;
એ મહા મંત્ર દરરોજ ભણાવો ભાઇ. ૯

## ઝુલ.

જમવા માટે જ્યાં જાય, અકરાંતપણે નવ ખાય, શ્વાસની નળી ન દબાય,
હોજરી પોણી ભરાય, તેટલું અન્ન બસ થાય, પાણીનો ભાગ રખાય,
તો જીવ નહિ ગભરાય, પાચન વહેલું થઇ જાય, જો નિયમ નહિ સચવાય,
જ્વર ખાંસીથી સપડાય, બગડે લોહી સૂકાય,
નિર્બળતા ઘર બાંધીને કરે દૃઢ પાયા.
સૌથી સર્વોત્તમ સુખ નરી નર કાયા. (૨)

---

ગુર્જર–હિન્દુનો ચાલ, પરણતાં *બાળ, થાય બેહાલ શરીરને તોડે
પરિપક્વ થતાંની પ્હેલ, વહુ વર જોડે. ૧
નિર્બળ નીપજે સંતતી, ન્હાની આકૃતી, લોહિની ગતી, મંદ સૌ નાડી,
વામનજી સરીખાં રૂપ પિડાતાં દા'ડી. ૨
શરદીથી ઝટ સપડાય, ગરમ જો ખાય, કલેજાંમાંય, બળતરા થાતી.
કમ કૌવત દેહે વધે રોગ બહુ જાતી. ૩
બ્રહ્મચર્ય–વ્રત ભળે, નિયમ ના પળે, શરિરથી ગળે વીસની પ્હેલાં;
બેઅક્કલનાં માબાપ બને કુળ–ઘેલાં. ૪
મિથ્યા કુળનો અભિમાન–કરી અજ્ઞાન, બને હેવાન, બાળ પરણાવે;
તનદુરસ્તીનું સુખ, ન સ્વપ્ને પાવે. ૫
કન્યા મ્હોટી થઇ જાય, ઋતુવશ થાય, પછી મૂઝાય, બાળ–વર ભણતો;
વિદ્યાદેવીને તજી ગૃહસ્થી બનતો. ૬

---

* ન્હાની વયમાં.

વિધાબળ ક્યાંથી વધે ? કાર્ય નહિ સધે, અભણ કુલ મહે રહે છકકાતો;
શારીરિક બળ પણ ખુએ, વિષય મદમાતો. ૭
ચિંતામાં રહી ચકચુર, ઘટાડે નૂર, વિષય સુખ પૂર, વિષે ડુબી જાતાં;
બૈરી છોરાં દુઃખી થાય, શરિર સપડાતાં. ૮
કાંઇ ધરો હવે મન લાજ, કુડા રિવાજ, છોડવા કાજ, પ્રયત્ને વળગો;
બાજી હારી પાપી સડો કરીદો અળગો. ૯
કસરતથી આરોગ્યતા, જીંવન સુખલતા વૃદ્ધિપામતાં ફાયદાથતા, બીજા બહુભારી;
બળ જાળવવા સ્વપ્નથી તજો પરનારી ૧૦
આળસને આઘું કરો, હવામાં ફરો, ×નદી બે તરો, પ્રભુથી ડરો, પાપથી અટકો;
કર્તવ્યપરાયણ થવા ધરો મન ખટકો. ૧૧

ઝુલ.

વાંચી કરજો વિચાર, સૌ સુખ સાધનો સાર, છે નિરોગિતા ભંડાર,
કેવળ નીતિ આચાર, આપે એ સુખનો બ્હાર, નિયમિત રહેવું ઘરબાર,
નહિ ચુકવો નિયમ લગાર, કુદરતનો ગણી ઉપકાર, શાસ્ત્ર નોકરી સ્વિકાર,
તજવી કુડી નીતિ રીતિ તણી પણ છાયા,
સૌથી સર્વોત્તમ સુખ નરી નર કાયા ૩

---

આ શરીરમાં તાકાત, રહે ભલીભાત, વીર્યનો પાત થાય નહિ ઝાઝો;
છે સાત ધાતુમાં વિર્ય સરવનો રાજો. ૧
એ રાજા જો ઘટી જાય, રોગ ફેલાય, ક્ષીણ થઇ કાય પડે ઝટ વહેલી;
તે માટે રક્ષા વીર્યતણી કર પ્હેલી. ૨
જે કૃપણ હોય નરજાત, મથી દિનરાત, તોડશે ગાત્ર, દ્રવ્યને માટે;
ખરચે નહિ દમડી એક જીવને સાટે. ૩
એવી રીતે વીર્યને, મહાધન ગણે, વગર કારણે કાયા ન છણે, ઇશકને ફંદે;
તે ભીષ્મ સરીખો બને, જગત સૌ વંદે. ૪
કંજુસાઇ એ ખરી, શાસ્ત્ર શિખ ભરી, નીતિ આદરી સદા વાપરવી;
યશ સાથે શક્તિ શરીરની સંઘરવી. ૫

× પાણીની નદી-કસરત સારૂં. બીજી સંસાર રૂપી નદી.

આરોગ્ય હોય શરીર, બળે શૂરવીર, વડો તે ધીર શાંત મન રાખે;
રહી ક્ષમાવંત ઉદાર ન મેલું ભાખે. ૬
એ સરળ ચિત્તનો હોઈ, ચહે સૈ કોઈ, જીંદગી સોઈ ભરી ગૂજારે;
સૈ પ્રાણિ માત્રથી ઠરી, સરવને ઠારે; ૭
કસરતને કચ્છથી બંધ, જ્ઞાનનો છંદ, ન વિષયી ફંદ જેહને લાગે;
તે થાય નિરોગી, બલી ભાગ્ય પણ જાગે. ૮

ઝુલ

ટુંકામાં આપ્યો સાર, આરોગ્ય શક્તિ વિચાર, શાણા સજ્જન નર નાર,
કરશે હૈયાનો હાર. તો સફળ થશે સંસાર, સંતની થશે સુખકાર,
સંપત્ પણ જય જયકાર, આ ચોક કાવ્યના ચાર,
અંબાલાલ નિજ મતિ પ્રમાણે ગાયા,
સૌથી સર્વોત્તમ સુખ નરી નર કાયા. ૪

---

# મોઢ મિત્ર મંડળ.

પરમેશ્વરને પ્રણામ કરીને, સરસ્વતીને સંભારૂં,
શ્રી શંકરસુતને આરાધી, મોઢ મિત્ર મનમાં ધારૂં;
વિદ્યાદેવી વડી ઇશ્વરી, શક્તિ સહાય તું થાજે,
મોઢમિત્ર મંડળનું વર્ણન, ચિત્તે ચહી કરૂં આજે. ટેક.
મોઢેરા ઉપરથી જેનું, નામ પડેલું જણાય છે;
બ્રાહ્મણ કેરી નાત મોઢની, ગુર્જર દેશે ગણાય છે;
કપડવણજમાં આવી વસીયા, છપ્પનીયાની છાપ પડી,
ક્યારે કોણ પ્રથમ આવ્યા તે, ખરી વાત હજુ નથી જડી;
દલીલ ખાતર કહો ખાતરા, ખાત મહૂરત કરનારા,
મૂળ થાંભલી આવી રોપી, થયા પ્રથમ અહીં વસનારા.
ધીમે ધીમે બીજા ગામના, આવ્યા જથ્થા સાથ લઇ,
છસો સાતસો ઘરની સંખ્યા, એ પ્રકારે બની ગઇ;
અટક નિશાની ધરી આગવી, જૂદા જથ્થો જણાવવા,
યજ્ઞ યાગ પણ કીધા ભારે, ઉંચા કૂળમાં ગણાવવા;

બ્હોળા કુટુંબવાળા વિપ્રો, ધંધાથી ધનવાન બની,
ન્યાત વરા નીમિત્ત ધરી કરી, ભોજન તૃપ્તિ કરી ઘણી;
વારંવાર જમાડી પોતે, આગળ પડતા બની ગયા,
સારી રેંણી કરણી કરતાં, સંપ જંપથી સુખી થયા;
નાના મોટા એજ પ્રમાણે, જથ્થા ચાળીશેક થયા,
કાળે કરીને ધન સંતતિના, અભિમાનમાં ડુબી ગયા.
ચઢતી પડતી વારા ફરતી, બે ત્રણ પેઢી જતાં થતી,
ફોકટ ફૂલ ધરે છે માનવ, ઇશ્વરની છે ગહન ગતી.
જળને ઠેકાણે સ્થળ થાયે, સ્થળ પણ જળમય બની જતું,
પુણ્ય પાપનાં માપ રાખીને, જન્મ મરણ પણ નીપજતું.
કુદરત કેરા નિયમ પ્રમાણે, ફળ વાવે તેવુંજ જડે,
કરણી તેવી પાર ઉતરણી, એમાં ભૂલ ન કદી પડે.
એવી રીતે મોઢ જાતિમાં, ઉથલ પાથલ થયાં કરે,
કેટલાકના વંશ જાયને, કોઈ વડો વિસ્તાર ધરે.
સુખ દુઃખના ચઢે વાવટા, ને પાછા નીચે ઉતરે,
માયાનું બંધારણ એવું, માણસ હુંપદ ધરી મરે.
અહંપણાથી અનેક લીલા, થાય અને વળી લય પામે,
તે પ્રમાણે ખડું થયું આ, મોઢ મિત્ર મંડળ નામે

## સાખી.

પરમેશ્વર એ પર દયા ધરીને પાળે, ઘરડા પણ મીઠી નજર કરી નિહાળે;
વિદ્વાનજનો નિજ સહાયથી સંભાળે, ધર્મથી રળેલું ધન ધનવંતા આલે,
જેથી એ ઝાઝાં વર્ષ જીવતું ચાલે, સંપીને નાના જુવાન એમાં મ્હાલે,
દૃઢ નિશ્ચયથી મજબૂત બાથમાં ઘાલે, જેથી એ ઢીલું પડે નહિ કો કાળે.
મોઢ ન્યાતની દશા હાલની, નિહાળતાં અંતર દાઝે,
મોઢ મિત્ર મંડળનું વર્ણન, ચિત્તે ચહી કરૂં આજે. ૧

---

પૃથ્વી ઉપર પાપ ભાર થઈ, દુકાળને મરકી ચાલે,
ભૂખમરાથી શરીર નબળે, જ્વરાદીક રોગો સાલે,
મોઢ મિત્રને એ દુઃખ સાથે, બીજા પાપ ઘણાં વળગે,
વેર, ઝેર, ને કુસંપ કેરી, ઘણી દર ઘેરે સળગે;

વિદ્યાહિણા ધર્મ ન સમજે, કર્મ ભ્રષ્ટ પગલું ભરતા,
હરેક રીતે સ્વાર્થ સાધવા, ઇશ્વર થકી નથી ડરતા;
ધર્મ પ્રમાણે પરંપરાથી, ચાલ પડયો જે ન્હાવાનો,
પશુબુદ્ધિએ પળાય છે તે, કેવળ અનાજ ખાવાનો;
સંધ્યા પુંજા નિત્યકર્મનો, નાશ થયો નબળે કાળે,
નીતિ ન્યાય ગયાં છે નાસી, કેવળ અન્યાયે ચાલે;
ઓછી અક્કલ શકે ન સમજી, વિવેકથી વિચાર કરી,
દરેક પોતે ડાહ્યા સમજી, મિથ્યા કરે મુખે લવરી;
ન્યાત વિષે તકરાર પડે ત્યાં, પટેલાઇ સૌને ભાવે.
જથ્થાવાળો જાય જીતીને, સત્ય ન્યાયનું ના ફાવે;
પક્ષપાતને દૂર કરીને, ન્યાય કોઇને નહિ મળે,
એક બીજાની કરે ખોદણી, સ્વાર્થ સાધવા તર્ક ફળે.
ઘરડા ડાહ્યા ગયા ગુજરી, અક્કલ ઉડી જતી રહી,
મોટાને મોટાઇ આપવી, સ્વપ્ને વાતો ગઇ વહી.
ભાર બોજ ના રહે કોઇનો, કહુણી માર કજીઆખોરા,
દોડ પટલ થઇ ફરે ન્યાતમાં, કૂળતણા કાચા દોરા,
તુટી જાતાં વાર ન લાગે, પ્રજાપતિ ઘરની મટકી,
સમાન થઇ છે ન્યાત આપણી, છેક ગઇ નીતિ છટકી;
અગણિત એવાં પાપ થવાથી, પડતી દશા થવા લાગી,
દરેક સમજુ મોઢ મિત્ર તું, ઉંઘ તજી જોને જાગી.

## સાખી.

જાગીને જો તુજ સંતતિનું શું થાશે? આ બુરા વખતમાં જીંદગી કેવી જાશે,
વેપાર વણજ વિણ પેટ કેમ ભરાશે, ભિખવાનું આ કાળમાં નહિ પોસાશે;
વિદ્યાવિણ તુજને કોણ રાખશે પાસે, કડછી બરછીનાં દુઃખ કેમ સ્હેવાશે,
મોઢ મિત્ર પોતાની જંઘા ઉઘાડતાં શું નહિ લાજે,
મોઢ મિત્ર મંડળનું વર્ણન ચિત્ત ચહી કરૂં આજે. ૨

---

બ્રાહ્મણનું કર્તવ્ય કર્મ શું! તે આપણ સૌ ભૂલી ગયા,
દેશકાળ બદલાઇ જવાથી, ધારા સારા ગૂમ થયા.
શરીર કેરૂં પોષણ રક્ષણ, અન્ન વસ્ત્ર એથી થાયે,

તે પેદા કરવાને માણસ, પ્રયત્ન કરવાને ચ્હાયે;
સુલભ પડે જેને જે રસ્તો, તે તે હાથ કરી લેશે,
અન્ન વસ્ત્ર મેળવવા પૈસા, પેદા કરશે બહુ વેશે;
બ્રાહ્મણ કેરો ધર્મ સાચવી, પૈસો પેદા કરતાતા,
સમય હવે તે જતો રહ્યો છે, રહ્યા ન દેશી નૃપ દાતા;
તે માટે હરકોઇ ધંધો, કરવા કેરી ફરજ પડે,
વૈસ્યતણો વેપારે અથવા, યુદ્ધ ક્ષત્રી સાથ ચડે;
એ બે મધ્યે નહિ ફાવતાં, શુદ્રપણું લેવા માંડ્યું,
નીચ નોકરી સ્વિકારીને, બ્રહ્મકર્મ કેવળ છાંડ્યું.
સમા પ્રમાણે વર્તન કરવું, શિખામણ એ છે સારી,
ધર્મ કોઇ કાળે ન તજવો, એ લેવું ઉરમાં ધારી;
પ્હેલી વાત વશી મન મધ્યે, બીજી તો વીસરી ગયા,
તે કારણથી બ્રાહ્મણ સઘળા, નીચ કર્મથી દુઃખી થયા.
સારાસાર વિચાર કરીને, નોકરી જો પકડે પ્રીતે,
ધર્મતણું રક્ષણ પણ થાતાં, પેટ ભરે સુંદર રીતે.

### સાખી.

સામાન્ય નિયમ એ મોઢ મિત્રને લાગે, વિચાર કરો બ્રાહ્મણ શું કરતા આગે?
હાલમાં બ્રાહ્મણો રહે નહિ નિજ રાગે, તેથી તેઓને દૈવમાર બહુ વાગે.
તેથી શુભ ચિંતક બળે ખેદથી આગે, આ મોઢ મિત્રનું હજુ કેમ નહિ જાગે;
અંધારે અથડાતાં રહેવું, એશું મિત્ર તને છાજે,
મોઢમિત્ર મંડળનું વર્ણન કરવા ચિત્ત ચહે આજે.

---

નોકરી કરવા ચિત્ત ચ્હાય છે, આજ કાલ સરવે જનનું,
કાંઇ તેથી થાય ફાયદો, સમાધાન રહેછે મનનું.
દ્રવ્ય વગર ખાલી જે માણસ, તેને બીજું શું સૂઝે ?
ભૂખમરાના સખત રોગનો, ઘાવ કયે રસ્તે રૂઝે !
એમ વિચારી કરે નોકરી, જો કે તે આકરી પડે,
કારણ કે બીજા ધંધામાં, અડચણ આફત ઘણી નડે,
અન્નતણા દાતા ખેડુતની, હાલતમાં કસ રહ્યો નથી,
ધર્મ પુણ્ય કરવા ક્ષત્રી—બ્રાહ્મણની ના થાય મતી.

ઢોંગી ને ધૂતારા પેદા, થયા ઘણા આ કાળ વિષે,
તેથી બ્રાહ્મણ ધર્મા કર્મી, સાચો જૂઠો નહિ દીસે.
શ્રદ્ધા ઉઠી ગઈ લોકમાં, સાર ભીખમાં નથી રહ્યો.
ટુંકામાં આ સમયતણો, હેવાલ મિત્ર તુજને કહ્યો.
નીતિ રાખી હીંમત દાખી, ભાખી વાણી વિતત તણી,
બાળકમાં સદ્‌ગુણ રોપવા, ધર્મતણી ઘો કેળવણી.
ધર્મબીજ રોપેલું આગળ, જાતાં ઉગી નીકળશે,
ધર્મ સાચવી હરેક રીતે, ઉદ્યમથી ખાવા મળશે.
નીચ વ્યસન કે બદફેલીની, સોબતમાં પડતો અટકે,
કુસંપ મદ ને અદેખાઈનો, કાંટો કદી નહિ ખટકે.
માબાપો છે ફરજ તમારી, બાળકને વિદ્યા દેવી,
મોટાં થાતાં રક્ષણ કરશે, હર વાતે વિદ્યાદેવી.
પાપ વિષે પડતો અટકાવી, પેટતણું પુરૂં કરશે,
વિદ્યાદેવી વડી માવડી, સંપ કુટુંબ વિષે ભરશે.
ગ્નાત આપણી કપડવણજમાં, તેને એક કુટુંબ ગણો,
મોઢ મિત્ર મંડળમાં તેનો, સમાવેશ છે એમ ભણો.
વ્હેલા મોડા સરવ એક થઇ, એકપણું દીલમાં ધરશે,
મોઢમિત્ર જો તેઓ સાથે, નિત્ય વિનય ધરિ આચરશે.
સજ્જન સજ્જનપણું ન છોડે, જીવ ગયે નહિ જાત તજે,
જાત માતનો ટેક રાખીને, શંકર, શંકર, સદા ભજે,
દેવ ઉપર શ્રદ્ધા ધરવાથી, ભ્રષ્ટ થનો અટકે પ્રાણી,
ગ્નાત ભાઇની સમક્ષ, અંબાલાલ વદે વિનવી વાણી.

## સાખી.

લાગેછે ગ્નાતી વિષે મને બહુ મનમાં, વિદ્યાનો ક્યારે વાસ થશે હર તનમાં;
ક્યારે એ ચઢતી ગણાય વિદ્વજ્જનમાં, ઓછી કરશે ત્રાસના, પ્રિયા, ઘર, ધનમાં.
ઘડપણમાં વળગે ચિત્ત બ્રહ્મ ચિદ્ઘનમાં, સ્થિતિ થતાં એ મોઢમિત્રની

ગ્નાત યશસ્વી થૈ રાજે,
મોઢમિત્ર મંડળ વર્ણન, ચિત્તે ચહી કર્યું આજે. ૪

# અંતઃકરણ ચતુષ્ટય.

પરબ્રહ્મ આતમારામ, વ્યાપ્ત સૌ ઠામ, બીજા સૌ નામ, માત્ર કહેવાયે,
ઓળખતાં સત્ય સ્વરૂપ કામ થૈ જાયે.
માયા જે શુદ્ધ સદાય, અનાદિ ગણાય, યુક્ત જો થાય, બ્રહ્મની સાથે,
ઇશ્વર એ સંજ્ઞા ધરી સર્વને માથે.
એ કારણ કાયા ગણી, અનાદિ બની, સર્વનો ધણી, કહો તે માટે,
એમાંથી પ્રગટે સુક્ષ્મ દેહ ભલી ભાતે.
સુક્ષ્મમાં શીવ કહેવાય, અમર લેખાય, વૃષ્ટિની માય, સમષ્ટી કાયા,
એમાંથી પ્રગટે સ્થૂળ જગતની માયા.
ચૈતન્ય સ્થૂળમાં રહે, જીવ તે કહે, અનૂભવ લહે, જનમ ને મરણે,
કીધો નરતનુમાં નિવાસ અંતઃકરણે.
એનાં છે જૂદાં નામ, જુદાં છે કામ, નહિ વિશ્રામ, જરા એ પામે,
રોકાયેલું એ રહે છે આઠે જામે.

ઝુલણ.

બુદ્ધિને અહંકાર, મન ચિત્ત નામ એ ચાર, જેવો જેનો સંસ્કાર,
૧ ૨ ૩ ૪
કર્મોને અનૂસાર, ફળ દેવાને તૈયાર, જે પકવ થયું જે વાર,
તેવો કરશે વિચાર,
આચાર પછી તે નરનો તેવો થાયે.
ઓળખતાં સત્ય સ્વરૂપ કામ થઇ જાયે.

---

પેદા થાયે સંકલ્પ, તથા વિકલ્પ, વધૂ કે અલ્પ, ધર્મ એ મનનો,
નિશદિન એ ચંચળ રહે વેગ પવનનો.
આદૃષ્ય બધું દેખાય, ખરૂં લેખાય, ખડી એ થાય, કલ્પના મનની,
મનમાંથી પેદા થઇ સૃષ્ટિ સૌ તનની.
સ્થાવર જંગમ સૌ ચીજ, બની હરગીજ, સર્વનું બીજ, બન્યું મનમાંથી,
ગુણ રૂપ ગંધને સ્વાદ બને સૌ ત્યાંથી.
સૌ જાત તણી લાગણી, દ્વેષ રાગની, વેદમાં ગણી, પ્રજાએ મનની,
મન શક્તિ પ્રતિભા ગણાય છે ચિદ્દઘનની.

ઝુલણ.

મન પવન વેગી અસવાર, દશ ઇંદ્રિનો સરદાર,
છે બંધ મોક્ષ દેનાર, અદ્‌ભુત રૂપ તું ધરનાર,
સૌ ઠામ ગતી કરનાર, પળમાં પાછું ફરનાર,
નહિ કળાય એનો પાર, પ્રગટ્યો એથી સંસાર,
લયનો પણુ એ આધાર, એ આદિ રહીત અવતાર,
અંતર્લીન થઈ જો રહે સ્થિર સમતાએ,
ઓળખતાં સત્ય સ્વરૂપ કામ થઇ જાયે.

---

ચિત્તનો કરી વિચાર, મનન કરનાર, કરે તૈયાર, કામ કરવાનું,
ચિંતવન કરવાનું કામ ચિત્તનું માનું.
ઉડીને દોડી જાય, મનડું કહેવાય, ચિત્ત તે થાય, જઈ જ્યાં પડશે,
સ્થાનકમાં સ્થીરતા ધરી વિચારે ચડશે.
જોશે તે સાર અસાર, કરે પરકાર, આવશે પાર, ફાયદો જડશે,
કેવા સાધનથી કરૂં વિઘન નહિ નડશે.
મુળ ચિદ્રુપતણો પ્રકાશ, રહે ચોપાસ, તેહનો ભાસ, ચિત્ત તે જાણો,
અંતઃકરણે એ ગૂણ રહે નહિ છાનો.

ઝુલણ.

ચિત્તતો કરે વિચાર, બુદ્ધિ નિશ્ચય કરનાર,
સારા માઠાનો સાર, શોધે શુદ્ધ બુધિ નાર,
સૌ સદ્‌ગુણુનો ભંડાર, બુદ્ધિ પેદા કરનાર,
વિવેક પતી વરનાર, ઓમ્ તત્ સતને જોનાર,
બુદ્ધિદ્વારા પરમાર્થ તત્વ પરખાયે,
ઓળખતાં સત્ય સ્વરૂપ કામ થઇ જાયે.

---

ચોથો ગુણુ છે અભિમાન, ઘણો બળવાન, ભુલાવે ભાન, મૂળ વસ્તુનું,
અંતરને બુદ્ધિ વિના બનાવે સતું.
રાજસ તામસની સાથ, બીડાવે બાથ, કરે સંધાણ, મોહ માયાનો,
એ પ્રગટ્યો પહેલો પુત્ર પ્રકૃતી માનો.
સંસ્તી ખડી આ કરી, મોહની ભરી, અહંપદ ધરી, ફૂલાવી માયા,

બ્રહ્માંડ વિષે બહુ ભાત, તણી કરી કાયા.
"હું ને મારૂં" એ દાસ, બનાવ્યા ખાસ, સદા રહી પાસ, મોહમાં પટકે,
એ નૃપ ફુલણજી ફરે ઘેનમાં લટકે
મારા તારાનો ભેદ, વડી એ કેદ, કરાવે ખેદ, ધરી અંધારે,
અભિમાન જગતનું મૂળ, મહાપદ ધારે.

ઝુલણ.

એ મહત્તત્વ કહેવાય, એમાંથી ચોવીસ થાય,
સુક્ષ્મ ને સ્થૂળ બે કાય, એ અહંતણો મહિમાય,
અવળું એને દેખાય, સત્યની ન લેશે સ્હાય,
અડકે જો એની છાય, અંધારે ગોથાં ખાય,
દુર્ગુણ અંબાલાલ થકી ન વરણાયે,
ઓળખતાં સત્ય સ્વરૂપ કામ થૈ જાયે.



# કારીગરોને ઉત્તેજન.

જગત્ જનેતા ગણેશ માતા, તુજ સુતને હું નમન કરી,
બોલુંછું બે બોલ સમયપર, આવી લેજે વિઘ્ન હરી.
સરસ્વતિ ભરપૂર ભરે રસ, રસવાળી રસના કરવા,
આર્ય પ્રજાનો અસ્ત થયેલો, ઉદયાચલ તેજે ભરવા.
ભરતવંશના ઇષ્ટ ગુરૂ જે, વસિષ્ટ તેને કરૂં પ્રણામ;
ભરત વર્ષમાં વસનારાપર, પડતાં દુઃખો હરે તમામ.
અમર યુગોમાં આર્યજનોના, સુખ સિંધુની સીમા નહિ;
આ યુગમાં તે બહુ અઘ હરતે, ચૂશી સૂકો કીધો સહી.
મીન સરીખા દીન થઇને, આર્ય બંધુઓ તરફડતા;
જળવિણુ સૂકવણું પડવાથી, ભૂખ્યા તરસ્યા રખડતા.
પેટપૂર ખાવાનું ન મળે, ઉદ્યમ સઘળા ઉડી ગયા;
હસ્ત કળાનો અસ્ત થવાથી, કારીગર કંગાલ થયા.
પૃથ્વીમાતા દેછે તેનો, રસકસ પણ દિન દિન ઘટતો;
મફત જાય મ્હેનત ખેડુતની, દેવું કરીને દુઃખી થતો.

આવક કરતાં જાવક ઝાઝી, એ ઘર ક્યાં સુખી ચાલે;
દરેક વરસે તૂટ પડે તે, પેઢી ડૂબે સરવાળે.
સંપ વિનાનું ઘર પણ કોઇ, જંપી કદી નહિ બેસે;
વઢી મરે બે બાંધવ ત્યારે, પડોશી આવીને પેસે.
પડોશી ફીટી થાય ઘરધણી, ઘરના માલીક તો રઝળે;
કુસંપ કેરી બૂરી દશામાં, મત્સર પેઠે સૌ મસળે.
વિચાર ઉંડો કરો તમે ઓ, આર્યભાઇ શી ગતી થઇ;
સુખ સંપત આબાદાની ને, જાહોઝલાલી વહી ગઇ.
ચાર મીલોના માલીક થોડા, સુખ કદી હમણાં દેખે;
ભૂખે મરતા ગરીબજનોની, હાય હ્રદયમાં નહિ લેખે.
અંધારામાં રહેલ માણુસ, અતિ અજવાળે જો આવે;
આંખે ઝાંખ પડે તે વખતે, સ્પષ્ટ દેખવું નહિ ફાવે.
બેઠેલાને ઉભા રહ્યાના, દુઃખની સમજ નથી પડતી;
ભણતરથી ગણતર કરશો તો, પરોપકારી થશે મતિ.
સફાઇને સસ્તાઇ થાય તેમ, હુન્નર પાછળ ખોળ કરો;
સસ્તુ વેચી મન લલચાવો, સ્વદેશ ઉપર પ્રેમ ધરો.
ગ્રાહકનું મન ખેંચી લેવા, મૂકો પ્રથમ નરમ દોરી;
ગ્રાહકનું મન મોહ પામતાં, માલ જશે અધિકો હોરી.
કળા અને કૌશલ્ય વાપરી, સફાઇ માલ વિષે લાવો;
પછી યુક્તિથી કરી યોજના, ગ્રાહકનું મન લલચાવો.
વ્હાલો હોય સ્વદેશ તમોને, તો હૈયામાં દાઝ ધરો;
એથી સઘળો સ્વાર્થ સુધરશે, મનમાં ઉંડો ખ્યાલ કરો.
હાલ જરા હિંમત ને ધીરજ, રાખીને સસ્તું મૂકો;
યોગ્ય મળ્યોછે અવસર ત્યારે, લ્હાવો લેવા નહિ ચૂકો
નેક રાજ્યમાં નેકી કરતાં, સૌને સારો સાર જડે;
વફાદાર થઇ હિંમત રાખો, વિઘ્ન દેશને નહિ નડે.

**સાખી.**

એમ કરતાં બાળક થશે તમારો મોટો, ટળી જશે રોગ જે હાલ નડેછે ખોટો;
બહુ નફો થશે ના કદી દેખશો તોટો, ખમવો પડશે નહિ પીઠ ઉપર પર સોટો.
કેમ નહિ મંડો ધનવંતા નિજ અક્કલ ઠીક વાપરવા ?
આર્ય પ્રજાનો અસ્ત થયેલો ઉદયાચલ તેજે ભરવા. ૧

---

લોઢાનાં હથિઆર તમારા, દેશ વિષે જે બનાવતા;
ટાંકણીથી તલવાર લગી સૌ, ઉંચું પાણી ચઢાવતા.
છરા ચપ્પુ ને કાતર પાળી, જમ્મૈયા સંગીન કટાર;
ભાલા, બરછી, આરી, ફરસી, સુતાર સોનીનાં હથીઆર.
લુહાર તેને જૂહાર કરીને, પરવારી નવરા બેઠા;
ધંધો તેનો ભાગી પડતાં, લુહાર સોનીમાં પેઠા,
ફાંફા મારે ધંધા માટે, એક બીજાપર પડી મરે;
સવારથી તે સાંજ લગીમાં, રળી ન પૂરૂં પેટ ભરે.
કપડાં બનાવનારા કેરી, એથી બૂરી થઇ દશા;
ધંધા માટે વતન છોડીને, ભમતા બીજે ગામ વસ્યા.
ભાવસાર છીપા ને વણકર, સાળવી સુતરીઆ લોકો;
રૂ કાંતી ઉદર ભરનારી, નારી પણ પાડે પોકો.
પર મૂલકનો ભાત ભાતનો, માલ જોઇને મોહ થયો;
વિવિધ રંગને ઝળક નિહાળી, દેશ બધો અંજાઇ ગયો.
સસ્તા ઉપર નજર કરી પણ, ટકવાનો ના ખ્યાલ રહ્યો;
પૈસો ઉછળી પરમૂલકમાં, છલંગ ભરતો જાય વહ્યો.
સાચી કેળવણી ના પામ્યા, અર્થશાસ્ત્રની સમજ નહિ;
ઉંચી કોમ પ્રથમ લોભાઇ, ભભક્ પૂરમાં ગઇ વહી.
તે જોઇને હલકા લોકે, મોજ શોખનો સ્વાદ ધર્યો;
કપડાંના ભભકાથી ધન–છત બતાવવાનો યત્ન કર્યો.
અસલી ઘરડા બચાવ કરીને, સોનું રૂપું સંઘરતા;
ઘાટ ઘડાવી સારે ટાણે, અંગે દાગીના ધરતા.
સોનું રૂપું ઉંચી ધાતુ, કાટ ફાટની બ્હીક નહિ;
દુકાળ વખતે ભૂખે મરતાં, કુટુંબ રક્ષણ થાય સહી.
ભૂલી ગયા તે વૃદ્ધ શિખામણ, નવો જમાનો બદલાયો;
એ અવસરમાં અક્કલવંતે, ધન હરવા નાંખ્યો પાયો.
આર્ય બંધુઓ હવે સમજીને, અક્કલ ઠેકાણે લાવો;
નહિ તો થાશે વધુ ખરાબી, શું લેશો જીવતર લ્હાવો.

### સાખી.

સમજીને દેશી માલ ઉપર ધર પ્રીતિ, ઘરનું ધન આવે કામ અસલ એ રીતિ;
લઇને પાછું દે પ્રમાણિક જગ રીતિ, ઉંઘમાંથી જાગો રાત હવે ગઇ વીતી.

વીતીનો વિચાર કરી ઇચ્છા વતની વસ વાપરવા,
આર્ય પ્રજાનો અસ્ત થયેલો ઉદયાચલ તેજે ભરવા. ૨

---

ટુંકી વાત કહું તે મનમાં, લખી રાખજો મનન કરી;
પરદેશે જે દ્રવ્ય જશે તે, કદી ન જોશો તમે ફરી.
એક ગામમાં વ્યાજે નાણું, ધીરનાર બે હતા ધણી;
મારવાડનો એક હતો ને, બીજો ગામ તણો વતની.
દુર્બળ સ્થિતિ જ્યાની થવાથી, ગયો ઘરેણું હાથ ધરી;
મારવાડીએ ઓછે વ્યાજે, દાગીના પર ધીર કરી.
ત્રણુસેંના દાગીના ઉપર, બસેં રૂપિઆ ચાર આને;
વ્યાજે લાવી ઘેરે આવ્યો, ન્હાલ થયો મનમાં માને.
એવી રીતે ભીડ પડયાથી, બીજો જન પૈસા કાજે;
વતની પાસે જઈ રૂપિઆ, લાવ્યો પાંચ આને વ્યાજે.
ત્રણુસેંના દાગીના ઉપર, ધીર્યાં બસેં ને પચ્ચાસ;
પતીજ વતનીને મન પૂરી, પૈસા નથી જવાના લાસ
બીજે વરસે મારવાડના, શરાફને કંઇ કામ પડયું;
દેશ ગયો પોતાને ત્યાં પણ, અણચિંત્યું કાંઇ વિઘ્ન નડયું.
તે ના આવી શકયો ફરીથી, દુકાન પેઢી બંધ કરી;
વરસ પછી પેલા દાગીના-વાળાની સ્થિતિ સુધરી.
દાગીના છોડી લાવવા, શક્તિ એની થઇ જ્યારે;
ખોળ કરીતો સરાફ પરવારી નિજ દેશ ગયો ત્યારે
પસ્તાવો તે પૂરો પામ્યો, સસ્તે વ્યાજે લાવીને;
વ્યાજ લોભમાં ગયું ઘરેણું, ગયો વિદેશી ફાવીને.
વતની સરાફ કેરી પેઢી, ભાંગી ધંધો ના ચાલ્યો;
મુદ્દલ વ્યાજ લઇ બીજાનો, દાગીનો પાછો વાળ્યો.
વતનીને પરદેશી એમાં, જુઓ કેટલો ફેર પડે ?
દરેક બાબતમાં એ રીતે, અનેક તમને લાભ જડે.
સગપણ સોનું તે પોતાનું, પ્રીત પીતળ તે પરભાર્યું;
ભીડ પડે પોતા પાસેનું, કામ લાગશે અણધાર્યું.
પરદેશીની પ્રીત કહેછે, ઘાસ તાપણીની સરખી;
ભભકાથી શું ભાન ભૂલીને, જાવ તમે લેવા હરખી.

દીવેલ મૂકી ગ્યાસલેટનો, થાય કેટલો તો ઉપયોગ;
મૂર્ખજનો તો નથી જાણતા, થાય કેટલો એથી રોગ.
અકસ્માત ઉપજાવીને તે, કરે કેટલી નુકસાની;
શ્વાસોશ્વાસ લીધાથી એના, જીંદગીને પહોંચી હાની.
આંખે ઝાંખ ઝડપથી લાવે, ઘરની ઝેરી કરે હવા;
કુમળાં બચ્ચાં માંદાં પડતાં, બમણે પૈસે કરો દવા,
દિવેલથી દેખીતું સસ્તું, પણ અંતે એતો મોંઘું;
અભણજનોને નથી જણાતું, લોભાતા લેવા સોંઘું.
દિવેલના શા કહું ફાયદા, જ્યાં લાગે ત્યાં શીતળતા;
ભોંય ઢળેલું પાછું લાવે, કોડીઆની કેટલી મતા ?
ચીમની કેરા દામ ખર્ચીને, જોખમ કેટલું સંભાળો;
ઘણી ચીજોનું એજ પ્રમાણે, આંખ ઉઘાડીને ભાળો.

## સાખી.

લાકડી, છત્રીને બૂટ તણું પણ એવું, મોજાં, ચ્હા, ખાંડ, બીડી,
બંગડી મન લેવું, આકાશ તુટે થીગડું કહો કયાં દેવું ?
સઘળી ચીજોનું અહીં કેટલું કહેવું, ભણ્યા ગણ્યા ઓ દેશી ભાઇ,
પરખો દેશી ગોળ-રવા,
આર્ય પ્રજાનો અસ્ત થયેલો ઉદયાચલ તેજે ભરવા. ૩

---

અતિ ઉદ્દગારે પોકાર કરતાં, કાર્ય કશું નથી સુધરતું,
દેશ દાઝની ખરી લાગણી, ભાઇ હવે ઝટ મન ધરતું.
અવસર સોના સરખો આવે. તેને જતો નહિ કરવો;
હિંમત સાખી બાથ ભીડીને, ભેટીને હૃદયે ધરવો.
દસરાને દહાડે ના દોડે, ઘોડું કહો કયા ખપનું ?
અવસર ચૂકી ભવસર ચૂકે, માનવી તેતો નાકવનું.
દેશ ચીજોની દુકાન રૂપી, ગાડી ચલાવવા કાજે.
કામધેનું રૂપ ભરતભૂમિના, પુત્રો બળદ બનો આજે;
ગરદન ઉંપર ધરી ધુંસરી, બને તેટલું બળ આપી.
તન મન ધનથી તરીલાં તાણી, અક્કલથી કળ લો ચાંપી;

ચેતો ચેતો ભારત પુત્રો, પારસી, હિંદુ, મુસલમાન,
કુસંપ ન કરો માંહોમાંહી, ધરો જનેતાનું અભિમાન,
એક માતના જણેલ પુત્રો, ભાઇ ભાઇનો છે નાતો,
ધર્મ તણી જુજ ક્રિયા ફેરથી, કરો ન લઢવાની વાતો.
ઘણા કાળથી સાથે બેઠા, સાથે રહીને મોજ કરી,
એકજ ઘરના રહીશ આપણ, જુદાઇની તજવી લવરી,
સર્વે સંપી એક ચિત્તથી, દેશી ઉદ્યમ જગાડવો,
દેશી ચીજો વાપરવા ઘર–ઘર ઢંઢેરો વગાડવો.

મુફલસ મુસલમાન થયાને, હિંદુ પણ કંગાલ બન્યા,
હુન્નર કળાના ધંધા સઘળા, પરદેશી વસ્તુએ હણ્યા,
કારીગરો કરગરતા રવડે, નોકરી નોકરી જપ કરતા,
ગુલામ માફક કરી નોકરી, પેટ નથી પુરૂં ભરતા.
સઘળાને ના મળે નોકરી, મજૂર થૈ કામે લાગે,
સાધુ બાવા ફકીર વેશે, ભૂખે મરતા ભીખ માગે.
ઉમદા જેનો ખવાસ છે તે, બક્ષિશ ઉંચી કુદરતની,
ઉદારતા તેણે વાપરવી, શિખામણ એ હજરતની.
હિંદ પ્રજાની હાલત એવી, ભવિષ્યમાં કેવી થાશે ?
લાખો માણસ ભૂખમરાથી, આ દુનિયા છોડી જાશે.
દયા એમની ઉરમાં આણો, ગરીબ પિડાતા ભૂખ ત્રાસે,
જુવાબ તેનો દેવો પડશે, અંતે એક પિતા પાસે.
નેકી કરવા પુષ્કળ ધનને, અક્કલ તમને આંપી ખાસ,
ભાઇ બંધુને ભૂખે મારી, શું મ્હો લઇ જશો તે પાસ.
આવી રીતે અનેક વાતે, હિંદ તણી દિન દિન પડતી,
થાયે તેની અભણ જનોને, સમજણ પૂરી નથી પડતી,
ભણેલ દુરદર્શીને ડાહ્યા, ફરજ બજાવે જો પોતે,
અણસમજુપર હેત ધરી, સમજણ પાડે સમજે તો તે.
દેશતણી ઉન્નતિ કેરી, મતિ કરવાની મુજ નથી શક્તિ,
પણ ઉન્નતિની ઇચ્છા મારા, હૃદયે વળગી રહી અતી,
વિસ્તારી શું કવિ કહિ શકશે, તમે તમારા મનપર લો,
ભૂખે મરતાના આંસુથી, શ્રીમંતોનાં મન પલળો.

બ્રીટન કેરા નેક રાજ્યમાં વિદ્યા હુન્નર અને કળા,
ઉદાર દિલથી શિખવાડે છે પ્રોફેસર ઇંગ્રેજ ભલા;
ઉંચ પંક્તિમાં ગણાવવાને લાયક તમને કરવાને,
જ્યાર્જ મહારાજા ખુદ પોતે ઇચ્છે છે સુખ ભરવાને.
ઇંગ્રેજોના ઉંચ ગુણોને અંતરમાં ખુબ ઠસાવવા,
રાજ્ય ભક્ત રહિ વફાદારીથી પ્રયત્ન કરવા સુખી થવા;
સૌથી ઉત્તમ વિદ્યા–બળ તે દેવા માટે મહીપતી,
વિદ્યા–ખાતે ખર્ચ પાડવા રકમો બક્ષે ઘણી અતી.

સાખી.

વિસ્તાર કરી ના લખી શકું સૌ વાતો, બંદોબસ્ત એનો કરે હિંદની જ્ઞાતો
દેશનો માલ જો થાય અહીં વપરાતો, તો ભવિષ્યમાં આ દેશ થાય કંઇ માતો,
ઉઠો ઉઠો ઉત્તેજક પીવા–વાર લગાડો શું કરવા ?
આર્ય જનોનો અસ્ત થયેલો, ઉદયાચળ તેજે ભરવા.

## માયા વિષે.

આ ચમત્કાર સંસાર,–તણો વ્યવહાર, જણાય અસાર, અસત એ માયા,
પરબ્રહ્મ સત્ય સ્વરૂપ તણી છે છાયા.
આદ્રષ્ય બધી છે જાળ, વડી વીકરાળ, ઘાતકી કાળ, સર્વને મારે,
અવતરે અમર ના કોઇ સરવ સંસારે.
લીલા રમવી આદરી, સ્ફુરણ નિજ કરી, જગત નીપજાવ્યું,
માયા શક્તિ મૂકીને બધું લપટાવ્યું.
એકી રીતે એ એક, અસંખ્ય અનેક,–રૂપે દેખાયો,
અજ્ઞાનીને એ જુદો શીવ સમજાયો.

ઝુલ.

સ્ફુરણાથી માયા થઇ, કીરણને વળગી ગઇ,
સૃષ્ટિરૂપે એ રહી, આકાર બ્રહ્મને લઈ બની સૌ કાયા,
પરબ્રહ્મ સત્ય સ્વરૂપ–તણી છે છાયા.

वेदांताचा विवेक, ह्मणावा एक, दूसरा नाहीं,
अज्ञानपणा भिन्नता शिवाची पाही.
निज तेज रुप तरंग, मायेचा संग, धरीती जेव्हां,
अज्ञान जीवहे भिन्न समजती तेव्हां.
अद्‌भुत लीला ईश्वरी, मानुनी खरी, मुनी वीसरले,
निज रूपाला जाण ते संत जन तरले.
वीराटरुप ब्रह्मांड, व्यर्थ लचांड, एक हे जाण, एक देवाचें
माया संगे अद्वैत ब्रह्मतो नाचे.

फुल.

मी ब्रह्मरूप निर्वाण, निश्चय ऐसा मनीं आण, तुं
स्वतः स्वताला जाण, माया जगताची आई
आणिती जाया, परब्रह्म सत्य स्वरूप पतळी छे छाया.

પરબ્રહ્મ સત્ય સ્વરૂપ-તણી છે છાયા.
આદમ ખોદાકા નૂર, ખલકસે દૂર,-નહિં ખોદા હૈ.
એ અક્કલ આદમી કહે ખુદા જુદા હૈ.
ખુદ રોશન હૈ હરગીજ, ભિતર સબ ચીજ, નહિં હૈ ન્યારા,
પ્રાની દુનિયાકા ફેલ બનાયા સારા.
સચ્ચા વો આપહિ એક, હંમેશાં નેક, નહિ બદલાતા,
જૂઠી માયા કે લીયે જૂદાઇ પાતા.
તું આપહીકોં પેછાન, ગૌરકર જાન, ન દુસરા કોઇ,
ફિલસૂફીકે ગ્યાનસે એક રૂપ હોઇ.

ઝુલ.

સ્થાવર જંગમ સબ માલ, જડ ચૈતનકા કયા હાલ,
કિયા જીને આપકા ખ્યાલ, છૂટી ઉસકી જંજાલ,

ખુદ આપ અમર વો જનમ મરણુ નહિ પાયા,
પરબ્રહ્મ સત્ય સ્વરુપ-તણી છે છાયા

---

By the Almightys grace, great progress,
બાઇ ધી ઑલમાઇટ્રીજ ગ્રેસ ગ્રેટ પ્રોગ્રેસ
various race, in Europe made.
વેરિઅસ રેસ ઇન યુરપ મેડ
Tovrards religion best attention paid.
ટોવર્ડસ રીલીજન બેસ્ટ આટેનશન પેડ
Sophism in tne vest, Ideem best, eternal rest
સોફીજમ નઇ ધિ વેસ્ટ આઇડિમ બેસ્ટ, ઇટર્નલ રેસ્ટ
mau obtains;
મ્યાન ઑબ્ટેન્સ
Alpervading dimself Unns he reigns.
ઑલ્પરવેડિંગ હીમસેલ્ફ યુનસ હી રેન્સ
Self-Knowing is esseuce, Supreemus sense;
સેલ્ફ નોઇંગ ઇજ઼ ઇસેન્સ સુપ્રીમસ સેન્સ
Thinks two pence, all this case.
થીંક્સ ટ-પેન્સ ઑાલ ધિસ કેસ
It seems real but is really hopelees.
ઇટ સિમ્સ રિઅલ બટ ઇજ઼ રિઅલી હોપલેસ
By thinking very deep throwring off sleep,
બાઇ થીંકીંગ વ્હેરી ડીપ થ્રોઇંગ ઓફ સ્લીપ
light beholds;
લાઇટ બીહોલ્ડ
Thou art God thyself who made this worlp.
ધો આર્ટ ગૅાડ ધાઇસેલ્ફ હુ મેડ ધિસ વર્લ્ડ
He is not distinct, brutal instinct, says he else
હી ઇજ નૅાટ ડીસ્ટીંક્ટ બ્રુટલ ઇન્સ્ટીંક્ટ સેજ હી એલ્સ
Because delusion great within him dwells.
બીકૅાજ ડીલ્યુજન ગ્રેટ વિધીન હિમ ડવેલ્સ

Before this creation, there was one, Self-alone,
બીફોર ધિસ ક્રિયેશન ધ્યેર વૉજ વન, સેલ્ફ્ અલોન
great Almighty
ગ્રેટ ઓલમાયટી
Divided he himself into Trinity.
ડીવાયડેડ હી હિમ્સેલ્ફ ઈન્ટુ ટ્રીનીટી

સાખી.

For self diversion Universe he made
ફોર સેલ્ફ ડાયવર્ઝન યુનીવર્સ હી મેડ.
This whole Universe is only His shade,
ધિસ હોલ યુનીવર્સ ઈજ ઓન્લી હીજ શેડ,
Only they see who have great thinking head
ઓન્લી ધે સી હુ હેવ ગ્રેટ થીંકીંગ હેડ
According to Vedant Ambalal said
એકૉર્ડીંગ ટુ વેદાન્ત અંબાલાલ શેડ
Man knows real Essence philsophy via.
મ્યાન નોજ રિઅલ ઇસેન્સ ફિલ્સુફી વાયા
પરબ્રહ્મ સત્ય સ્વરૂપ–તણી છે છાયા.

---

## સર્વત્ર ઐક્ય.

પરબ્રહ્મ સર્વેનો બાપ, ખુદા તે આપ, ગોડ પણ તે છે,
જૂદી ભાષામાં જુદાં નામ સૌ દેછે.
અજ્ઞાની ઝગડો કરે, લઢીને મરે, ધર્મને નામે,
પણ સૌ જાતીનો એક વસે સૌ ઠામે.
બહુ દૂર દૂર છે દેશ, તેથી દરવેશ, જુદા સૌ કીધા,
થંડી ગરમીના પ્રમાણમાં એ લીધા.
ખોરાક વિષે પણ તેમ, થયા છે નેમ, ભુમી જે આલે,
જેને જેવું ઝટ મળે પેટ તે ઘાલે.
વિદ્યાએ વૃદ્ધિ કરી, ભુમી સુધરી, મતિ દોડાવી,

પ્રાણી ભક્ષણની ટેવ અછી છોડાવી.
જ્ઞાને ઉંડા ઉતર્યા, નિયમ શુભ કર્યા, પ્રાણીને પાળે,
શી મતલબ માર્યા તણી ભૂમી જ્યાં આલે.

ઝુલ.

રીતભાત ચાલ રીવાજ, એ સૌ માનવનાં કાજ, સુધરી જમ લોક સમાજ,
શોધ્યાં ઉપયોગી સાજ, જે વિના ન ચાલે રાજ. તે કરતાં ન ગણી લાજ,
જ્યાં ચાલ્યો નહિ ઇલાજ, તે કરી શક્યા નહિ તાજ,

ઇશ્વરે આમ આ કર્યું વ્યર્થ એ કહે છે
જૂદી ભાષામાં જુદાં નામ સૌ દેછે.

---

नीति विषयी उपदेश, मुनींनी बेश, वर्णिला जाणा,
सघळ्या शास्त्रांत समान, मनीं तो आणा.
भजनाचा भिन्न प्रकार, तथा आचार, भिन्न आहेतो,
जो तो अनुकुल साधने, स्वताची घेतो.
आराध्य वस्तुती एक, धरुनियां टेक, सर्व मानीती,
निर नीराळ्या पद्धती मूनी दावीती.
कर्ताचे आपण लोक, पिताती एक, सत्य जाणावें,
बंधुत्व मनीं आणुनी, सदा वागावें.

झुल.

इस्लाम आर्य पारसी, ख्रिश्चनादिकांचा शशी,
आहे एकची आरशी, निरनीराळ्या मानसी,
प्रकृती ठेविलि जशी, भिन्नता भासती तशी,

## सर्वांचे एकचि ब्रह्म अनंत कळेचें.

જૂદી ભાષામાં જૂદાં નામ સૌ દે છે.

કહતે હે મુસલમાન, રામ રહિમાન, દોનું હે ભાઈ,
બચ્ચે એકહિ બાપકે નહિ જૂદાઇ.
દિલસુદ્ધ પઢકર કૂરાન, મિલાકર ગાન, કરે પૈછાન, રહે મસ્તાને
કાફર કીસીકો કહે નહિ વો દાને.
ખુદને એ પૈદા કરી, ખલક સબ ભરી, આદમી પરી, બનાઈ જાતાં,
ખોજસે કરો દરિઆફ મઝબકી બાતાં.
જૂદાઈ કહાંસે આઈ, કહો સબ ભાઇ, કોણુહે દૂજા,
જીસકી ખ્રીશ્ચન પારસી કરત હૈ પૂજા.

ઝુલ.

આદમ જો પહિલે બના, આદિમ આર્યોને ગિના, જુજ જૂદા ખાના પિના,
ઉસમે હૈ કયા બડી બિના, કોઇપેં રખના નહિ કિના, દૂર કરો ઝનુની સિના,
માલીક દુનીઆકા દે;ર બેઠકે ખેંચે,
જૂદી ભાષામાં જુદાં નામ સૌ દેછે.

---

Doctrines of Christion—hood are but good
ડૉકટ્રીન્સ ઓફ ખ્રિશ્ચન હુડ આર બટ ગુડ
Simlar to us
સીમીલર ટુ અસ.
They do not vary but are Unanimous
ધે ડુ નૉટ વેરી બટ આર યુનાનીમસ.
In thsir holy reign Trinity chain
ઇન ધેયર હોલી રેન ટ્રીનીટી ચેન
great they have
ગ્રેટ ધે હેવ.
Indian Vishnu, Vidhatrn and Mahadeva
ઇન્ડીયન વિષ્ણુ વીધાત્ર એન્ડ મહાદેવ.
Learned meu do confess Aryau race in one
લર્નેડ મેન ડુ કનફેસ આર્યન રેસ ઇન વ

place, lived formerly
પ્લેસ લિવ્ડ ફૉર્મર્લી.
migrated they from there in times early
માઇગ્રેટેડ ધે ફ્રૉમ ધેર ઇન ટાઇમ્સ અર્લી
Families many were begotten there, where they lived
ફેમીલીઝ મેની વેર બિગાટન ધેર વ્હેર ધે લીવ્ડ
In various forms and modes God believed
ઇન વેરીઅસ ફૉર્મ્જ એન્ડ મોડ્જ ગૉડ બીલીવ્ડ
Almighty Father One, next to none most Supreme
ઑલ્માઇટી ફાદર વન નેક્સ્ટ ટુ નન મોસ્ટ સુપ્રીમ
Merciful Goodness all I Him deem
મર્સીફુલ ગુડ્નેસ ઑાલ આઇહીમ ડીમ.

ઝુલ

Where is alienation, All are but one Nation of Omni
વ્હેર ઇજ એલિઅનેશન ઑાલ આર બટ વન નેશન ઑાવ ઓમ્ની
Potent One Who dwells in the Heaven
પોટન્ટ વંન હુ ડવેલ્સ ઇન ધી હેવંન
Who are philosophers, brother-hood they say
હુ આર ફિલૉસોફર્સ બ્રધરહુડ ધે સે
જુદી ભાષામાં જુદાં નામ સૌ દેછે.

# પરચુરણ સાંસારિક.

અંતઃકર્ણ વિષે નરો અધમ થૈ, રાખે કુડી કામના,
બાઝી બાવળને કરે જગ વિષે, કાંટા તણી નામના;
લાલાજી બનીને કુસંગત વિષે, કાયા નકામી કરે.
લાગે લાંછન કૂળને જનમ સધી દુઃખ પામી મરે.

साधोःसंग वशात् तु पातक शतं, याति, क्षणान्नष्टताम्
राजन्ते खलुतेन सद्य पुरुषाः सर्वैर्गुणै र्मण्डिताः

**ગાયા નામ ખલસ્ય દુર્ગુણ ગણાન્ વેગેન વૈ વર્ધતે.**
**તસ્માદ્બુદ્ધિ વિચાર શીલગુણિભિ રાચંતુ સંગૃહ્યતામ્**

વર્ધી ફાદર ઑફ ઑલ વન હી નો ધ્યાન હી બેટર
સૌનો એક પિતા બધા જગતમાં, વ્યાપી રહ્યા ઇશ્વર,
સર્વાચા કરૂણાયુ ઇશ્વિર પિતા, ત્યા વીણુ નાહી પર
અલ્લા મીર ફકીરકા ખાલક સારીકા બડા પેહર.

## બ્રહ્મ વિષે સવાલો.

૧ ( अ ) શું ? અગર કોણ છે ? ( ब ) શા માટે છે ? અગર કોને માટે છે ? ( क ) ક્યાં છે ? ( ड ) કેટલું છે ? અગર કેવડું છે ? ( ई ) ક્યાં સુધી છે ? ( फ ) કેવું છે ? ( ज ) ક્યાંથી છે ? ( च ) એનું શું થવાનું છે ? ( आइ ) ક્યારથી છે ?

૨ **ब्रह्म**, **माया**, **नीयाति**, **संवित्**, **चित्त**, **मन**, **बुद्धि**, **अहंकार**,
१ २ ३ ४ ५ ६ ८ ८
ને **जीवन.**
९

એ દરેકની ટુંકી, સ્પષ્ટ, અને સમ્પૂર્ણપણે સમજાય એવી વ્યાખ્યા આપો.

૩ જગતમાં બધા પ્રાણીઓને (જૂદી જાત, ધર્મ, વર્ણના અને દેશના બધા દેશ કાળમાં ) એક સરખી રીતે પ્રીય લાગે એવી એક વસ્તુ કઇ ?

૪ अ એવો કયો સૌથી ચઢીઆતો શ્રેષ્ટ સદ્ગુણ છે કે જે બરાબર સખત રીતે પાળવાથી બીજા કોઈ પણ દુર્ગુણ માણસમાં પેસી શકે નહી ?

ब કયો એવો દુર્ગુણ છે કે તે તજવાથી બધા દુર્ગુણ દૂર થાય ?

૫ અ પાંચ જ્ઞાનેંદ્રિયોમાંથી વધારે વપરાતી અગર ઉપયોગમાં આવતી કઇ છે? અને વધારે ગુન્હા કોનાથી બને છે?
ब પાંચ કર્મેન્દ્રિયોમાંથી વધારે વપરાતી કઇ? અને કોનાથી વધારે ગુન્હા બને છે?

૬ **बा** ને **मा** એમાં પ્રથમ કોણ? **बा** માં કાંઇ વધવાથી **मा** થાય કે **मा** માં કાંઇ ઘટવાથી **बा** થાય?

૭ ઇશ્વર કર્તા કહીએ તો તેણે મરવાનો ભય પ્રાણીમાં મૂક્યો તેવો મારવાનો ભય તેનામાં કેમ નહિ મુક્યો?

૮ કોઈ પણ પ્રાણી અગર ચેતન દ્રવ્ય પાંચ કરતાં એક પણ ઓછા તત્વનું બનેલું હોય છે?

---

# મિત્રમંડળ પાંડવાષ્ટક.

## આર્યા.

કુંતા કર્ણ તજેલી, પરણ્યા પ્હેલી જણી સુરજ બળથી;
પછીં ત્રણ પ્રસવી રહ્યા, બે માદ્રીના થયા સુ–રજ–બળથી. ૧

યુધિષ્ઠિર સત્યવાદી, સર્વગુણી નીતિવાન નર વિમળ;
ધર્મ નામ લઈ જનમ્યો, કર્ણ પ્રતાપી સમાન નરવિ-મળ. ૨

ભીમ શરીરે જબરો, અક્કલ કેરૂં કરે બળીદાન;
વજ્ર થયો વિખ ભક્ષી, અસુરોનું અર્પતો બળીદાન. ૩

અર્જુન મધ્યમ અક્કલ, ચપલ વીજળી ખરે સુ–શર કરથી;
યુક્તિ મ્હેનત એની, ધારેલું કાર્ય શિઘ્ર સર કરતી. ૪

નકૂલ વરણાગીનું, નખોદ વાળે નમે ન નર કોથી;
ભવ ભમ ભેગી કરવા, કરે અખાડા ડરે ન નરકોથી. ૫

સહદેવ સહે શહ સૌની, પણ કોની શેહમાં ન લેવાયે;
મૌન ગતી કરીં શુભ ક્રિ, પણ જોયા વગુ ધસે ન લેવા એ. ૬

એ રૂપ કૃષ્ણ કેરાં, મોટા નાના ખરા અને ખોટા;
ચાતુર્ય બુદ્ધિ છળ–કળ, અનુક્રમે એ સુગંધના ગોટા. ૭

કૃષ્ણાશ્રયથી પાંડવ, ઘરને બાહેર સુવાદ આચરતા;
સત્ય અગર પાખંડે, શ્રેષ્ટ મગજનો સવાદ એ ચરતા. ૮

સરવે ભાઇ ઇચ્છે, પાર્થ દ્રૌપદી બળે મઢી લાવે;
શંકર સમીપ જૈને, ભોગવશે ભોગ રોગ ઢીલા એ. ૯

ઉજ્વળ કૃષ્ણ પ્રતાપે, પાંડવ ગીતા કળી નવી પ્રગટી;
આઠ વિષે એ વૈષ્ણવ, બાકીની શીવ લીન વિપ્ર–કટી. ૧૦

અંબાલાલે વ્હાલી, પાંડવ ગીતા તણી ગુંથી કલગી;
કૃષ્ણજી સુવાસ લેવા, હેત ધરી ધારશે સ્વ નાક લગી. ૧૧

॥ ॐ श्री ॥

श्रीशंकराचार्यविरचित

# मणीरत्नमाला.

## મંગલાચરણ.

### શાર્દૂલવિક્રિડિત છંદ.

બ્રહ્માનંદતણી લહેર લગિરે લાગે કદી જો મને,
અભ્યાસે વધતી જશે, અનુભવે ગાઢી થશે ચિદ્ઘને;
જો શ્રી શંકરની શિખામણ ભરી માળા ગળે ઘાલશે,
જીવનમુક્ત રહી અહી જગ વિશે આનંદમાં મ્હાલશે.

अपारसंसारसमुद्रमध्येनिमज्जतोमेशरणंकिमस्ति ॥
गुरोकृपालोकृपयावदैतद्विश्वेशपादांबुजदीर्घनौका ॥१॥

### શાર્દૂલવિક્રીડિત.

આ સંસાર અપાર સાગર વિશે ડૂબી ખરે હું મરૂં,
મારા પુજ્ય ગૂરૂ કહો શરણુ હું કોને જવાથી તરૂં;
એ દયા શ્રીગૂરુદેવ શિષ્ય સુણુ સારી શુદ્ધ ભક્તિ બળે,
પામે પાર મહેશના પગરૂપી હોડી કદી જો મળે. ૧

बद्धोहिकोयोविषयानुरागीकोवाविमुक्तोविषयेविरक्तः ॥
कोवास्तिघोरोनरकःस्वदेहस्तृष्णाक्षयेःस्वर्गपदंकिमस्ति ॥२॥

### વસંતતિલકા.

તે બદ્ધ જે વિષયને વળગી રહ્યો છે,
તે મુક્ત જે વિષયથી અળગો થયો છે;

આ ઘોર નર્કસમ છે નર દેહ તારી,
તૃષ્ણા ટળે સ્વર્ગની મળિ જાય બારી. ૨

संसारहृत्कस्तुनिजात्मबोधःकोमोक्षहेतुःकथितःसएव ॥
द्वारंकिमेकंनरकस्यनारीकास्वर्गदाप्राणभृतामहिंसा ॥३॥

ઉપેંદ્રવજ્રા.

સંસાર જીતાય નિજાત્મ જ્ઞાને, વિરામ પામે નિજરૂપ જાણે;
સ્રીસંગથી નર્ક વિશે જવાયે, હિંસા તજે સ્વર્ગ નિવાસ થાયે.

शेतेसुखंकस्तुसमाधिनिष्ठोजागर्तिकोवासदसद्विवेकी ॥
केशत्रवःसंतिनिजेन्द्रियाणितान्येवमित्राणिजितानिकानि ॥४॥

ઉપેંદ્રવજ્રા.

સમાધિવાળો સુખથી સુવે છે, જાગી વિવેકી સદ્ અસદ્ જુવે છે;
દશેંદ્રિયો શત્રુ સમાન જાણો, તે[१] મિત્ર થાશે વશ ચિત્ત આણો.

कोवादरिद्रोहिविशालतृष्णःश्रीमांश्चकोयस्यसमस्तितोषः ॥
जीवन्मृतःकस्तुनिरुद्यमोयःकोवामृतास्यात्सुखदानिराशा ॥५॥

શાર્દૂલવિક્રીડિત.

તૃષ્ણા જેનિ વિશાળ તે જન સદા કંગાલ ભીખારડો,
જે સંતોષ–ધને રહે મગન તે શ્રીમંત જાણો વડો;
જીવંતો નર જેહ ઉધર્મહિણો તેને મુઓ માનવો,
આશા પારકિ મૂકિ અમૃતતણો પ્યાલો ગળે માંડવો. ૫

पाशोस्तिकोयोममताभिधानःसंमोहयत्येवसुरेवकाशी ॥
कोवामहांधोमदनातुरोयोमृत्युश्चकोवाऽपयशःस्वकीयम् ॥६॥

શાર્દૂલવિક્રીડિત.

મારૂં હું અભિમાન એ જગતમાં છે બંધનાં સાધનો,
સ્રી મોહે મદિરા સમાન નરને ઉંધો પછાડે ઘણો;
કામાતૂર અભાગિયો જન હશે તે આંધળો છે અતિ,
ભારે મોતથિ શું કહો જગતમાં? પામ્યો બુરી કીરતી. ૬

कोवागुरुर्योहिहितोपदेष्टाशिष्यस्तुकोयोगुरुभक्तएव
कोदीर्घरोगोभवएवसाधोकिमौषधतस्याविचारएव ॥ ॥७॥

ઉપેંદ્રવજ્રા.

ગૂરૂ ખરો જે હિત બોધ આપે, તે શિષ્ય જે સદ્ગુરૂ ભક્તિ રાખે;
સંસાર છે રોગ તણી વખાર, તેનું ખરે ઓસડ ત[2]ત્વિચાર.

किंभूषणाद्भूषणमस्तिशीलं, तीर्थंपरंकिंस्वमनोविशुद्धं ॥
किमत्रहेयंकनकंचकांताश्राव्यंसदाकिंगुरुवेदवाक्यम् ॥८॥

ઉપેંદ્રવજ્રા.

સૌથી વડૂ ભૂષણ શીલ-વૃત્ત, સૌથી વડૂ તીર્થ પવિત્ર ચિત્ત;
કાંતા અને કાંચન બે વિસારો, જ્ઞાની થવા શુદ્ધ વિવેક ધારો

केहेतवोब्रह्मगतेस्तुसंतिसत्संगतिर्दानविचारतोषाः ॥
केसंतिसंतोऽखिलवीतरागाअपास्तमोहाःशिवतत्त्वनिष्ठाः ॥९॥

વસંતતિલકા.

લાગે કહો કવણ રીતથિ બ્રહ્મ રંગ ?
સંતોષવૃત્તિ સુવિચાર સદા સુસંગ;
વૈરાગ્ય-પૂર્ણ, વળિ મોહજ મારનારો,
તે બ્રહ્મનિષ્ઠ જન સાધુ ગણાય સારો. ૯

कोवाज्वरःप्राणभृतांहिचिंतामूर्खोस्तिकोयस्तुविवेकहीनः ॥
कार्यामयाकाशिवविष्णुभक्तिःकिंजीवनंदोषविवर्जितंयत् ॥१०॥

ઇંદ્રવજ્રા

ચીંતા સદા સર્વથી તાવ ભારે, મુર્ખો કયો જે ન વિવેક ધારે.
ક્રિયા શું કરવી શિવ વિષ્ણુભક્તિ, પૈસા રળો ના કરિ પાપ જુક્તી. ૧૦

विद्याहिकाब्रह्मगतिप्रदायाबोधोस्तिकोयस्तुविमुक्तिहेतुः ॥
कोलाभआत्मावगमोहियोवैजितंजगत्केनमनोहियेन ॥११॥

૧ તે ઇંદ્રિયો વશમાં લાવવાથી મિત્ર સમાન થશે.
૨ તત્ એટલે તે, એટલે બ્રહ્મવિચાર-ભવ-જગત અસાર છે એવો વિચાર.

ઇંદ્રવજ્રા.

વિદ્યા ખરી બ્રહ્મગતી બતાવે, તે બોધ જે મોક્ષનું ભાન લાવે;
આત્મા પિછાની ભર લાભ સારો, જીતે જગતકો મન મારનારો. ૧૧

शूरान्महाशूरतमोऽस्तिकोवामनोजबाणैर्व्यथितोनयस्तु ॥
प्राज्ञोतिधीरश्चसमस्तिकोयःप्राप्तोनमोहंललनाकटाक्षैः ॥१२॥

વસંતતિલકા.

તે શૂરવીર સૌથી અધિકો ગણાયે, જે કામ બાણ થકિ ના લગિરે ઘવાયે;
સ્ત્રી હાવભાવ નયને નહિ મોહ પામે, તે જ્ઞાનવાન નર ધીર ધરી વિરામે. ૧૨

विषाद्विषंकिंविषयाःसमस्तादुःखीसदाकोविषयानुरागी ॥
धन्योस्तिकोयस्तूपरोपकारीकःपूजनीयोननुतत्त्वनिष्ठः ॥१३॥

વસંતતિલકા.

સૌ વીષથી વિષય ચિંતન વીષ ભારે, તે દુઃખિ જે વિષયનું દૃઢ ધ્યાન ધારે;
તે ધન્યવાદ નર જે પર ઉપકારી, સત્ તત્વજ્ઞાનદરશી નર પુન્યભારી. ૧૩

सर्वास्ववस्थास्वपिकिंनकार्यंकिंवाविधेयंविदुषांप्रयत्नात् ॥
स्नेहश्चपापंपठनंचधर्मःसंसारमूलंहिकिमस्तिचिंता ॥१४॥

ઉપેંદ્રવજ્રા.

કદાપિ ના શું કરવું જરૂર? માયા અને પાપથિ રહેવું દૂર;
અભ્યાસને ધર્મ સદૈવ સ્થાપો, તૃષ્ણા જગત દુઃખનું મૂળ કાપો. ૧૪

विज्ञान्महाविज्ञतमोस्तिकोवानार्यापिशाच्यानचवञ्चितोयः ॥
काशृंखलाप्राणभृतांचनारीदिव्यंव्रतंकिंचनिरस्तदैन्यं ॥१५॥

ઉપેંદ્રવજ્રા.

સૌથી મહાજ્ઞાનિ કયો ગણાય, જે ડાકિણી નારથી ના હણાય;
બેડી નરોની ખરિ જાત નારી, [1]અદીનતા નિર્મળ વૃત્તી સારી. ૧૫

ज्ञातुंनशक्यंहिकिमस्तिसर्वैर्योषिन्मनोयच्चरितंतदीयं ॥
कादुस्त्यजासर्वजनैर्दुराशाविद्याविहीनःपशुरस्तिकोवा ॥१६॥

### વસંતતિલકા.

જાણી શકાય નહિ શું જગમાં અધાયે.
સ્ત્રીનાં ચરિત્ર મન ના કદી પારખાયે;
આશા બુરી કઠણ સર્વથી છુટવાની,
વિદ્યા હિણા નર પશુ બની જાય રાની. ૧૬

वासोनसंगश्चसहकैर्विधेयोमूर्खैश्चपापैश्चखलैश्चनीचैः ॥
मुमुक्षुणांकिंत्वरितंविधेयंसत्संगतिर्निर्ममतेशभक्तिः ॥१७॥

### શાર્દૂલવિક્રીડિત.

પાપી મૂર્ખ અને વળિ ખળ જનો કે નીચના સંગમાં,
રે'વું કે વસવું નહીં કળ તથા કરી તણા રંગમાં;
ઇચ્છા મોક્ષનિ રાખનાર ગુણીએ કેવિ રિતે વર્તવું ?
સાધ સંગત ને વળિ પ્રભુ પદે નિષ્કામ ભાવે જવું. ૧૭

लघुत्वमूलंचकिमार्थितैवगुरुत्वबीजंपदयाचनंकिम् ॥
जातोस्तिकोयस्यपुनर्नजन्मकोवामृतोयस्यपुनर्नमृत्युः ॥१८॥

### ઇંદ્રવજ્રા.

નીચાપણાનું મુળ ભીખ-લેવા, મ્હોટાઇનું મૂળ પ્રભૂનિ સેવા;
તે જન્મ જે ના ફરિ જન્મ લાવે, તે મોત જે ના ફરિથી સતાવે. ૧૮

मूकोस्तिकोवाबधिरश्चकोवायुक्तंनवक्तुंसमयेसमर्थः ॥
तथ्यंसुपथ्यंनशृणोतिवाक्यंविश्वासपात्रंनाकिमास्तिनारी ॥१९॥

### વસંતતિલકા.

જેણે યથા[*] સમય વાત વદી ન જાણી,
જેણે ગુરુ મુખનિ ના શુણિ શુદ્ધ વાણી:
મૂગો તથા બધિર તે જન એમ જાણો,
વિશ્વાસ નારિ વચને કદિયે ન આણો.

तत्त्वंकिमेकंशिवमाद्वितीयंकिमुत्तमंसच्चारितंयदस्ति ॥
किंकर्मकृत्वानचशोचनीय कामारिकंसारिसमर्चनाख्यं ॥२०॥

---

* અદીનતા-ખુશામત નહીં કરવી તે.

વસંતતિલકા.

સૌથી સાર—વિવેક તત્વ જગમાં અદ્વૈત ભાવે થવું,
સૌથી ઉત્તમ કાર્ય એ વિમળ નિતિથી સદા વર્તવું;
શું કીધાથી સમૂળ રોગ ટળશે ? સંસારના શોકનો.
બ્રહ્મા વિષ્ણુ મહેશ એ ત્રિપુટીને એકી સ્વરૂપે ગણો. ૨૦

**शत्रोर्महाशत्रुतरोस्तिकोवाकामःसकोपानृतलोभतृष्णः ॥**
**नपूर्यतेकोविषयैःसएव किंदुःखमूलंममताभिधानम् ॥२१॥**

વસંતતિલકા.

શત્રૂ બધા દુશ્મનોથકો કોણ મોટો ?
તૃષ્ણા અસત્ય સ્મર[1] ક્રોધજ લોભ ખોટો;
ના તૃપ્ત થાય વિષયી મન કોઈ દાંડો,
છે દુઃખ મૂળ મમતા અભિમાન ગાઢો. ૨૧

**किंमंडनंसाक्षरतामुखस्यसत्यंचार्किंभूताहितंतदेव ॥**
**त्यक्त्वासुखंर्किंस्त्रियमेवसम्यक्‌देयंपरांर्किंत्वभयंसदैव ॥२२॥**

ઇંદ્રવજ્રા.

શી મૂખ શોભા ? વદ ઇશ:નામ' તે સત્ય જે છે પરમાર્થ કામ;
શી સંગ છોડો સુખ થાય થોકે, આપો સદા નિર્ભય દાન લોકે. ૨૨

**कस्यास्तिनाशेमनसोहिगोक्षःकसर्वथा नास्तिभयंविमुक्तौ ॥**
**कल्यंपरंकिंनिजमूर्खतैवकेकेह्युपास्यागुरवश्ववृद्धाः ॥२३॥**

ઇંદ્રવજ્રા.

મુક્તી મળે છે મન મારવાથી, ભીતી ટળે જ્ઞાન ધરે જવાથી;
અજ્ઞાન શલ્યા વડિ નીજ વેરી, સેવા બજાવો ગુરૂ વૃદ્ધ કેરી. ૨૩

**उपास्थितेप्राणहरेकृतांतेकिमाशुकार्यंसुधियाप्रयत्नात् ॥**
**वाकायचित्तैःसुखदंयमघ्नंमुरारिपादांबुजमेवचिन्त्यम् ॥२४॥**

ઇંદ્રવજ્રા.

આવી ચઢે જ્યાં જમદૂત પાસે, સંભારવું તે વખતે શું હોસે ?
વાક્‌ચિત્ત કાયા ત્રણુ એક ધારી, યમઘ્ન એવા ભજવા મુરારી. ૨૪

---

૧ પદ એટલે પ્રશ્નનું પદ ૨ યથાસમય સમયને ઉચિત. ૧ કામદેવ.

केदस्यवः संतिकुवास्यनाख्याः कःशोभतेयःसदासेमविद्यः ॥
शांतेवकायासुखदासुविद्याकिमेधतेदानवशात्सुविद्या ॥२५॥

ઈંદ્રવજ્રા.

સાધુ તણો ચોર કુવાસના છે, જ્ઞાની સભામાં રવી પેઠ રાજે,
વિદ્યા સુશાંતી સમ સૂખ દેછે દેતાં બીજાને અધિકી વધે છે. ૨૫

कुतोहिभीतिःसततंविधेयालोकापवादाद्भवकाननाश्च ॥
कोवास्तिबंधुःपितरौचकौ वाविपत्सहायःपरिपालकौयौ ॥२६॥

ઈંદ્રવજ્રા.

સાધુ જનોને ભય બે પ્રકારે, લોકાપવાદે ભવ સિંધુ ખારે;
તે ભાઈ જે સંકટ સૌ હરે છે, માબાપ તે પોષણ જે કરે છે. ૨૬

बुद्ध्वानबुद्धंपरिशिष्यतेकिंशिवंप्रशान्तं सुखबोधरूपम् ॥
ज्ञाततुकस्मिन्विदितंजगत्स्यात्सर्वात्मकेब्रह्मणिपूर्णरूपे ॥२७॥

શાર્દૂલવિક્રીડિત.

એ તે શું શુભ જ્ઞાન જે સમજતાં બાકી ન કાંઇ રહે,
તે તો બોધ અપાર શાંત શિવનો એકાગ્ર ચિત્તે લહે;
એવા આત્મ સ્વરૂપને નિરખતા સંસાર મિથ્યા થશે,
પોતે પૂર્ણ સ્વરૂપ સર્વ સ્થળમાં, વ્યાપી રહ્યું ભાસશે. ૨૭

किंदुर्लभंसद्गुरुरस्तिलोकेसत्संगतिर्ब्रह्मविचारणाच ॥
त्यागोहिसर्वस्यनिजात्मबोधःकोदुर्जयःसर्वजनैर्मनोजः ॥२८॥

વસંતતિલકા.

સંસારમાં કઠણ શી મળવાની વાત, સત્સંગતી સુગુરૂ બ્રહ્મવિચાર ભાત;
જ્ઞાની થતાં સરવ વિષય ત્યાગ થાયે, સૌ લોકથી મદન શત્રુ નહિ જીતાએ. ૨૮

पशोःपशुःकोनकरोतिधर्मंप्राधीतशास्त्रोपिनचात्मबोधः ॥
किंतद्विषंभातिसुधोपमस्त्रीकेशत्रवोमित्रवदात्मजाद्याः ॥२९॥

૧ ભવદાવન સંસારરૂપી જંગલ

વસંતતિલકા.

નીચો પરથિ નર ધર્મતણો વિરોધી,
શાસ્ત્રો ભણ્યો પણ બન્યો નહિ આત્મ બોધી;
સુધા સમાન વિષ કેવળ જાત નારી,
પુત્રાદિ મિત્ર ગણિયે પણ એજ વેરી. ૨૯

विद्युच्चलंकिंधनयौवनायुर्दानंपरंकिंचसुपात्रदत्तं ॥
कंठंगतैरप्यसुभिर्नकार्यंकिंवाविधेयंमलिनंशिवार्चा ॥३०॥

શાર્દૂલવિક્રીડિત.

જાતી રહે વિજળી સમાન ધન સૌ આયુ અને યૌવન,
એતો દાન ખરેખરૂં સમજવું, સત્પાત્રે દીધું ધન;
કંઠે પ્રાણ જલાય તોય નબળું ના કામ કાંઈ કરો,
લેતાં આખર શ્વાસ અંત સમયે ભકતી પ્રભૂની ધરો.—૩૦

किंकर्मयत्प्रीतिकरंमुरारेःकास्थानकार्यासततंभवाब्धौ ॥
अहर्निशंकिंपरिचिन्तनीयंसंसारमिथ्यात्वशिवात्मतत्त्वम् ॥३१॥

શાર્દૂલવિક્રીડિત

જેથી થાય પ્રસન્ન ઇશ્વર સદા તે કામ રૂડું કરો,
આ સંસાર સમુદ્ર ઉપર જરા આસ્થા કદી ના ધરો;
દા'ડો ને વળિ રાત ધ્યાન વરવું સામગ્રિ સારી સજી,
" સંસારે નજરે જણાય વસતુ તે સર્વ છે શીવજી " ૩૧

कंठंगतावाश्रवणंगतावाप्रश्नोत्तराख्या मणिरत्नमाळा ॥
तनोतुमोदंविदुषांप्रयत्नाद्रमेशगौरीशयशोसुसेव्या ॥३२॥

શાર્દૂલવિક્રીડિત

આ માળા બતરીશ શ્લોકતણિ તે કાને જિભે જે ધરે,
કીંવા પંડિત લોક જે અવરને સુણાવશે આદરે;
રૂડું તે સૌનું થશે સફળ આ જીવ્યું થશે સર્વદા,
સેવો શંકર વિષ્ણુના પર જશે સંસારની આપદા. ૩૨

અંત

કીધી જે પ્રભુ શંકરે જગતમાં આચાર્ય રૂપે રહી,
ભાષા આર્ય વિષેજ તે ગુરજની ભાષા વિશે મેં કહી;
અંબાલાલ સંઘુ મની નહિ કશું પોતાનું ઉમેરતો,
વાંચી ધ્યાન ધરી ઠસાવી મનમાં આનંદમાં મ્હાલતો. ૩૩

# ॥ अथ चर्पटपंजरिका स्तोत्र. ॥

दिनमपिरजनीसायंप्रातःशिशिरवसंतौपुनरायातः ॥
कालःक्रीडतिगच्छत्यायुस्तदपिनमुंचत्याशावायुः ॥१॥
भजगोविंदंभजगोविंदंभजगोविंदंमूढमते.

प्राप्तेसन्निहितेमरणेनहिनाहिरक्षतिडुकृञ्करणे ॥१॥
अग्रेवन्हिःपृष्ठेभानूरात्रौचुबुकसमर्पितजानुः
करतलभिक्षातरुतलवासःतदपिनमुंचत्याशापाशः ॥
भजगोविंदंभज० ॥२॥

यावद्वित्तोपार्जनशक्तःतावन्निजपरिवारोरक्तः
पश्चाद्धावतिजर्जरदेहेवार्तापृच्छतिकोऽपिनगेहे ॥
भजगोविंदंभज ॥३॥

जटिलोमुंडीलुंचितकेशःकाषायांबरबहुकृतवेशः ॥
पश्यन्नपिचनपश्यतिमूढ उदरनिमित्तंबहुकृतवेषः ॥
भजगोविंदंभज ॥४॥

भगवद्गीताकिंचिदधीतागंगाजललवकणिकापीता ॥
सकृदपियस्यमुरारिसमर्चातस्ययमःकिंकुरुतेचर्चा ॥
भजगोविंदंभज ॥५॥

अंगंगलितंपलितंमुंडंदशनविहीनंजातंतुंडं ॥
वृद्धोयातिगृहीत्वादंडंतदपिनमुंचत्याशापिंडं ॥
भजगोविंदंभज ॥६॥

बालस्तावत्क्रीडासक्तःतरुणस्तावत्तरुणीरक्तः ॥
वृद्धस्तावच्चिंतामग्नःपरमेब्रह्मणिकोऽपिनलग्नः ॥
भजगोविंदंभज ॥७॥

पुनरपि जननंपुनरपिमरणंपुनरपिजननीजठरेशयनं ॥
इहसंसारेखलुदुस्तारे कृपयाऽपारेपाहिमुरारे ॥
भजगोविंदंभज ॥८॥

पुनरपिरजनीपुनरपिदिवसःपुनरपिपक्षःपुनरपिमासः ॥
पुनरप्ययनंपुनरपिवर्षंतदपिनमुंचत्याशामर्षम् ॥
भजगोविंदंभज ॥९॥

वयसिगतेकःकामविकारःशुष्केनीरेकःकासारः
नष्टेद्रव्येकःपरिवारःज्ञातेतत्वेकःसंसारः ।
भजगोविंदंभज ॥१०॥

नारीस्तनभरनाभिनिवेशंमिथ्यामायामोहावेशं ॥
एतन्मांसवसादिविकारंमनसिविचारयवारंवारं ॥
भजगोविंदंभज ॥११॥

कस्त्वंकोऽहंकुतआयातःकामजननीकोमेतातः
इतिपरिभावयसर्वमसारंविश्वंत्यक्त्वास्वप्नविचारं ॥
भजगोविंदंभज ॥१२॥

गेयंगीतानामसहस्रंध्येयंश्रीपतिरूपमजस्रं ॥
नेयंसज्जनसंगेचित्तंदेयंदीनजनायचवित्तं ॥
भजगोविंदं भज० ॥१३॥

यावज्जीवोनिवसतिदेहेकुशलंतावत्पृच्छतिगेहे ॥
गतवतिवायौदेहाभार्याबिभ्यतितस्मिन्काये ॥
भजगोविंदं भज० ॥१४॥

सुखतःक्रियतेरामाभोगःपश्चाद्धंतशरीरेरोगः ॥
यद्यपिलोकेमरणंशरणंतदपिनमुंचतिपापाचरणं ॥
भजगोविंदं भज० ॥१५॥

रथ्याचरपटविरचितकंथापुण्यापुण्यविवर्जितपंथा ॥
नाहंनत्वंनायंलोकेःतदपिकिमर्थंक्रियतेशोकः ॥
भजगोविंदं भज० ॥१६॥

कुरुतेगंगासागरगमनंव्रतपरिपालनमथवादानं ॥
ज्ञानविहीनेसर्वमनेनमुक्तिर्नभवतिजन्मशतेन ॥
भजगोविंदं भज० ॥१७॥

कातवकान्ताकस्तेपुत्रःसंसारोयमतीवविचित्रः ॥
कस्यत्वंवाकुतआयतस्तत्त्वंचिंतयतदिदंभ्रातः ॥
भजगोविंदं भज० ॥१८॥

सुरतरुतटिनीमूलनिवासःशैयाभुतलंमजिनंवासः
इतिपरिग्राहेभोगत्यागःकस्यसुखंनकरोतिविरागः
भजगोविंदं भज० ॥१९॥

इतिश्रीमच्छंकराचार्यविरचितंचर्पटपंजरिकास्तोत्रंसंपूर्णम् ॥

## ચર્પટ પંજરિકાનું ભાષાન્તર.

### ગીત—ઠુમરીની રાહ.

ભજ ગિરિધારી, ભજ ત્રિપુરારી, ભજ અજરે ભજ મૂઢ મતી,
સજ સુખકારી સંગત સારી, કર તૈયારી મોક્ષ ગતી. ટેક.

સાંજ સવાર નિશાદિન કહાવે, માસ ઋતુ જઇ પાછાં આવે;
કાળ ક્રિલા થકિ જીંદગી જાતી, આશાવાસ નથી મુકાતી. ભજ૦ ૧

આગળ અગ્નિ પાછળ ભાનુ, રાત્ર આસન એક બિછાનું;
માગી ખાય વને જઈ પોઢે, તોપણ આશા પાસ ન છોડે. ભજ૦ ૨

જ્યાં લગિ પાળવાની હતી શક્તી, સુત નૈરીએ રાખી ભક્તિ;
અંગ ગળી થયું ઘડપણ જ્યારે, ભાવ ન કોઇ પૂછે ત્યારે. ભજ૦ ૩

જટા ધરે વાળ મુંડ મુંડાવે, ભગવાં ધારિ બહુ વેશ બનાવે;
જાગ્રત પણ નહિ દેખે કાંઇ, પેટ ફીકરથી જનત સુકાઇ. ભજ૦ ૪

ભગવતગીતા જો મુખ ભાખે, ગંગાનું નિર્મળ જળ ચાખે;
જે વળગ્યો શિવ શંકર કેડે, યમ કિંકર તેને નહિ છેડે. ભજ૦ ૫

અંગ ગળ્યું શિર બાલ સફેતી, દાંત ગયા બહુ થાય ફજેતી;
ધરડો લાકડિ ઝાલી ચાલે, આશા પાસ વિશે મન મ્હાલે. ભજ૦ ૬

બાળપણું રમવામાં ખોયું, જ્વાનિ વિષે જુવતી જર જોયું;
ઘડપણમાં દુખથી મુખ રોયું, પરબ્રહ્મ વિષે ચિત ના કદિ પ્રોયું. ભ૦ ૭
જનમ મરણ નહિ કેડો છોડે, માના ગર્ભ વિષે જઈ પોઢે;
આ સંસાર કઠણ છે તરવો, કૃપા કરિ હરિ આ કર ધરવો. ભજ૦ ૮
ફરિ ફરિ રાત દિવસ ને આવે, પક્ષમાસ ઋતુ અયન બતાવે;
વર્ષ નવું ફરી તેવું બેસે, આશા તોય ન છુટે લેશે. ભજ૦ ૯
ફળમણે નહિ આસ જગાડો, નિર્જળ સુષ્ક નિરર્થક ખાડો:
સ્ત્રી સુત જુએ ન નિર્ધન સાસુ, બ્રહ્મ નિરખતાં જગત નકામું. ભજ૦ ૧૦
તસતસતી કાંચળિ ઉર ભાળી, મૂઢ બન્યો બહુ કાયા ગાળી;
પણ એ માંસતણા છે લોચા, સમજ મુઢ એ રસવિણ કૂચા. ભજ૦ ૧૧
કોણ હું તું વળિ કયાં થકી આવ્યા, માતપિતા સૌ કયાં થકિ લાવ્યા;
અનુભવિ લે એ મિથ્યા માયા, સ્વપ્ન સમી આ કાચી કાયા. ભજ૦ ૧૨
ગીતા પાઠ પઢી હરખાવું, શ્રીહરિ નામ નિરંતર ગાવું;
સાધુ સંગ સદા ધરિ રે'વું, દાન પિડાતા જનને દેવું. ભજ૦ ૧૩
જ્યાં લગિ દેહે પ્રાણ રહે છે, ત્યાં લગિ ઘરના ખબર પુછે છે;
કાયા પ્રાણ તજે છે જ્યારે, શબ દેખી સ્ત્રી પણ ભય ધારે. ભજ૦ ૧૪
સ્ત્રી સંભોગે સુખથી મ્હાલે; હાય!! પછી રોગો ઘરમાં ઘાલે;
મોત ભમે માથે જગમાંહિ, તોપણ પાપ તજે નહિ કોઇ. ભજ૦ ૧૫
ગાભા ચુંથા કોપિન ઘાલે, પાપ પુણ્યથી અળગો ચાલે;
હું તું કે આ જગ નથિ કાંઇ, મિથ્યા શોક કરે શિદ ભાઇ. ભજ૦ ૧૬
ગંગા સ્નાન કરે જઇ પ્રીતે, જપ વ્રત દાન કરે શુભ રીતે;
પણ જો જ્ઞાનહિણો નર હોયે, મુક્તિ ન સો જનમે કદિ થાયે. ભજ૦ ૧૭
કોનાં છૈયાં છોકર નારી, વિચિત્ર જગ રચના છે ભારી;
કોનો તું ને આવ્યો ક્યાંથી, કર ખોજ મને દિલ શુદ્ધપણાથી. ભજ૦ ૧૮
ગંગા પાસે તરૂ તલ વાસે, ભોંય પથારી કોપિન ધારી;
મમતા ભોગ તજી મન મારી, લે વૈરાગ્ય સદા સુખકારી. ભજ૦ ૧૯
અંબાલાલ મતી લઘુ ધારી, શંકર વાણિ વિવેક વિચારી;
ગુર્જરીમાં મરી ભાવ ઉતારી, સત સંગતની અતિ બલિહારી. ભજ૦ ૨૦

# ક્ષેપક.



## શ્રોતા પ્રત્યે.



### ઇંદ્રવિજય છંદ.

જ્ઞાની ગણાય ઘણા જગમાં જન, તેહ સમિપ હું છેકજ છોટો;
જેમ મહા ઉદધી જળમાં પડશે ઘન, બિંદુ તણો પરપોટો.
આમ્રફળે અડવા ઉર ચાહ્ય. અપંગ કદી કરમાં ધરી સોટો;
હિંમત તેહ સમાન ધરી જગ-માં નથી મહાસુખથી જડ મોટો.

## ઇશ્વર સ્તુતિ.

### અમૃતધ્વની છંદ.

જય જય જય જગધારા, જય પ્રભુ અસત્ય હરનારા;
જય વિભુ સૃષ્ટિ કરનારા, સૌ સ્થળમાં સુખ દેનારા.
જય જગ સ્વામી, નિર્મળ નામી, સદા અકામી, છો બહુનામી;
રતિ નહિ ખામી, પ્રભુ સુખધામી, અંતરયામી, છો વિશ્રામી.
સુખીઆ તારી, શક્તિ સારી, કરૂણાકારી, સૌ નર નારી;
સ્તુતિ તમારી, કરશે સારી, તે દીલ ધારી, લો ઉગારી.
પ્રભુપદ ભજવા, ફળ શુભ ફળવા, પાપ પ્રજાળવા, બંધન બળવા,
દુઃખ દુર ટળવા, દાંડો વળવા, અકળિત કરવા, ગુણ સાંભળવા.
જય ધરણીધર, જય કરૂણાકર, જય અજરામર, જય પ્રભુ સુખકર,
શુભ મતિ ઉર ધર, ભવપતિ ભયહર, પ્રભુ દુઃખ દુર કર, અરજી ઉર ધર.
મતિ સુધરશે, ગુણ સાંભરશે, અઘ નહિ કરશે, ધન વાવરશે,
શુભ કૃત્ય કરશે, સુખ શિર ધરશે, ભવથી તરશે, નહિ અવતરશે.
મંગળદાતા, છો રસ રાતા, પ્રભુ સુખશાતા, પિતા માતા;
શ્રેષ્ઠ ગણાતા, ભક્ત જણાતા, તે ગુણ ગાતા, પ્રભુ પ્રખ્યાતા.

પ્રભુ અરિ ગંજન, પરદુઃખ ભંજન, નાથ નિરંજન, છો ભયભંજન;
ગરવા ગંજન, પ્રભુ સચ્ચિદ્‌ઘન, બાળો બંધન, મહાસુખ રંજન પ્રભુ મારા;
જય જય જય જગદાધારા, જય પ્રભુ અસત્ય હરનારા,
જય વિભુ વૃષ્ટિ કરનારા, સૌ સ્થળમાં સુખ દેનારા.

## રાગ માઢ.

પ્રભુ સુખ કરનારા, ભય હરનારા, પ્રીતમ પ્યારા, અર્જ સુણો મારી આજ,
વિભુ વિશ્વાધારા, ગુણ ગ.ઉ તારા, મોહન મારા, મ્હેર કરો મહારાજ. ટેક.
ભારતવાસીની મંદ મતિ ટાળી, સુમતિ આપો આપ;
જે થકી સૌને સુખ સાંપડશે, પ્રલય થશે પરિતાપરે. પ્રભુ.
કુસંપનું વૃક્ષ કાપી નાંખીને, સંપ સજાવો હાલ;
જો અભિમાન અંતરથી ન છોડે તો, વિપરીત થાશે હાલરે. પ્રભુ.
દારૂનું વ્યસન દૂર કરાવોને, જે થકી બચશે દામ;
દૂર દશા ટળશે દેશી જનની, સુખ થાશે સૌ ઠામરે. પ્રભુ.
જરૂર જન કો ઓ જગસ્વામી, રમે ન જારી જુગાર,
એવી મતિ પ્રભુ આપો અંતરમાં, મિથ્યા ન થાય ખુવારરે. પ્રભુ.
ભાવ રાખી નિજ બાળ ભણાવે, એવા વિભુ દો વિચાર,
ઉંચાં ધોરણનું જ્ઞાન વધે તો, પામશે સદાચારરે. પ્રભુ.
કન્યા વિક્રયનું કામ કરી જે, કસાઇથી બૂરા થાય,
ઓ કરૂણાળુ તારી કૃપાથી, ( એવા ) પાપી પ્રલે થઇ જાય રે. પ્રભુ.
ફૂલણજી સમ ફૂલાઇ મોટા, વરા કરે ન લગાર,
જે થકી દેવામાં ડુબે ન જન કો, વેચાય નહીં ઘરબાર રે. પ્રભુ.
બાળલગ્ન પ્રભુ બંધ કરાવોને, બાળકો દુઃખી ન થાય;
બાળલગ્ને બધો દેશ બગાડયો, પ્રજા નિર્બળ જણાય રે. પ્રભુ.
કાણ મોકાણની રીત મૂકાવો, જે ચાલે જૂની રીત,
છાજીઆં લેવાની રીત છોડાવી, ખુશી તું કર ખચીતરે. પ્રભુ.
બાળવું ઓડવું બંધ કરાવોને, તજાવો ચોરીનું કામ,
જાહાના કાગળો ઝટ કાપી ક્હાડો તો, સુખ પાથે સૌ ગામરે. પ્રભુ.
ભણી ગણી ડાહ્યા ડમરા બનીને, પૂરે છે જૂઠી શાખ,
ખલકપતિ આ ખલકમાંથી એવા, દુષ્ટોનો કર બાળી ખાખરે. પ્રભુ.
ભર્તભૂમિની પ્રજા વફાદારી, નરેશનું હીત ચ્હાય,

બેવફાદારીની દુર્મતિ ટાળો, અતિશે આનંદ થાયરે. પ્રભુ.
ક્રોધરૂપી જે કાયાનો શત્રુ, તેનો વિભુ કર નાશ,
એ ક્રોધ શત્રુ જ્યાં વિચરે ત્યાં, વાળે છે સત્યાનાશરે. પ્રભુ.
ભારતવાસીનાં સંકટ ટાળી, આપ સદા પ્રભુ સુખ,
નરસિંહસુત કપડવંજવાસી, ભાખે છે ભટ્ટ મહાસુખરે. પ્રભુ.

## દ્રવ્યનો વ્યય વિદ્યામાં નહિ કરનાર શ્રીમંત પ્રત્યે ઉક્તિ.

### મનહર.

ધનવાન ધારી લેજે, વદુ છું વિમળ વાણી,
સાગરના વારિ* સમ, પણ શ્રેયકારી છે;
આજ કાલ અંતરમાં, ધનનું ગુમાન ધરી,
વરા મોટા કરવાની, વૃત્તિ તેં વિચારી છે;
રાગ રંગ કરવામાં, રોજ તું રાજી જણાય,
સમજુ જનોએ તારી, રીત એ ધિક્કારી છે;
માટે મારૂં વેણુ માની, હજી તું હૈયામાં ચેત,
નહિ તો સમય જતાં, ફજેતી થનારી છે. ૧
ધરૂણીને ઘરેણાં ઘ-ડાવીને, ઘણો તું મ્હાલે,
પણ ગરીબોનું દુઃખ, ઘટમાં ન આણતો;
શાણો શરાફ બનીને, શેરમાં રકમ રોકે,
રેલમાં રીબાય રંક, તેને નહિ જાણતો
મોટા લાભ મેળવવા, મીલનો માલીક બને,
મરકી દુકાળ ફંડમાં, ન દામ આપતો;
વડો વેપાર વધારી, વિદેશમાં વસે પણ,
દર્દી જનતણાં દુઃખ, દીલથી ન કાપતો. ૨
વિભુએ વસુંધરામાં, તારાપર વ્હાલ ધરી,
નથી ધન આપ્યું મ્હેલ, મોટા મોટા બાંધવા;
વળી નથી આપ્યું નાત, જમવા જમાડવાને,
નથી આપ્યું કોથળા ભ-રીને ભલા સાંધવા;

* ખારી

નથી આપ્યું ગાનતાન, કરવાને તને ધન;
આપ્યું તને અતિ ધન, દીન દુઃખ ટાળવા;
માટે મદ મૂકી હવે, મનમાં વિચારી શિખ,
કેળવણી આપી દીન, જનો સદા પાળવા. ૩
વિદ્યા દાન આપવામાં, વિવેક વિસારી દીધો,
બાવલાં બેસાડવાને, બાહોશ બન્યો બહુ;
સગાંનું સંકટ શાન્ત, કરી ન સાબાશી લીધી,
ચીતરેલો ચાંદ લીધો, તેને ન વખાણું હું;
જાતભાઇ તણું જરા, દુઃખ જોઈ દાઝયો નહિ,
મેળવ્યું સભામાં માન, તેને તો ધિક્કારૂં હું;
કહે મહાસુખ ધન, વિવેક વાપરી જાણો,
ત્યારે તારી પ્રશંસા હું, મારા મુખથી કહું. ૪

પદ ૧

## રાગ—ભોજા ભગતના ચાબખાનો.

જે જન સદાચારમાં ફરે, તે તો ભવસાગરથી તરે. ટેક.
જન્મ ધરી આ ધરા વિષે જે, ધ્યાન હરીનું ધરે,
કૂડ કપટ કરશે નહિ કો દી, તે ડગમાં ના ઠરેરે. જે જન૦ ૧
મહી વિષે મસ્તાન થઇને, મેગળ સમ મદ ધરે,
એવા જન આ અવની વિષે, ફોગટ ફેરા ફરેરે. જે જન૦ ૨
ગાદી ટકીઆ ગોઠવીને ઘણી, શેઠ સાહેબી કરે,
પણ પરમારથ સાધે નહિ તે, પાછળ પસ્તાઇ મરેરે. જે જન૦ ૩
ધરા મહી ધનવાન થવાને, હરામી થઈ ધન હરે,
દયા કરે દીલથી દૂર પોતે, કસાઇસમ કૃત્ય કરેરે. જે જન૦ ૪
દીકરી સાટે દામ ગ્રહીને, વરા વધારે કરે,
જારી જુગાર રમશે જે જન, તે જગમાં ના તરેરે. જે જન૦ ૫
બ્રાહ્મણ થઈ બ્રહ્મધર્મ ભૂલીને, અનાચાર આચરે,
દીનજનોનું દુઃખ ન જાણે, દારૂ પીતાં ન ડરેરે. જે જન૦ ૬
શિક્ષક થઇ સદ્દગુણ પાળે નહિ, તે શિષ્યો શું કરે?
દેશ બધો દુર્ગુણથી ડુબે, તેનું પાપ શિર ધરેરે. જે જન૦ ૭

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર જે, ધર્મ પોતાનો ધરે,
મહાસુખ કહે છે મહા સુખ પામી, જન્મ સફળ તે કરેરે. જે જન૦ ૮

## પદ ૨ જું.

### રાગ ઉપરનો.

મન તું માની લે શિખ મારી, નહિ તો થાય ફજેતી તારી. ટેક.
માયા, મમતા, મોહ ધરીને, મદ કીધો તેં ભારી,
માન પિતાને અળગાં રાખી, સુખમાં રાખી નારીરે. મન તું. ૧
સંતજનોની શિખ સાંભળવા, વાત વદે તું નકારી,
ગુણકા ગાયન ઘટમાં ઘાલે, શ્રવણ કરે દીલ ધારીરે. મન તું. ૨
ભણી ગણી ભવમાં ભૂલે છે, ધનની કરે બહુ યારી,
અતિથીને આદર નહિ આપે, ભારે જનની મારીરે. મન તું. ૩
સાધુજનની સેવા કરતાં, લાજ આવે છે ભારી,
પણ શુદ્રોની સેવા કરતાં, લાજ ઘટે ના તારીરે. મન તું. ૪
શાણો થઇ શિખામણ આપે, સકળજનોને સારી,
સ્વારથ સારૂ સ્વધર્મ છોડી, નીતિ ધરે નઠારીરે. મન તું. ૫
ભોળા જનને ભોળવવાને, ભક્તિ કરતો ભારી,
હરનીશ મુખે હરી જપે પણ, મનમાં ધન ને નારીરે. મન તું ૬
ખોટું માન મેળવવા માટે, કરતો મારા મારી,
પણ મુક્તિ મળવા માટે તેં, ગાયા નહિ ગિરધારીરે. મન તું, ૭
ઉત્તમ દેહ ધરી અવનીપર, જોયું નહિ વિચારી,
મહાસુખ કહે છે રાખ તું રીતિ, સદાચરણની સારીરે. મન તું. ૮

## પદ ૩ જું.

જીવ તું જન્મ સફળ લે કરી, અહરનીશ ભજ તું મન શ્રીહરી. ટેક.
આ મહીમાં મુક્તિ મેળવવા, મનુષ્યદેહ તેં ધરી,
પણ તેનો તું લાભ ન લેતો, આવ્યો તેમ જાય મરીરે. જીવ. ૧
દીનજનોનું દુઃખ હરવા નહિ, હુન્નરની શોધ કરી,
મોજ મઝામાં મ્હાલે નીશદિન, અવનીમાં અવતરીરે, જીવ. ૨
ઇતર પ્રાણીને ઇજા આપતાં, રહ્યો ન દીલમાં ડરી,

ભૂતળમાં ભગવાન ભજ્યો નહિ, માયા ભેગી કરીરે. જીવ. ૩
શિશુપણું અજ્ઞાને ખોયું, યુવાની મદથી ભરી,
વળતી તું વિમાસો કરશે, દેહ થશે જર્જરીરે. જીવ. ૪
મન રંજન કરવાને તેં તો, જાત્રા ઝાઝી કરી,
પણ જાતિભાઇનું દુઃખ જાણી, તેં આપ્યું જર ના જરીરે. જીવ. ૫
અંધ અપંગને અનાજ વસ્ત્ર, આપી દુઃખ લે હરી,
વળી સહાય કર સદ્‌વિદ્યા વધવા, તન મન ધનથી ખરીરે. જીવ. ૬
મોટા મોટા મ્હેલ મુકયા પણ, ધર્મશાળા ના ધરી,
નવાણુથી નહિ નામ રહ્યું તો, કીર્તિ ગઇ પરવરીરે. જીવ. ૭
પરનિંદા, પરનારી પરહરી, દર ડગલું ભર ડરી,
મહાસુખ કહેછે જગપતિ રીઝે, જાય જગત આ તરીરે. જીવ. ૮

## પદ ૪ થું.

હરનીશ કર તું હરીરસ પાન, અંતે સુવું છે સ્મશાન;
સાચા ધર્મકર્મને માન, રાખી નીતિનું નિશાન. ટેક.
માળા લઇ મંદીરમાં બેસી, ધરે હરીનું ધ્યાન;
પણ સુનીતિ સમજે નહિ તો, આખર છે નુકશાન. હરનીશ૦ ૧
કાંસી લઇ કીર્તન કરતો ને તંબુરા પર તાન;
ગોપી થઇ નાચે રાચે પણ, નીતિ વિણ હેવાન. હરનીશ૦ ૨
મંડળી માંહિ મૃદંગ ઠોકી, બની રહે મસ્તાન;
પણ નીતિ વીણ નાથ ન રીઝે, ફોકટ ફેરો જાણ. હરનીશ૦ ૩
સમય વિચારી સંકટ હરવા, લે દે જ્ઞાનનું દાન,
સર્વે દાનમાં શ્રેષ્ઠ દાન એ, શિખ તું ઉરમાં આણ. હરનીશ૦ ૪
વિદ્યાથી સુખ સંપત્તિ વધશે, મળશે ઘટમાં જ્ઞાન;
જ્ઞાની થઇ ગુણવાન થશે તો પ્રભુ કરે કલ્યાણ. હરનીશ૦ ૫
જપ જપ કરતી નારી જાતી, દેવ મંદીરે જાણ;
પતિ સેવા પડતી મૂકે તે, છે શિલા સમાન. હરનીશ૦ ૬
વિધવા થઇ વિચરે પરમંદીર, નાર નષ્ટ તે જાણ;
સંકટ વેઠી સ્વધર્મ પાળે, તે છે ચતુરસુજાણ. હરનીશ૦ ૭
બાળપણામાં બોધ મળે ને, થાય પ્રભુનું ભાન;
મહાસુખ કહે છે મોટપણામાં, થાશે આતમજ્ઞાન. હરનીશ૦ ૮

## પદ ૫ મું.

વિધવા બેની પાળ આચાર, જેથી જાય તરી સંસાર. ટેક.
વિધવા બેની વૈભવ માટે, સજો નહિ શણગાર;
સાદાં પટકુળ પહેરી પોતે, સદા વસો નિજ દ્વાર. વિધવા૦ ૧
દેવનાં દરશન કરવા બહાને, જાશો તજી ઘર બા'ર;
આખર સંકટ આવે ત્યારે, વેચાશે ઘરબાર. વિધવા૦ ૨
સુંદર શોભા સારૂ સજતી, કડાં કંઠી ને હાર;
દોરા કંઠે દીપાવે એ, વિધવાને ધિક્કાર. વિધવા૦ ૩
ભગવાં દેખી ભોળપણામાં, ભૂલ ખાતી બહુ વાર;
જઈ સાધુના પાય તળાંસે, વળતી ઘરે વિકાર. વિધવા૦ ૪
પ્યારા પતિનું ધ્યાન ધરીને, છબી અંતર ઉતાર;
સનમુખ આવી ઉભા જાણી, નમ તું વારંવાર. વિધવા૦ ૫
એ રીતે નિત્ય વંદન કરશે, તો રીઝે મોરાર;
વિધવા વ્રત સચવાશે સારૂં, ધન્ય તારો અવતાર. વિધવા૦ ૬
માત પિતા સાસુ સસરાની, શિખામણ ધર સાર;
દીયેર, જેઠ, ભાઇ, સુતતણી, શિખ ઉપર કર વિચાર. વિધવા૦ ૭
સ્વછંદે વર્તો નહિ ભવમાં, વિધવા સધવા નાર;
મહાસુખની શિખામણ માનો, તો સુધરે સંસાર. વિધવા૦ ૮

## પદ ૬ ઠું.

સધવા બેનો ઉર ધરી પ્યાર, સુણજો શિખામણ આ સાર. ટેક.
બાળપણામાં માત પિતાને, દુઃખ ન દેવું લગાર,
વડીલ જનોનો વિવેક રાખી, કરવો શુભ સત્કાર. સધવા૦ ૧
જુવાપણામાં ઉલટ ધરીને, પતિપર ધરવો પ્યાર,
કદી ખીજે તો ખેદ ન કરવો, પતિ છે પ્રાણાધાર. સધવા૦ ૨
સધવા બેની આ ભવમાં તું, પતિ પરમેશ્વર ધાર,
પતિને મૂકી અન્યને પુજે, નષ્ટ દીસે તે નાર. સધવા૦ ૩
સાસરીમાં જો સંપ સજો તો, સુખ પામો સંસાર,
તેથી પિયેરને મોસાળ પક્ષની, કીર્તિ વધે હદપાર. સધવા૦ ૪
સંતતિ સારૂ શાણી બેનો, નીતિ ન તોડો લગાર,

જાદુ મંતર જૂઠા જાણી, ઠગાઓ નહિ તલભાર. સધવા૦ ૫
નાથતણી સ્થિતિ નિહાળી, નિભાવવો સંસાર,
ઉત્તમ આભુષણ પતિસેવા, કહે શાસ્ત્રો રચનાર. સધવા૦ ૬
જો ઇશ્વર સંતતિ આપે તો, ધરો ન ઉર અહંકાર,
વળી સંતતિ વિણ શોક ધરો તો, રૂઠે જગદાધાર. સધવા૦ ૭
પતિ સેવા પૂઠે પ્રભુ સેવા, છે પૂરણ હિતકાર,
મહાસુખનું વેણ માનો નિશદિન, સફળ થાય અવતાર. સધવા૦ ૮

## મનને શિખામણ.

માનીલે શિખામણ મારીરે—સંસારી જીવડા! ટેક.
બાળપણામાં બહુ ભમ્યો, જુવાનીમાં રંગ રમ્યો,
જરાપણે નહિ નમ્યોરે—સંસારી જીવડા. ૧
અતિ અભિમાન કીધું, દીનને ના દાન દીધું,
પ્રભુનું ન નામ લીધુંરે—સંસારી જીવડા. ૨
રૂડો ન વિચાર કર્યો, ફોગટનો ફેરો કર્યો,
દીલમાં તું નહિ ડર્યોરે—સંસારી જીવડા. ૩
નીચ સંગે નિત્ય ખેલ્યો, કદી ન કુસંગ મેલ્યો,
વિષય વિહારે રેલ્યોરે—સંસારી જીવડા. ૪
શિખામણ દીધી સારી, અંતરમાં ન તેં ઉતારી,
એવું મન તું અવિચારીરે—સંસારી જીવડા. ૫
જોને તું વિચાર કરી, મોટા મોટા ગયા મરી,
રહ્યા નહિ કોઈ ઠરીરે—સંસારી જીવડા. ૬
લોભ ને લાલચ ધરી, કૂડાં કૃત્ય કોટી કરી,
માયા મૂકી ગયા મરીરે—સંસારી જીવડા. ૭
લય પામ્યો લંકાપતિ, જેણે હરી સીતા સતી,
રહી ન સમૃદ્ધિ રતીરે—સંસારી જીવડા. ૮
નગને નહુશ ગયા, બલિ બાણ નષ્ટ થયા,
ભલા ભુંડા ગુણ રહ્યારે—સંસારી જીવડા. ૯
હરિશ્ચંદ્ર સત્યવાદી, દીલિપ દુષ્યંત આદિ,
ઉઠી ગઇ ઘણી ગાદીરે—સંસારી જીવડા. ૧૦
માટે તું વિચારી લેજે, દીનજનોને દાન દેજે,
તેથી પ્રભુ પુરા રીઝેરે—સંસારી જીવડા. ૧૧

સદા કર તું સંગ સારો, સફળ થશે ભવ તારો,
ઉગરવાનો એથી આરોરે—સંસારી જીવડા. ૧૨
પોતે પુણ્ય કર્યું ભાવે, તેજ સાથે ચાલી આવે,
પાછળનું ન કામ આવેરે—સંસારી જીવડા. ૧૩
સદા સદ્‌ગુણ સજી, દીલથી દુર્ગુણ તજી,
લે ભૂધરને ભાવે ભજીરે—સંસારી જીવડા. ૧૪
વદુ હુંતો તારે સારૂ, ભલે ગણે તું નઠારૂં,
તેમાં તો શું જશે મારૂંરે—સંસારી જીવડા. ૧૫
અંતે સુશો સોડ તાણી, ત્યારે ખરૂં ખોટું જાણી,
મહાસુખની શીખ લેશો માનીરે—સંસારી. ૧૬

## મનોપદેશ.

### રાગ ધીરાનો.

મુરખ મન મારારે, પ્રભુજીને પેખ્યા નહિ;
કરીને કુધારારે, ગુમાવી તેં કીર્તિ સહી—ટેક.
સંત પુરૂષની શિખ સુણી નહિ, ઉરમાં ધર્યો અહંકાર,
પાપ કરતાં કદી પાછું ન જોયું, વ્હાલો કર્યો [1]વ્યભિચાર
બાળ તારૂં મોઢુંરે, જોવાને હું રાજી નહિ—મુરખ. ૧
જારી, જુગારમાં જોડાઇ ભારે, કેફ કરી જગમાંહ્ય,
દયા તજી દીનને દુ:ખ દીધું, ડર્યું નહિ દીલમાંહ્ય;
એવું તું અજ્ઞાનીરે, સંત થાક્યા કહી કહી—મુરખ. ૨
ચતુર થઇ તેં ચોરી ચાડી કરી, લીધી લોકોની લાંચ,
પુઠે બધાં ફટ ફટ કરે કદી, વખાણે નહિ જન પાંચ,
તોપણ ભુંડા તારીરે, રાસભસમ મતિ રહી—મુરખ. ૩
ખલકપતિને ખુશી નહિ રાખ્યા, ખેલ્યા તેં ખોટા ખેલ,
ધિક્ક જનેતા ભારે મારી ભુંડા, હવે કુદ્રષ્ટિ મેલ;
પાપી તું પ્રભુથીરે, રેહેજે સદા ડરી ડરી—મુરખ. ૪
મોહ પામી પરનારી સાથે, પુરણ બાંધી પ્રીત,
ગુમાવી મુંડી ગાંઠની ભુંડા, માનજે વેણ ખચીત,

---

1 ઉલટી રીત.

અંતે રંગી રોઇરે, જ્યારે કેશ જશે ખરી—મુરખ. ૫

ધુતી ધુતીને ધન ભેગું કરી, બંધાવ્યા મોટા મ્હેલ,
પરમારથમાં પાઇ ન આપી પણ, ભોગવવું નથી સ્હેલ;
જ્યારે ત્યારે તારીરે, પ્રભુ લેશે ખબર ખરી—મુરખ. ૬

ન્યાય કરતાં તેં નજર ન રાખી, પૂરો કર્યો પક્ષપાત,
ઘડી પા ઘડી નહિ પ્રભુને ગાયા, કીધો ઘણો ઉત્પાત;
ચોરે ચૌટે બેશીરે, બીજાની બહુ નિંદા કરી—મુરખ. ૭

આ કાને સુણીને આ કાને કાઢયો, જેણે દીધો રૂડો બોધ,
બોધ સુણી બોધ દેનાર સાથે, બાંધી બેઠું તું વિરોધ;
છેક ગયું છાકીરે, બોળી સાત પેઢી ખરી—મુરખ. ૮

મારૂં કહ્યું જો નહિ માને તો, ખાઇશ જમને માર,
માટે મન તું વિચારી મારા, ભજી લે જગદાધાર;
અમુલ્ય દેહ તારીરે, ફરી ફરી આવે નહિ—મુરખ. ૯

જો મળવા મહાસુખ ચાહે તો, હજી બાજી છે હાથ;
પાપ કર્મનો પસ્તાવો કરી પછી, છોડ કુસંગીનો સાથ;
ભાવ ધરી ભીતરરે, ભજ સદા હરી હરી—મુરખ. ૧૦



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧ | शान्ति दयाक्षमो | धृतिःक्षमादमो. |
| ૧ | ૨ | र्धा विद्या | धी विद्या. |
| ૧ | ૨ | क्रोधं. | क्रोधो. |
| ૨ | ૧૭ | અહતપણું | અહુતપણું |
| ૩ | ૨૫ | નેતી નેતી | નેતિ નેતિ |
| ૪ | ૧૯ | દોતાં | દો'તાં |
| ૫ | ૨૮ | તંટે | ટંટે. |
| ૬ | ૫ | ફૂટી | ફુટી |
| ૬ | ૮ | રંડાએ | રંડા એ |
| ૭ | ૩ | દેખે | દાખે |
| ૧૦ | ૨૫ | બુદ્ધી | બુધ્ધિ |
| ૧૧ | ૨૦ | સદેશે | સંદેશે |
| ૧૫ | ૧૯ | સ્વાભાવીકપણે | સ્વાભાવિકપણે |
| ૧૬ | ૨ | બુઢા | બુઢ્ઢા |
| ૧૭ | ૮ | સ્ટાય | સ્હાય |
| ૧૭ | ૨૧ | મે | મેં |
| ૧૯ | ૪ | આચરવના | આચરવાના |
| ૧૯ | ૫ | લાકે | લોકે |
| ૧૯ | ૧૩ | મે | મેં |
| ૨૧ | ૩૦ | મિથ્થા | મિથ્યા |
| ૨૨ | ૨૪ | નથ | નથી |
| ૨૪ | ૧૮ | સોને | સૌને |
| ૨૫ | ૨ | દખે | દેખે |
| ૨૫ | ૭ | અનરથ | અનર્થ |
| ૨૫ | ૨૪ | જરી | જારી |
| ૨૭ | ૨૫ | સાઈ | સારૂ |
| ૨૮ | ૨૦ | અત | અતિ |
| ૨૮ | ૨૧ | શક્ષા | શિક્ષા |
| ૨૯ | ૨૨ | શક્ષા | શિક્ષા |

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૨૩ | શધ્ધ | શિધ્ધ |
| ૨૯ | મથાળું | ક્ષાંતિ વિષે | ષડ્રિપુ વિષે |
| ૨૯ | ૧ | સ્વગ | સ્વર્ગ |
| ૨૯ | ૨૯ | ચારૂં | ચારૂ |
| ૩૦ | ૧૫ | શરરિનું | શરીરનું |
| ૩૧ | ૧ | ત્યા | ત્યાં |
| ૩૧ | ૧ | લક્ષમીનો | લક્ષ્મીનો |
| ૩૧ | ૭ | દુરગંધી | દુર્ગંધી |
| ૩૨ | ૨૪ | પ્રતી | પ્રીતિ |
| ૩૨ | ૨૫ | નિમળ | નિર્મળ |
| ૩૫ | ૧૮ | ભણુતર | ભણુતરનું |
| ૪૦ | ૧૫ | પરસાદ | પ્રસાદ |
| ૪૦ | ૭ | સવાદ | સ્વાદ |
| ૪૪ | ૧૦ | ગિરી | ગિરિ |
| ૪૪ | ૧૦ | પ્હાડા | પ્હાડો |
| ૪૪ | ૨૩ | ગતી | ગતિ |
| ૪૫ | ૮ | ત્રુટી | તુટી |
| ૪૬ | ૩ | બતાવ્યા | બનાવ્યા |
| ૪૮ | ૧૧ | શિાખમણ | શિખામણ |
| ૪૮ | ૨૦ | ડઆવી | દબાવી |
| ૫૧ | ૧૦ | શ્રતીને | શ્રુતિને |
| ૫૩ | ૨ | કય્હાંથી | કહાંથી |
| ૫૪ | ૧૪ | ખરૂ | ખરૂં |
| ૫૫ | ૭ | દીન | દિન |
| ૫૬ | ૯ | એકો કાએ | એકેકાએ |
| ૬૦ | ૪ | અનૃપ્ત | અતૃપ્ત |
| ૬૦ | ૧૮ | આપત્તી | આપત્તિ |
| ૬૩ | ૧૩ | અનુમાન | હનુમાન |
| ૬૪ | ૧૬ | વર્ણુંયો | વર્ણ્યો |
| ૬૫ | ૬ | જ્ઞાનેદ્રિં | જ્ઞાનેંદ્રિ |
| ૬૭ | ૫ | કદી | કહી |

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૯ | શૃગારી | શૃંગારી |
| ૬૭ | ૨૦ | થાતી | ભાતી |
| ૬૮ | ૧ | सतं | सत्यं |
| ૬૮ | ૧ | ज्ञानमनन्त | ज्ञानमनन्तं |
| ૬૯ | ૨૩ | સરપસમ | સર્પસમ |
| ૭૦ | ૨ | નિદા | નિંદા |
| ૭૧ | ૧૫ | રાત્રે | રાત્રિએ |
| ૭૨ | ૨૬ | પુછ | પુચ્છ |
| ૭૪ | ૧૫ | शृगं | शृगं |
| ૭૪ | ૧૬ | मुचति | मुञ्चति |
| ૭૭ | ૧૪ | નમ્રતા | નમ્રતા |
| ૮૪ | ૭ | બાર | બ્હાર |
| ૯૧ | ૫ | પપુરિડ્ | ષડ્રિપુ |
| ૯૧ | ૬ | કમ | કર્મ |
| ૧૧૦ | ૪ | તકરારિ | તકરારે |
| ૧૧૭ | ૨૨ | વૃષ્ટી | વૃષ્ટિ |
| ૧૧૮ | ૧૨ | પઢતાતાં | પઢતાતા |
| ૧૧૯ | ૩ | સોર | શોર |
| ૧૩૦ | ૨૦ | એલોકિક | એલૌકિક |
| ૧૪૦ | ૨૬ | સમન્નદી | સમજવી |
| ૧૫૧ | ૧ | સારદા | શારદા |
| ૧૭૪ | ૮ | વર્તમને | વર્તમન્ |
| ૧૭૬ | ૫ | સતતિને | સંતતિને |
| ૧૮૮ | ૧૬ | ગોથા | ગોથાં |
| ૧૯૩ | ૨૮ | ભળી | ભાવી |
| ૧૯૫ | છેલ્લી | સત્ય | સત્વ |
| ૧૯૫ | ,, | ચિત્ર | ચિત્ર |

# આ પુસ્તક મળવાનું ઠેકાણું.

કર્તા પાસેથી... ... ... ... કપડવણજ.

રા. દલપતરામ દલસુખરામ. ... } અમદાવાદ.

રા. ચંદુલાલ હરગોવિંદ. ... } રાયપુર—નાઇવાડો.

રા. ચુનીલાલ અમથાશાહ ... ... ... અમદાવાદ.

જૈન વિદ્યાવિજય પ્રિન્ટિંગ પ્રેસ.

રા. માધવલાલ હરગોવિંદ સરકલ ઇન્સ્પેક્ટર. ... વીરમગામ.

રા. ચંદુલાલ પરસોતમ... ગોધરા.

ડી. ડે. ક. ઓ. કલાર્ક.

રા. ઉત્તમરામ નરસિંહરામ... ... ... ભરૂચ.

રા. સોમેશ્વર પરસોતમ ... ... ... કલ્યાણી.

રા. દોલતરામ નરસિંહરામ... ... ... ભાળેજ તા. આણંદ.

રા. મહાસુખરામ નરસિંહરામ .. ... ... થામણા—પોષ્ટ ઉમરેઠ.

---